આણુશંકર કૃત

# પોલીસ નિયમ પ્રકાશક.

આવૃત્તિ ૨ જી.

સને ૧૯૨૧

કીંમત સવા રૂપીઓ.

# પોલીસ નિયમ પ્રકાશક.

---

કર્ત્તા

સ્વ. રાવ સાહેબ પ્રાણશંકર ત્રીપુરાશંકર,

રીટાયર્ડ પોલીસ ઈન્સ્પેક્ટર

સુરત.

---

છપાવી પ્રસીદ્ધ કરનાર

છોટુભાઇ પ્રાણશંકર.



---

( આવૃત્તિ ૨જી નકલ ૧૦૦૦. )

---

"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

---

સને ૧૯૨૧.

કીંમત રૂપીઓ સવા.

સુરત-ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં
ઠાકોરદાસ માનસીંહે છાપ્યું.

છપાવી પ્રસીદ્ધ કરનાર:—
છોટુભાઇ પ્રાણશંકર.—ઠે. નાગરફળીઆ-સુરત.

# પેહેલી આવૃતીની પ્રસ્તાવના.



આ ન્હાના પુસ્તકમાં પ્રથમ ડીસ્ટ્રીક્ટ પોલીસ તથા વિલેજ પોલીસ આકટો, તે પછી ક્રીમીનલ પ્રોસીજર કોડ, પીનલ કોડ, પુરાવાનો આક્ટ, અને તે પછી જરૂરજોગ પરચુરણ આકટો, એમ અનુક્રમે આપેલા છે. જુદાં જુદાં પ્રકરણો પાડી, પોલીસને હંમેશ ઉપયોગમાં આવે તેવી બાબતોમાં કાયદાની કલમો શબ્દસઃહ આપેલી છે, અનેતેસાથે સંપૂર્ણ સમજુતી પણઆપીછે.

અસલી જુનો જમાનો વહી ગયો છે, અને પોલીસ અમલદારો પોતાના કામકાજ દરમ્યાન જે ભાગું તુટું જ્ઞાન મેળવે, તેથી કામ નિભ્યું જતું, તે વખત હવે રહ્યો નથી. કેળવણીનો પ્રચાર બહુ બોહોળો થવાથી, લોકો બહુ હોંશીઆર અને કાયદાઓથી વાકેફ થતા ગયા છે, તેથી હવે હાલના જમાનાની ચાલુ સ્થીતિ ઉપર વિચાર કરતાં પોલીસ સબ ઇન્સ્પેકટરો તથા ઇન્સ્પેકટરોનેજ માત્ર નહિ, પણ હેડ કાન્સ્ટેબલો અને કાન્સ્ટેબલોને પણ વધારે સંગીન પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. એવા સંગીન અને મુસ્તકીન જ્ઞાનની પ્રાપ્તી સારૂ શિક્ષણની અવશ્ય જરૂર છે. તે સારૂ પોલીસ ખાતામાં નોકરી કરનાર તમામ ન્હાના મોટા અમલદારોને હંમેશ ઉપયોગી થઇ પડે એવા હેતુથી આ ચોપડી તદન નવીજ ગોઠવણ, અને ઢબછબ ઉપર રચવામાં આવેલી છે. કાયદાની આખી કલમો જરૂરી બાબતોમાં આપવા ઉપરાંત. તે ઉપર હાલ જે જે રૂલો છે, .તે, તથા હાઈ કોર્ટોના ફેસલાના આધારે ઠરેલા અર્થ જે પોલીસે જાણવા જોઇએ તે,—તથા તે ઉપર અનુભવ સિદ્ધ ખાસ ઉપયોગી સૂચનાઓ તથા સમજુતી, બહુજ સરળ ભાષામાં સમજી શકાએ તેટલી સાદી રીતે, આ ચોપડીમાં આપેલી જણાશે.

સારી ચાલથી ચાલવાના જામીન વગેરે બાબતોમાં—પુરાવાને અંગે, કઈ કઇ બાબતો જરૂરની છે, તે તપસીલવાર ગોઠવીને

બતાવી છે. ખુન, ખોટા સિક્કા બનાવવા, ચોરી, ઘરફોડી વગેરે અનેક ઉપયુક્ત બાબતોમાં ગુન્હો શોધી કાહાડવા કેવા પ્રકારના ઉપાયો લેવા, ને શું શું તપાસ કરવી, તે સરળતાથી બતાવ્યું છે. ઝાહાડો (જડતી)લેવા સંબંધી બહુ ઉપયોગી અને જરૂરી અનુભવ સિદ્ધ રૂલો.—તથા કબુલત સંબંધે,—કેસ તથા સ્ટેશન ડાએરી સંબંધે,-"ફાઇનલ"યા આખર રિપોર્ટ સંબંધે, ઇન્કવેસ્ટ સંબંધે, મેલાપીની માફી સંબંધે, પુરાવાના આકટમાં અનેક જરૂરી બાબતોમાં,—કાયદો તથા અનુભવ એ બે ઉપરથી બહુ ઉપયોગી સમજુતી તથા રૂલો આપેલી જણાશે. વળી દફતર તપાસણીની રીત પણ બતાવી છે.

જરૂર પ્રમાણે સવાલ જવાબ રૂપે,-જરૂર પ્રમાણે સમજુતી રૂપે,-એમ સરળતાની બાબત ધ્યાનમાં રાખી, આ ચોપડી તૈયાર કરેલી છે. દરરોજની કામગીરીમાં,-પોતાનો અભ્યાસ પુરતો વધારવામાં-પરીક્ષા પાસ કરવામાં,-અને હાલના જમાનાને લાયકનું કાયદાનું સંગીન જ્ઞાન મેળવવા આ ચોપડી ઉપયોગી સાધન છે એમ જણાશે, અને મારી આગલી બનાવેલી **જુની ચોપડીઓની** અભ્યાસમાં હવે કશી ગરજ રહેશે નહિં, એટલુંજ નહિં, પણ તેના કરતાં બહુ વધારે અને ઉંચું જ્ઞાન અને ઉપયોગી માહીતી, આ ચોપડીથી"અપ-ટુ-ડેઈટ" મળી શકશે, અને "પોલીસ નિયમ પ્રકાશક"નામ આવી ચોપડીનું યથાર્થ છે, એમ જણાશે.

આ ચોપડીમાં અમુક વિષય શોધી કાહાડવો સેહેલો પડે તે સારૂ દરેક પાને,-મથાળે,-કાયદો તથા કલમ આપેલાં છે; તેથી જે જોવું હોએ તે ઝટ જડી શકશે.

તા. ૨૫મી જુલાઈ, ૧૯૧૪.<br>નાગર ફળીયું, સુરત. } પ્રાણશંકર ત્રીપુરાશંકર.

# બીજી આવૃતીની પ્રસ્તાવના.

આ ચોપડીની પેહેલી આવૃતી છ માસમાંજ ખપી ગઈ હતી તે પછી તે કોઇપણ જગોએ મળતીજ નહોતી. પરંતુ ઘણા પોલીસ અમલદારો તરફથી બીજી આવૃતી કાઢવાની માંગણી થવાથી આ બીજી આવૃતી બહાર પડી છે.

આ આવૃતી કાઢવા મરહુમ રા. સા. પ્રાણશંકરે વિચાર કર્યો હતો. પણ તેઉને અવકાશ નહીં મળવાથી અને તા૦ ૩-૪-૧૯૨૦ને રોજ તેઉનું અવસાન થવાથી આ કામ છેવટ મારે માથે પડયું. જો મરહુમની સમજુતીમાં કાંઇ ફેરફાર કરીએ તો તે બગાડયા બરોબર છે. તેથી જેટલે દરજ્જે કાયદો સુધર્યો છે તેટલો સુધારી સમજુતીઓ કાયમ રહેવા દીધી છે.

કાગળ, છપાઇ વગેરેના ભાવો ઘણા સખત છે તેથી કીંમતમાં જુજ વધારો કર્યો છે. ને પોસ્ટેજના ભાવ બમણા થવાથી તે જુદુ રાખવું પડયું છે. મરહુમના ૩૦ વરસના અનુભવનો લાભ કોઈ લે અને શીખે તે માટેજ આ આવૃતી બહાર પાડી છે.

કાયદાની કલમો જેટલી સુધરી છે તેટલી સુધારી છે. પણ કોઇ સુધારો સરત ચુકથી રહી ગયો હોય તો વાંચક દરગુજર કરશે એવી આશા છે.

આ પુસ્તક પ્રગટ કરવામાં મરહુમના ખાસ મીત્ર રા. રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી બી. એ. એલ. એલ. બી. અત્રેના માજી સરકારી વકીલે મને મદદ કરી છે તે માટે તેમનો ઘણો આભારી છું. વળી સુરત સીટી પ્રેસના માલીક રા. રા. ઠાકોરદાસ માનસીંગે આ પુસ્તક બનતી ઝડપથી કાળજી પુર્વક છાપી આપ્યું તેથી તેમનો પણ હું આભાર માનું છું.

નાગર ફળીઆ
સુરત તા. ૨૫-૮-૧૯૨૧ } છોટુભાઇ પ્રાણશંકર

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું—( પોલીસ આક્ટો ).



## પ્રકરણ ૨ જું—(ક્રીમીનલ પ્રોસીજર કોડ).



## પ્રકરણ ૩ જું—(ક્રીમીનલ પ્રોસીજર કોડ).



## પ્રકરણ ૪ થું—(ક્રીમીનલ પ્રોસીજર કોડ).

## પ્રકરણ ૯ મું—(પીનલ કોડ).



## પ્રકરણ ૧૦ મું—(પીનલ કોડ).



## પ્રકરણ ૧૧ મું—(પુરાવાનો કાયદો).



## પ્રકરણ ૧૨ મું—(દફતર તપાસણી વિગેરે).



## પ્રકરણ ૧૩ મું—(પરચુરણ આકટો).

# પોલીસ નિયમ પ્રકાશક.

## પ્રકરણ ૧ લું.

**"ડીસ્ટ્રીકટ પોલીસ આકટ," તથા "વીલેજ પોલીસ આકટ."**
(સને ૧૮૯૦ નો ૪થો). (સને ૧૮૬૭ નો ૮ મો).

દરેક પોલીસ અમલદારે પોતાની નોકરીમાં દાખલ થતાંજ, પોતાના અખત્યાર, હકો અને જવાબદારી, કેવાં અને કયા કયા પ્રકારનાં છે, તે અવસ્ય જાણવું જોઇએ. પોલીસને જે જે અખત્યાર પ્રાપ્ત થાએ છે, તે કાયદાની કલમોને અનુસરીનેજ પ્રાપ્ત થાએ છે. કાયદામાં જે કૃત્ય કરવાની પરવાનગી યા અખત્યાર આપેલ નથી, તેવું કોઈ પણ કામ પોલીસ પોતાના હોદ્દાને અંગે કરી શકે નહિ, એમ સમજવું.

પોલીસ અમલદારને સહુથી પહેલાં "ડીસ્ટ્રીકટ પોલીસ આકટ" જાણવાની જરૂર છે. તેથી તેમાંથી જરૂર જોગ બાબતો આ નીચે આપી છે.

**પોલીસની સનદ.**—પોલીસખાતામાં નોકરીએ દાખલ થતાંજ દરેક પોલીસ અમલદારને એક સનદ યાને દાખલો કાયદા પ્રમાણે મળે છે; તેમાં લખવામાં આવે છે કે,—

ઇન્સ્પેકટર જનરલ **ડી. સુ.** અથવા
**ડે. ઇ. જ. સી. આઇ. ડી.**
નો સીક્કો.



**......ફલાણા ફલાણા......ને જીલ્લાની પોલીસનો આસામી નીમ્યો છે, અને સને ૧૮૯૦ ના મુંબઇના ડીસ્ટ્રીકટ પોલીસ આકટ મુજબ જે સત્તા, ફરજ તથા હક છે, તે તેને આપ્યા છે.**

**(સહી) સનદ આપનાર અમલદારની**
**જીલ્લો.........**

ઉપર પ્રમાણેની સનદો ઇન્સપેકટરથી ઉતરતા દરજ્જાના પોલીસ અમલદારો માટે અપાએ છે. ઇન્સપેકટરોને પણ સનદ અપાય છે. પણ તે જુદી રીતે છે. તેની અહિંયાં જરૂર નથી, તેથી આપેલ નથી. વળી આક્ટની કલમ ૩૨ મુજબ એક ઝીલ્લામાંથી બીજા હરકોઈ ઝીલ્લામાં (મુંબાઈ ઇલાકામાં), તેને બદલી થએથી જવું પડે, તે શરત પણ દાખલામાં લખાય છે.

**પોલીસ અમલદારોનાં દરજ્જાઓ વિશે:**—પોલીસ અમલદારો જુદા જુદા દરજ્જાના ઠરાવ્યા છે. સર્વેથી ઉપરી દરજ્જો **"ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસ,"** નો છે. તે પછી ઉતરતા. **"ડેપ્યુટી ઇન્સપેકટર જનરલો,"** છે; તે પછી ઉતરતા, **"ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટો,"** છે; તે પછી ઉતરતા, **"આસીસ્ટન્ટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ,"** તથા **"ડેપ્યુટી પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ,"** છે; તે પછી **"પોલીસ ઇન્સપેકટરો,"** તે પછી **"સબ પોલીસ ઇન્સપેકટરો"** તે પછી **"હેડ કાન્સ્ટેબલો,"** જુદા જુદા વર્ગના છે, તે પછી **"કાન્સ્ટેબલ"** છે.

વળી પાયદળ તથા માઉન્ટેડ (ઘોડેસ્વાર) અને "અનામંડ" અને "આર્મડ" (બંદુકવાળા) એમ પેટા વિભાગો છે.

યુરોપીયન સારજંટનો વર્ગ જુદોજ છે.

દરેક ગામને સારૂ પોલીસ પટેલ નીમેલો હોય છે; (વીલેજ પોલીસ આક્ટ પ્રમાણે) એ રીતના દરજ્જાના પોલીસ અમલદારો નિર્માણ કરેલા હોય છે. પોલીસની જુદી જુદી ફરજો તથા કાર્યક્રમો, આ અમલદારોએ બજાવવાનાં હોય છે.

**પોલીસ અમલદાર કોને કેહેવો તે વીશે.**—પોલીસ આક્ટ પ્રમાણે નિમાયલો એવો પોલીસ ફોજ પૈકીના હરકોઈ શખસને "પોલીસ અમલદાર" કેહેવાય.

**"કોન્સ્ટેબલ".**—એને સહુથી હલકા દરજ્જાનો પોલીસ અમલદાર ગણ્યો છે.

**પોલીસ આકટ કયાં કયાં લાગુ પડે છે.**—મુંબઈ શેહેર બાદ કરતાં, આખા મુંબઇ ઇલાકામાં એ આકટ લાગુ સમજવો. પણ સીંધ અને એડનના મુલકની બાબતમાં એમ ઠરાવ્યું છે કે સરકાર ત્યાં અથવા ત્યાંના અમુક ભાગોમાં જાહેરનામાંથી લાગુ પાડે, તોજ લાગુ થાએ છે.

**પોલીસ અમલદારોની નિમણુંક કોણ કરે.**—કૉન્સ્ટેબલો,-હેડ કૉન્સ્ટેબલો—તથા સબ-પોલીસ ઇન્સ્પેકટરો, એઓને ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ નિમી શકે છે. ઇન્સ્પેકટરોની નિમણુંક પોલીસ ઇન્સ્પેકટર જનરલ કરી શકે; તેથી ચઢતા દરજ્જાવાળાને ફક્ત સરકાર નિમી શકે.

**સ.—"ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ" નો શું અધિકાર પોલીસ ઉપર હોએ છે?**

**જ.**—ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટને ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનો મદદનીશ સમજવાનો છે. તેમજ કોઇ પણ ડીસ્ટ્રીકટની પોલીસ ફોજ, ત્યાંના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટના તાબામાં તથા અખત્યારમાં સમજવાની છે.

વળી, પોલીસ અમલદારોને થએલી સજાના સંબંધમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને અપીલ સાંભળવા કેટલો અધિકાર છે. તે વિશે "અપીલ" ના પ્રકરણમાં હકીકત આપેલી છે, તે વાંચવી.

**નોટ.**—ખાસ પોલીસ નિમવા બાબતમાં,-તથા વધારાની પોલીસ નિમવાની બાબતમાં આકટની કલમો ૨૨, ૨૩, ૨૪, ૨૫ જોવી.

---

**નોટ.**—કોઇ પણ કાયદા વિરૂદ્ધ મંડળીએ કરેલી નુકશાનીનો બદલો અપાવવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને કેવી સત્તા છે, તે બાબત આકટની કલમો ૨૫ અ,૨૬,તથા ૨૬, અ જોવી.

---

# પોલીસ કામગીરીમાં ગફલત યા કસુર; અને ખાતાંની રૂએ થઇ શકતી શિક્ષા બાબત.

---

**સ.—પોલીસના ઉતરતા દરજ્જાના માણસોની પોતાની કામગીરી વગેરેમાં ગફલત યા કસુર કરવા બદલ, ખાતાની રૂએ યાને "ડીપાર્ટમેન્ટલ" શિક્ષા બાબતમાં શું નિયમ ઠરાવ્યા છે?**

**જ.**—કોઈ પોલીસ અમલદાર પોતાના કામમાં ઘાતકી, અડીયલ, સુસ્ત, અથવા ગફલત કરનારો છે, અથવા પોતાનું કામ કરવાને નાલાયક છે, એમ જણાએ, તો તેને જરૂર લાગે તો 'સસપેંડ' એટલે નોકરી ઉપરથી મોકુફ કરવા, નીચી પાયરીએ ઉતારી પાડવા, બરતરફ કરવા અથવા એક મહિનાના તેના પગારની રકમ સુધી દંડ કરવા આ આક્ટથી અધિકારી છે; તે એવી રીતે કે–ઇન્સ્પેકટરના સંબંધમાં આવો હુકમ ઇન્સ્પેકટર–જનરલ કરી શકે. તેથી ઉતરતા દરજ્જાના–એટલે સબ–ઇન્સ્પેકટરો તથા તેથી ઉતરતા અમલદારોની બાબતમાં આવી શિક્ષા તેનો ઉપરી ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ કરી શકે છે. અને કોઇ ગંભીર પ્રકારની ગેરવર્તણુંકની તપાસ ચાલતી હોય તો ઇન્સ્પેકટરને પણ 'સસપેંડ' કરવાનો પોલીસ સુપરીન્ટેન્ડન્ટ ને અધિકાર છે. પછીથી, આવા ઇન્સપેકટરને 'સસપેંડ' કરવાની બાબત ઇન્સ્પેકટર–જનરલનો હુકમ મેળવી લેવો. (ડી. પો. આક્ટ કલમ ૨૯ રકમ ૩ છ).

વળી,—આ પ્રમાણે સસપેંડ કરતી વખતે, યા પાયરી ઉતારતાં, યા બરતરફ કરતાં, યા દંડ કરતાં, એક પ્રોસીડીંગ કરવું જોઇએ. તેમાં કસુરદાર ઉપર જે તોહોમત હોએ, તે સ્પષ્ટ લખીને, કસુરદારની વિરૂદ્ધ તોહોમતની સાબીતીમાં પૂરાવો હોય, તે ટુંકમાં નોંધવો જોઇએ. વિરૂદ્ધ સાક્ષી આપનારને ઉલટ સવાલ કસુરદાર પુછી શકે, તેવી તેને તક આપવી, અને તેનો બચાવ, જવાબ, તથા પૂરાવો લેવો ને નોંધવો. તેમ થયા પછી દફતરમાં કારણો બતાવીને ઠરાવ નોંધવો જોઇએ. તે ઉપર ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટની સહી કરવી જોઉએ. (ડી. પો. આક્ટ કલમ ૩૦)

**સ.—કસુરદારને શિક્ષા કોઇ ઇનસાફની કોર્ટમાં થઇ હોએ, તો પછી ખાતાની રૂઇએ શિક્ષા થઇ શકે ?**

**જ.**—હા, ઇનસાફની કોર્ટમાં થએલી શિક્ષા ઉપરાંત પણ શિક્ષા કરવી યોગ્ય જણાએ, તો તેમ થઇ શકે છે, તેમજ કોર્ટમાંથી છુટી ગયો હોએ, દોષમુક્ત થયો હોએ. તોપણ ખાતાની રૂઇએ શિક્ષા કરવાનું યોગ્ય લાગે, તો તેમ કરી શકાએ છે. આ બાબત પોતાના ઉપરીની મુનસફી ઉપર રહેલી છે.

---

## ખાતાની રૂઇએ થએલી શિક્ષા ઉપર અપીલો.

**સ.—ખાતાની રૂઇએ થએલી શિક્ષા ઉપર અપીલો સાંભળવા બાબતમાં શું નિયમો છે ?**

**જ**—ઇન્સ્પેકટરને સજા, ઇન્સ્પેકટર જનરલ કરી શકે છે; તે ઉપર અપીલ નામદાર સરકારમાં થાએ:

સબ-પોલીસ ઇન્સ્પેકટરને સજા, ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ કરી શકે છે; તે ઉપર અપીલ કરવાની તે, તે "રેઈંજ"ના ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ તરફ કરવી જોઇએ; બરતરફ કરવામાં આવેલ હોએ, તો ઇન્સ્પેકટર-જનરલ તરફ કરવી.

હેડ કાન્સ્ટેબલને તથા કાન્સ્ટેબલના દરજ્જાવાળાને સજા થઈ હોય, તે ઉપર અપીલ કરવાની તે, તે ડીસ્ટ્રીકટના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ તરફ કરવી પડે.

**મુદત અને બીજી બાબતો**—ઠરાવની તારીખથી ૬૦ દિવસની મુદતમાં અપીલ કરવાની; ઠરાવની ખરી નકલ ઠરાવ કરનારની સહી સાથેની મેળવીને, તે સામેલ રાખી, અપીલ ઇંગ્રેજીમાં સભ્યતાથી કરવી. ઠરાવ થયા પછી તુરત નકલ માંગવી, ને તે મળી શકે તેટલા દિવસો, ઉપરની ૬૦ દિવસની મુદત ઉપરાંત મળી શકે છે.

ડીલની શિક્ષા,-તાકીદ આપવામાં આવી હોએ, તે વગેરે-ઉપર તથા **"બ્લૈક માર્ક"** ઉપર અપીલ થઈ શકે છે. ફક્ત એક અઠવાડીઆનો

પગાર જેટલો દંડ કર્યો હોએ, તો તે ઉપર અપીલ નથી.

**સ.—"બ્લેક માર્ક" યાને કાળી નિશાની બાબત શું નિયમ છે?**

**જ.**—દંડની, ખાતાની રૂઇએ સજા, ઘણે અંશે નાપસંદ કરવા જેવી જણાયાથી સરકારે તેને બદલે "બ્લેક માર્ક"ની સજા ઠરાવી છે. ખાતા બાબતના કોઇ ગુન્હા બદલ, ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને યોગ્ય લાગે ત્યારે, એક ગુન્હા બદલ એક "બ્લેક માર્ક"ની સજા થઈ શકે. પણ ડીસ્ટ્રીકટ પોલીસ આક્ટની કલમ ૩૦ પ્રમાણેનું પ્રોસીડીંગ કરવું જોઇએ. ત્રણ "બ્લેક માર્ક" અપાયા બાદ, તે કસુરદારને પાયરી ઉતારવાને પાત્ર ગણી સવડ આવે ઉતારવો. છ "બ્લેક માર્ક" થઇ હોએ, તો તે બરતરફ થવાને પાત્ર છે. આવી ચેતવણી કસુરદારને આપી દેવા ઠરાવ્યું છે. કાન્સ્ટેબલ તથા હેડ કાન્સ્ટેબલો,-પાયદળ તથા ઘોડે સ્વાર, તથા સારજંટ (યુરોપીયનો)ને, આવી "બ્લેક માર્કની સજા થઇ શકે છે; બીજી કોઈ શિક્ષા સાથે પણ અપાએ. પણ તેનો દરજ્જો કમી કર્યો હોએ, તો તેટલાજ ઉપરથી સાથે સાથે "બ્લેક માર્ક" ન અપાએ. "બ્લેક માર્કની' સજા થઈ કે "પ્રમોશન" અટકે એમ સમજવું, પણ રજા મળવાની બંધ ન થઈ શકે. માત્ર ઠપકો, યા ચેતવણી અપાઇ હોએ, તો તેટલાજ ઉપરથી તેની સાથે "બ્લેક માર્ક" અપાતી નથી. વળી એમ ઠરાવેલું છે કે, છ માસ સારી નોકરીનું કામ કર્યાથી એક "બ્લેક માર્ક રદ થાએ છે. એમ દર છ માસની સારી નોકરીથી એક એક "બ્લેક માર્ક" રદ થઈ શકે. બે વરસ સુધી બીન કસુરથી અને સારી નોકરી લાગલાગટ કરવામાં આવે, તો તમામ "બ્લેક માર્ક" રદ થઇ શકે.

**અપીલનો હક.**—બીજી સજાઓ ઉપર જેમ અપીલ થઇ શકે છે, તેમ "બ્લેક માર્કની" સજા ઉપર પણ અપીલનો હક રહે છે.

કોઇ પણ ખાતાની રૂઇએ સજા કરવાની હોએ, તેને બદલે "બ્લેક માર્ક" આપવી યોગ્ય લાગે તો ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ આપી શકે છે, એમ સમજવું.

---

## ખાતાની રૂઇએ પોલીસને કેદની શિક્ષા વિશે.

નોટ.—ખાતાની રૂઈએ હેડ કૉન્સ્ટેબલથી ઉતરતા દરજ્જાના, એટલે કૉન્સ્ટેબલોને, કેદની શિક્ષા, ઈન્સ્પેકટર જનરલ, પોલીસ સુપરીન્ટેન્ડન્ટ અથવા કાઈ વિભાગનો ઈનચાર્જ આસીસ્ટન્ટ-પોલીસ સુપરીન્ટેન્ડન્ટ કરી શકે છે આવી સજા, ઘણામાં ઘણી, ત્રણ દિવસ કેદની થઇ શકે; અને તે, ઉપર બતાવેલા કાઈ અમલદારની હાજરીમાં તેનું અપમાન કરે, અથવા ઉઘાડી રીતે તેના હુકમનું ઉલ્લંઘન કરે, તોજ તેવી બાબતમાં થઈ શકે.

હેડ કાન્સ્ટેબલોને, યા તેથી ચઢતા દરજ્જાવાળાને સારૂ આ શિક્ષા નથી. વળી તેવાં દરેક કામમાં શિક્ષા કરતી વખતે, તપાસની નોંધ, ઠરાવનાકારણો વગેરે દફતરે નોંધી, ઠરાવ કરનારે સહી કરવી જોઇએ, (ડી. પો. આ. કલમ ૩૧).

### સ—પોલીસ અમલદારને નોકરી ઉપર ક્યારે ગણવો ?

જ—અમુક જીલ્લામાં કાયદેસર નીમાયા પછી, પોલીસ આકટ પ્રમાણેના કામ તથા હેતુ સારૂ, હરેક પોલીસ અમલદારને હમેશાં નોકરી ઉપરજ છે, એમ ગણવાનો છે: એક ડીસ્ટ્રીકટમાંથી બીજા ડીસ્ટ્રીકટમાં તેની બદલી કરી શકાએ; ને તેણે ત્યાં જવુંજ જોઇએ, એવી શરત સમજવી. ( કલમ ૩૨ ).

### સ.—પોલીસ અમલદારને 'સસપેંડ' કર્યો હોએ, તો પછી તે દરમ્યાનમાં, એટલે સસપેંડ હોએ, તે મુદતમાં તેને નોકરી ઉપર ગણવો કે ?

જ.—જેટલો વખત તે 'સસપેંડ' હોએ, તેટલો વખત તેનો કાયદેસર અખત્યાર મોકુફ સમજવો; પણ તેની જવાબદારી અને તાબેદારીની બાબત કાયમ સમજવી. તે આથી મોકુફ થતી નથી.

પગારની બાબત તેનો ઉપરી હુકમ કરે, તેમ થાએ છે.

(આકટની કલમ ૧૧. બ)

**નોટ.**—વળી જાણવું કે, પોતાની નોકરીની કામગીરી શિવાય બીજો કોઇ ધંધો રોજગાર યા કામગોરી પોલીસ કરી શકે નહિ. તેમજ પોતાના ડીસ્ટ્રીકટની હદમાં કાંઇ વેપાર કરી શકે નહિ, અને જમીન ખરીદીમાં યા વેચાણમાં સામેલ થઈ શકે નહિ.

'સસપેંડ' હોય, તોપણ ઉપર પ્રમાણેજ નિયમ સમજવો. ( કલમ ૩૩ ).

**સ.—પોલીસે રાજીનામું આપવાની બાબતમાં શું નિયમછે?**

જ.—પોતાને નોકરી છોડવી છે અને રાજીનામું આપવું છે, તેવી લેખી નોટીસ પોતાના ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટને, યા જે બીજા અમલદારને ઇન્સ્પેકટર-જનરલે એવી પરવાનગી આપી શકે એમ ઠરાવેલ હોય, તેને આપવી. તેવી નોટીસ પછી ૬૦ દિવસની મુદત પછી તે નોકરી છોડી શકે. આથી જણાશે કે ૬૦ દિવસ અગાઉથી રાજીનામું આપવું પડે. તરત છૂટો થઇ શકે નહિ, એવો સામાન્ય નિયમ છે. પણ ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટને વાજબી લાગે, તો લેખિત પરવાનગી આપી રાજીનામું આપનાર પોલીસ અમલદારને તરત પણ છુટો કરી શકે; અથવા સીવીલ સરજનનું સર્ટીફીકેટ એવું રજુ થાએ કે તે માણુસ શરીરની યા માનસિક અશકતતાને લીધે પોલીસની નોકરી કરવા લાયક નથી, તો પછી તરતજ છુટો થઈ શકે છે. સરકારનું કાંઈ લેહેણું હોય, તે રાજીનામુ આપનારે તરત આપી દેવું જોઇએ; યા તેવો સંતોષકારક જામીન આપવો જોઇએ.

ઉપર પ્રમાણે ન થાય, તો ગેરકાયદે નોકરી છોડવા બદલ, તેને કાયદાની કલમ ૩૬ પ્રમાણેની શિક્ષા ફોજદારી રીતે થઈ શકે છે; તે શિવાય વિશેષમાં, તેનો તમામ ચઢેલો પગાર ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટના હુકમથી ખાલસા થઇ શકે છે.

વળી,—પોલીસમાં દાખલ થતાં મળેલું સર્ટીફીકેટ ( દાખલો ) તથા સરકારી હથીઆર, કપડાં વગેરે, સુપરીન્ટેન્ડેન્ટે જેને અખત્યાર આપ્યો હોય, તેવા અમલદારને રાજીનામું આપનારે સોંપી દેવા જોઇએ. તેમ ન થાએ, તો કોઇ માજીસ્ટ્રેટ, યા,-ખાસ કારણુસર ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ, એસીસ્ટંટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ અથવા ડેપ્યુટી પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ સરકારી ઉપર કહેલો સામાન જપ્ત કરવા વારંટ કાયદેસર રીતે આપી શકશે. માત્ર ઇન્સ્પેકટર-જનરલના હુકમ અનુસાર કોઇ એવાં કપડાં રાજીનામું આપનારની માલકીનાં ઠર્યા હશે, તેને સારૂ આ પ્રમાણે થઇ શકતું નથી. ( ડી. પો. આ. કલમ. ૩૪, ૩૫. )

---

## પોલીસ અમલદારને કોર્ટ શિક્ષા ફરમાવે તે વિશે.

નોટ.—બાયલાપણું એટલે બીકણપણું, કોઈ પોલીસ અમલદાર બતાવે તો તે બાબતમાં,—કાયદા વિરૂધ્ધ રાજીનામું આપે,—યા હોદ્દાનું કામ પોતાની મેળે કાયદાના નિયમ વિરૂદ્ધ છોડે તો,—અથવા પોતાની ફરજ બજાવવામાં જાણી જોઇ ભંગ યા અનાદર કરે,—વિગેરે બાબતમાં ઈનસાફની કોર્ટમાં તેવા પોલીસ અમલદારને ત્રણ મહીના સુધીની કેદ, અથવા સો રૂપીઆ સુધી દંડની, યા એ બેહુ, શિક્ષા થઈ શકે, તે વિશે કાયદાની કલમ ૩૬ જોવી.

વળી—કોઈ પોલીસ અમલદાર રજા ઉપર ગેરહાજર હોય, ને તે રજાની મુદત વીતે, પાછો નોકરી ઉપર હાજર ન થએ, અને તે બાબતમાં વાજબી કારણ બતાવી ન શકે, તો તેણે પોતાના હોદ્દાનું કામ કાયદા વિરૂદ્ધ રીતે છોડયું, એમ ગણાશે. (કલમ. ૩૬. રકમ. ૩ ઇ).

---

## પોલીસ નિયમ સંબંધીમાં ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટના અખત્યાર.

રસ્તા વિગેરે બાબતોમાં,—સુરંગ ફોડાવવાની બાબતમાં,—જારકર્મ કરવાના કારખાનાં બંધ કરવા સંબંધે,—અવ્યવસ્થા અને સુલેહનો ભંગ થતો અટકાવવા સંબંધે,—હંગામો વિગેરે ન થવા પામે તે માટે,—ધર્મ સંબંધી જગાએ બંદોબસ્ત રાખવા માટે,—મેળા વિગેરેમાં રોગનો ઉપદ્રવ ન થવા દેવા માટે,—લોકોની ટોળી યા મંડળી વિખેરવા માટે,—સાર્વજનીક સભા યા રમત ગમતની જેવી જગામાં ગેર બંદોબસ્ત અટકાવવા માટે,—વિગેરે બાબતમાં,—ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને નિયમો કરવાને, અને હુકમો ફરમાવવા અધીકાર છે. જે વિશે, ડીસ્ટ્રીક્ટ પોલીસ આક્ટની કલમો ૩૯ થી ૪૮ જોવી.

પોલીસને પોતાની નોકરીના અંગે વિશેષ જરૂરી બાબતો નીચે પ્રમાણે છે.—

કલમ. બાબતો.

૪૨. શસ્ત્ર, સોટા, હથીઆરો લઇ જવાની મનાઇ કરી શકાય; પત્થર વગેરે એકઠા કરી સુલેહમાં ભંગ ન થાએ તે સારૂ,—માણસો, મુડદાં અથવા પુતળાં બનાવી, બુમો પાડી, વાજીંત્ર વગાડવાથી, ભાષણો આપી, યા ચાળા પાડી, યા છબીઓ વગેરે બતાવી, નીતિ અને મર્યાદાનો ભંગ ન થવા દેવા,—ધર્મની જેહવી લાગણી યા દુશ્મનાઈ હલા ન થવા દેવા, લોકની શાંતિ અને સુલેહમાં ભંગ ન થવા દેવા બાબતમાં

નિયમો જીલ્લા માજીસ્ટ્રેટ કરી શકે છે. વાંધા ભરેલાં નાટકો ઉપર નિબંધ રાખવાનો જીલ્લા માજીસ્ટ્રેટને પૂર્ણ અખત્યાર છે.

૪૩. હંગામો અથવા સુલેહનો ભારે ભંગ ન થવા દેવા, કોઇ ઇમારત યા જગા થોડો વખત બંધ કરવા, તેનો કબજો પોતે લેવા, અમુક શખસોને તેનો ઉપયોગ ન કરવા દેવા સારૂ, વગેરેમાં નિયમો જીલ્લા માજીટ્રેટ કરી શકે છે.

૪૪. ધર્મ સંબંધી, યા, સામાજીક ઉત્સવ સંબંધી, રસ્તામાં સુલેહનો ભંગ ન થાએ, તે બાબતમાં હુકમ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કરી શકે છે.

૪૫. મેળા વગેરેમાં કોઇ ભારે રોગ ઉત્પન્ન ન થાએ, તે સારૂ જરૂર જોગ ઉપાયો લેવાને હુકમો ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કરી શકે છે.

૪૬. કોઈ જીલ્લા માજીટ્રેટ યા પેટા ટુકડી માજીસ્ટ્રેટને જ્યારે એમ દેખાય કે,—પોતાના જીલ્લામાં કોઇ જાતના લોકોની ટોળી યા મંડળીની આવજાથી, યા, ત્યાં રહેવાથી, લોકોને ભય યા ત્રાસ છે, તો તેવી ટોળીને વિખેરાઇ જવા, અને અમુક ઠરાવેલે રસ્તે નીકળી જવા જાહેરનામું કાઢી હુકમ તે કરી શકે છે.

૪૭. કોઇ શહેર, યા, ગામમાં,—ગમત કરવાની સાર્વજનિક જગોમાં તથા સાર્વજનિક સભામાં ગેરબંદોબસ્ત ન થાએ. એવી જગામાં શી રીતે લોકોએ દાખલ થવું તથા ચાલવું, તે બાબતમાં વાસ્તવિક યોગ્ય હુકમો કાન્સ્ટેબલના દરજ્જાથી ચઢતો હોય, એવો જે પોલીસ અમલદાર ત્યાં હાજર હોય તે, આપી શકે, એમ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ઠરાવી શકે છે.

ઉપરની બાબતો, પોલીસને જરૂર જાણવા જોગ છે, તેથી ટુંકમાં આપી છે. પોતાના રોજના કર્તવ્યમાં હંમેશ ઉપયોગી છે. ઘણાં ડીસ્ટ્રીકટોમાં આ બાબત સંબંધમાં રૂલો કરેલી હોય છે, તે પ્રમાણે વર્તવું. જ્યાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે રૂલો, એવા પ્રસંગ શિવાએ કરેલી નહોએ, ત્યાં ઉપર પ્રમાણે જો પ્રસંગ હોય, તો પોતાના ઉપરીને રીપોર્ટ કરી જરૂર બતાવેથી, કાયદેસર હુકમો મેળવી શકાશે, તે ધ્યાનમાં રાખવું.

**સ.—કોઇ ગામની હદમાં, યા પોલીસ સ્ટેશનની હદમાં, કોઈ પઠાણોની, કાબુલીઓની, યા તેવી કોઇ ટોળી ગુન્હો કરવાને ઇરાદે ફરે છે, યા લોકોને ત્રાસ આપે તેમ છે, એમ હોય, તો શું કરવું?**

જ.—તે ટોળીના કાર્યો ઉપર નિગેહબાની કાયમ રાખી, તેના આગેવાનોનાં નામ ઠામ લખી લઇ, ડીસ્ટ્રીકટ યા સબડીવીઝનલ માજીસ્ટ્રેટ તરફ તપસીલવાર રીપોર્ટ કરવો. ને ઉપરથી યોગ્ય લાગેથી તેઓ એમ હુકમ કરી શકશે કે, તે ટોળીએ વિખેરાઈ જવું, યા ધાસ્તી ન ઉપજે તેમ વર્તવું, યા અમુક રસ્તે ચાલ્યા જવું; અને તેવી લેખિત નોટીસ, તે ટોળીના મુખીને આપી, યા દાંડી પીટાવી, યા બીજી યોગ્ય રીતે, ખબર આપી પોતાના હુકમનો અમલ કરી શકશે. જો ડીસ્ટ્રીકટની હદમાં જવાનો આવી ટોળીનો ઇરાદો જણાય, ત્યાંના અમલદારને ખબર આપવી. અને જે હદમાં તે ટોળી હોય, ત્યાંના પોલીસ અમલદારે તે ટોળી ઉપર નજર રાખવી. (કલમ ૪૬).

**સ.—રમતગમતની સાર્વજનિક જગામાં, અથવા સભામાં પોલીસને જવાને છુટ છે કે શી રીતે, ને તેઓ શું હુકમ કરી શકે?**

જ.—આ બાબતમાં કાયદો ટુંકમાં નીચે પ્રમાણે છે.—

ગમત કરવાની કોઈ પણ સાર્વજનિક જગામાં, અથવા જે કોઈ સભામાં લોકોને તેડયા હોય, યા આવવાની છુટ હોય, તે જગામાં ભારે ગેરબંદોબસ્ત અથવા કાયદાનું ઉલ્લંઘન ન થાય તે સારૂ, અથવા તેવો વાસ્તિક તાત્કાળિક ભય હોય તે અટકાવવા સારૂ, તે શહેર યા ગામમાં હાજર હોય તેવો કોઈ કોન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો પોલીસ અમલદાર ત્યાં સલાહસંપથી અને કાયદેસર રીતે કામ ચાલે, તેવા જરૂરના વાસ્તવિક હુકમો આપી શકે છે. અને આવા હુકમો પ્રમાણે ત્યાં સઘળા માણસો બંધાએલા છે, એમ સમજવાનું છે. અને આવા હુકમો અમલમાં લાવવા સારૂ, એવી જગામાં યા સભામાં પોલીસને જવાની છુટ છે. (કલમ ૪૭).

**સ.—જાહેર રસ્તામાં યા નજીક, વાજીંત્ર વગાડવા બાબતમાં નિયમ કરવા પોલીસનો કેવો અધિકાર છે?**

જ.—ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ, યા જે બીજા માજીસ્ટ્રેટને આ બાબતમાં યોગ્ય અધિકાર મળ્યો હોય, તેના કોઈ થએલા હુકમને અનુસરીને ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ યા આસીસ્ટન્ટ સુપરીન્ટેન્ડેન્ટ આ બાબતમાં પરવાનો આપી યા બીજી રીતે નિયમ કરી શકે છે કે રસ્તામાં,

અથવા રસ્તાની પાસે, ઢોલ, નગારાં, વાજીંત્ર યા રણશિંગડાં યા બીજાં કાન ફોડે તેવાં વાજીંત્ર અમુક વખત સુધી અમુક શરતે વગાડી શકે. (કલમ ૪૮).

**નોટ.**—મંડળી, સરઘસ તથા એકઠા થઇને જનાર લોકોએ કયે રસ્તે, કયા ક્રમ પ્રમાણે, કયે વખતે જવું, વગેરે બાબત એજ કલમ પ્રમાણે ઉપર લખેલા પોલીસ અમલદાર ફરમાવી શકે છે.

**સ.—રખડતા કુતરાઓનો નાશ કરવા બાબતમાં શું નિયમ છે?**

**જ.**—કોઇ માણસના હવાલામાં ન હોએ, તેવું કુતરું રસ્તામાં રખડતું હોય ત્યારે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ પોતાના ડીસ્ટ્રીક્ટની કોઇ હદની બાબતમાં એવું જાહેરનામું કરી શકે છે કે, રસ્તામાં એવા કુતરાનું શ્વાસોશ્વાસ લઇ શકે અને પાણી પી શકે, તે રીતે મ્હોં બાંધી લેવું, જેથી તે કોઇને બીલકુલ કરડી શકે નહીં. અને આવાં કોઇ જાહેરનામાની મુદત દરમ્યાન, માલીકના મકાન બહાર, આ રીતે બંદોબસ્ત ન કર્યો હોય, યા સાથે લઇને જવા માણસ કોઇ ન હોય, તો તેવાં કુતરાં રખડતાં ગણીને, તેનો નાશ કરવા પોલીસને સત્તા છે. પણ એવું ઠરાવ્યું છે કે, માલીકનું નામ કોઇ કુતરાના પટા ઉપર હોય તો ત્રણ દિવસ રાખી મુકવું; ને માલીકને લેખી ખબર આપવી; ને માલીક તેને માગવા ન આવે અને તેનો તમામ ખરચ ન આપે, તે પછી તેનો નાશ કરવો યા વેચી નાખવું. હડકાયું હોય તો તુરતજ નાશ કરવો.    (કલમ ૪૯).

**નાશ કરવાની રીત.**—"સ્ટ્રીકનીયા" નામના ઝેરનાં પડીકાં સરકાર તરફથી મળે છે, તે દુધમાં યા માંસમાં યા મીઠાઇમાં એવાં કુતરાંને નાશ થવા આપવાં, ને ખાવામાંથી રહેલો પદાર્થ કોઇના ખાવામાં ન આવે, તે ધ્યાનમાં રાખવું.—વળી, આ કામમાં જેના ધર્મને બાધ આવે તેવા પોલીસના માણસોનો ઉપયોગ ન કરવો. ઝેરનાં પડીકાં વાપરવામાં ન આવતાં, ફેંકી દેવામાં આવે છે, તે ઉપર ધ્યાન રાખવું તાબાના નોકરોની એવી વૃત્તિ ઉપર નીગેહબાની રાખવી જરૂરની છે. કેટલાં કુતરાં નાશ થયાં તેના પત્રકો મોકલવાં પડે હાલમાં સરકારે ઠરાવ્યું છે કે, "સ્ટ્રીકન્યા"ને લોટ તથા ગોળ સાથે ભેળવી ગોળી વાળીને કુતરાઓને આપવી. માંકસમાં આપવાનું પસંદ કરવા જોગ નથી, એમ ઠરાવ્યું છે.

# પોલીસની અમલ કરવાની સત્તા, તથા તેમની ફરજો.

**સ.—પોલીસ અમલદારની શી શી ફરજો છે ?**

જ—આ વિષે કાયદામાં નીચે પ્રમાણે નિયમ છે:-

(અ). "યોગ્ય અધિકારીએ જે દરેક વારંટ અથવા બીજા હુકમ કાયદેસર રીતે પોતાને કર્યો હોએ તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવો; અને પોતાના ઉપરી અમલદારના હુકમ અમલમાં લાવવા સારૂ સર્વ પ્રકારના કાયદેસર ઉપાય લેવા જોઇએ.

(બ). પોતે બનતો પ્રયત્ન કરીને, કાગ્નીઝેબલ ગુન્હા થયા વિશે અથવા તેવા ગુન્હા કરવાની ધારણા વિશે બાતમી મેળવવી, તથા ગુન્હેગારોને શાસન કરાવવા માટે અથવા ગુન્હા થતા અટકાવવા માટે ઉત્તમ દેખાએ એવી, તથા કાયદાને અને પોતાના ઉપરી અમલદારોએ કરેલા હુકમને અનુસરતી હોએ તેવી ખબર કરવી, તથા બીજા ઉપાય લેવા.

( ક ). પોતે બનતો પ્રયત્ન કરીને લોકઅપકારક કૃત્ય થતાં અટકાવવાં,

( ડ ). જે માણસને પકડવાને કાયદાની રૂએ અધિકાર હોએ, અને જે માણસને પકડવાનું પુરતું કારણ હોએ તે સર્વને પકડવા.

( ઈ ), બીજો કોઇ પોલીસ અમલદાર તેનું કામ કરતી વખતે પોતાને બોલાવે ત્યારે અથવા તેવી વખતે તેને મદદની જરૂર પડે ત્યારે, તે મદદ કરેલા અમલદારની બાબતમાં કાયદેસર અને વાજબી હોએ, એવી રીતે મદદ કરવી.

( ફ ). વિદ્યમાન કાળે અમલમાં હોએ એવા મેહેસુલ સંબંધીના કોઇ પણ કાયદાની રૂએ અથવા બીજા કોઇ પણ કાયદાની રૂએ પોતાને જે કામ કરવાનાં હોય તે કામ બજાવવાં." (કલમ ૫૧)

**સ.—લોકોને આવવા જવાની સામાન્ય જગામાં, તથા પીઠાંઓ વગેરે તપાસવાની બાબતમાં પોલીસને કેવી સત્તા છે?**

જ.—"સરકારે અથવા કાયદેસર રીતે અખત્યાર મળેલા શખસે કરેલી કાનુનો તથા હુકમોને અનુસરીને, પ્રત્યેક પોલીસ અમલદારને ઉપર કહેલાં કારણો પૈકી હરકોઈ કારણસર લોકોને આવવા જવાની હરકોઈ જગામાં તથા જે કોઈપણ જગા પીઠાં તરીકે અથવા કેફી વસાણા વેચવાની દુકાન અથવા હલકા તથા બેઢંગા માણસોને આવવા જવાની જગા તરીકે વપરાએ છે, એમ માનવાનું પોતાને કારણ હોએ, તે જગામાં વારંટ વગર પેસીને ચોકસી કરવાનો અધિકાર છે" ( જુઓ આકટની કલમ ૫૧ ની રકમ ૨૯).

---

## જડતી લેવાના અધિકાર વિશે.

**સ.—રસ્તામાં જતા આવતા કોઇ શખસ ઉપર ગુન્હો કર્યાનો વેહેમ આવે,તો તેની જડતીલેવાની બાબતમાં કેવો અધિકાર છે?**

જ.—રસ્તામાં અથવા જાહેર લોકોને આવવા જવાની જગામાં કોઈ શખસના કબજામાં કાંઇ વસ્તુ હોએ, અને તે શક પડતી ચોરેલી મિલકત હોવાનો વેહેમ શુદ્ધ બુદ્ધિથી કોઇ પોલીસ અમલદારને આવે, તો તે સારૂ ઝાડો લેવાનો, અને તે ક્યાંથી આવી એમ પુછવાનો પોલીસને અધિકાર છે. અને વેહેમ ભરેલી હકીગત લાગે, તો તે વસ્તુ અટકાવી શકે છે. અને તે બાબત માજીસ્ટ્રેટને રીપોર્ટ કરી શકે છે. અને ત્યાંથી કાયદા મુજબ વ્યવસ્થા થશે.   ( કલમ ૫૩ (૩) )

**નોટ—હર એક જડતી લેતાં પંચ રાખવા બાબત, ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૦૩માં ફરમાન છે, તે પ્રમાણે આમા પણ કરવાનું છે,**

**સ.—લોકો તરફ પોલીસની ફરજ કેવા પ્રકારની, કઇ કઇ છે?**

જ.—દરેક પોલીસ અમલદારની આ બાબત ફરજ નીચે પ્રમાણે છે:—

( અ ) રસ્તામાંના અશક્ત અથવા નિરાધાર માણસોને પોતાથી બને તેટલી દરેક જાતની મદદ આપવી, તથા કેફ ચઢેલા જે શખસો તથા ગાંડા માણસો અહીં તહીં રખડતાં હોઇને ભયકારક અથવા પોતાની સંભાળ લેવાને અશક્ત હોએ, તેમને પોતાના તાબામાં લેવાં;

( બ ) પકડેલો અથવા પહેરામાં રાખેલો જે કોઈ માણસ જખમી અથવા આજારી હોએ તેને માટે જરૂરી મદદ મેળવવા સારૂ તાબડતોબ ઉપાય લેવા, તથા એવા કોઈ પણ માણસ ઉપર ચોકી રાખતી વખતે અથવા તેને લઈ જતી વખતે તેની સ્થિતિ તરફ યોગ્ય નજર રાખવી.

( ક ) પકડેલા અથવા પેહેરામાં રાખેલા પ્રત્યેક માણસને જોઇએ એટલો ખોરાક તથા આશ્રય આપવાનો બંદોબસ્ત કરવો.

( ડ ) ઝાડો લેતી વખતે નિરર્થક બેઅદબી કરવી નહીં, અથવા બિન જરૂરી દુઃખ દેવુ નહી.

( ઇ ) સ્ત્રી તથા છોકરાંઓની સાથે કામ લેતી વખતે મર્યાદા તથા વાસ્તવિક સભ્યતાથી ચાલવું;

( ફ ) આગથી કાંઇ પણ નુકસાન અથવા તોટો ન થવા દેવા માટે પોતાથી બનતા ઉપાય લેવા;

( ગ ) કાંઈપણ સાર્વજનિક અકસ્માત્ અથવા જોખમ દૂર કરવા સારૂ પોતાથી બનતા ઉપાય લેવા." ( કલમ ૫૨ ).

**સ—પોલીસ અમલદારની બીજી શી ફરજો છે, તે કહેો.**

જ.—નીચે લખેલાં કામ કરવાની પ્રત્યેક પોલીસ અમલદારની ફરજ છેઃ—

( અ ) રસ્તામાં રાહદારોનું નિયમન કરી તે ઉપર નિબંધ રાખવો, રસ્તાની અંદર કાંઇ પણ અડચણ થવા ન દેવી તથા પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને રસ્તામાં અથવા તેની નજીક લોકોને પાળવા સારૂ આ આક્ટ મુજબ અથવા અમલમાં

હોએ એવા બીજા કોઈ પણ કાયદા મુજબ જે કાંઈ પણ કાનુન અથવા હુકમ કરવામાં આવ્યો હોય, તેનું ઉલ્લંઘન થવા ન દેવું;

( ખ ) રસ્તામાં તથા નાહાવાની, ધોવાની તથા ઉતરવાની સાર્વજનિક જગા, મેળા, દેવમંદીર, તથા લોકોને આવવા જવાની બીજી સઘળી જગા, એ ઠેકાણે તથા તેની અંદર તથા લોકો ભક્તિ કરતા હોએ ત્યારે ભક્તિ કરવાની જગાની આસપાસ બંદોબસ્ત રાખવો;

( ક ) નાહાવાની ધોવાની તથા ઉતરવાની સાર્વજનિક જગામાં લોકોને જવા આવવાનું નિયમ કરવું, સદરહુ જગામાં તથા સાર્વજનિક તરમાં ઘણી ભીડ ન થવા દેવા તથા પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને આવી કોઈ પણ જગાએ અથવા આવી કોઈ પણ તર ઉપર લોકોને પાળવા કાયદેસર રીતે કરેલી કોઇપણ કાનુન અથવા હુકમનું ઉલ્લંઘન થવા ન દેવું." (પોલીસ આક્ટ કલમ ૫૩).

નોટ—હુકમ નહિં માને તો શું? ઉપર પ્રમાણે હુકમો વાસ્તવિક થયાહોય, તે પ્રમાણે ચાલવા લોકો બંધાએલા છે. હુકમ તોડનારને અટકાવવા, ખસેડી મુકવા, અથવા માજીસ્ટ્રેટ આગળ લઈ જવાને,-યા,-અવસર વિતે, નજીવી બાબતોમાં છોડી મુકવા પોલીસ અમલદારને અખત્યાર છે. (કલમ ૫૩. રકમ ૨-૩)

**સ.-ભટકતાં ઢોરો પકડવાની બાબતમાં પોલીસને શું અધિકાર છે?**

જ.-રસ્તામાં રખડતાં "સુનેલ" ઢોરો મળી આવે, તેને " ઢોરોના અતીક્રમણ આક્ટ"ને અનુસરીને, પોલીસ પકડીને નજીકના ડબામાં લઇ જઇ શકે, યા મોકલી આપી શકે.

**સ.—તે બાબત તે ક્યારે મદદ આપી શકે ?**

જ.—સુના ઢોર સંબંધમાં કલમ ૬૧ અ પ્રમાણે જાહેરાત થઇ હોય તેવાં ઢોર પકડતાં કોઇ પણ શખ્સને અટકાવ થાય અથવા તેની

પાસેથી ઝુંટાવી જવામાં આવે ત્યારે દરેક પોલીસ અમલદારે યોગ્ય મદદ કરવી.

**સ.–બીનવારસી મિલકતના સંબંધમાં પોલીસની શું ફરજ છે?**

**જ.**—કોઈ દાવો ન કરેલી, યા બીનવારસી મિલકત મળી આવે, યા સ્વાધીન કરવામાં આવે, તો પોલીસે થોડા વખત માટે પોતાના કબજામાં લેવી; અને જ્યાં મળી આવે, તે ગામ યા શેહેરનો કોઇ પોલીસ પટેલ હોય, તો તેની રસીદ લઇ તેને સોંપી દેવી, અને તે પોતાના ઉપરી માજીસ્ટ્રેટ પાસે યોગ્ય હુકમ થવા મોકલશે. અને તેમ ન હોય તો,-ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે જેને આ બાબતમાં અધિકાર વખતોવખત આપ્યો હોય, તેવા માજીસ્ટ્રેટને સોંપી દેવી. (કલમ ૫૭.) અને ત્યાંથી આકટની કલમ ૫૮ તથા ૫૯ મુજબ અમલ થશે.

નોટ.—**ઉપરી અમલદારની સત્તા**—પોતાના તાબાનો પોલીસ અમલદાર કાયદેસર જે જે કામો કરી શકે છે તે તેનો ઉપરી અમલદાર જે કાન્સ્ટેબલના દરજ્જાથી ચઢતો હોય તે, કરી શકે. (કલમ ૬૦) આથી એમ ઠરે છે કે પોલીસસ્ટેશન અમલદાર કરી શકે, તે દરેક કામ તેના ઉપરીઅમલદારો કરી શકે.

**સ.—કેટલાંક અપકૃત્ય યા ગુન્હાઓની બાબતમાં પોલીસને વારંવાર ફરીઆદ કરવી પડે છે, તે કેવા પ્રકારની છે?**

**જ.**—આ બાબતમાં કલમ ૬૧-૬૨ ધ્યાનમાં રાખવાની છે. કલમ ૬૧ ની બાબતમાં એવો કાયદો છે કે, જ્યાં કમીશનર તે કલમ લાગુ પાડે, ત્યાંજ તેનો અમલ થઇ શકે. એ કલમ પ્રમાણેના ગુન્હાઓ "કોગનીઝેબલ" એટલે પોલીસ અખત્યારના નથી. તેથી પોલીસ કોઇને વારંટ વગર પકડી શકે નહિ. પણ તેવાં અપકૃત્ય બદલ માજીસ્ટ્રેટ આગળ ફરીઆદ તેઓને યોગ્ય લાગે, તો માંડી શકે છે. તેમ કરવા પોલીસ બંધાએલ છે, એમ કાંઇ નથી. તાકીદ આપવાથી અપકૃત્ય બંધ થાય, તો ફરીઆદ હંમેશ માંડવાની જરૂર નહિ. પણ માજીસ્ટ્રેટના હુકમનું અપમાન થયું હોય તો જરૂર માંડવી.

નીચે પ્રમાણેના કૃત્યોનો સમાસ એ કલમમાં થઇ શકે છે.

**(અ) અંધારી રાતે પૂરતા દીવાબત્તી વગર ગાડી હાંકવી અથવા પૂરતા ઝળબ વગર ઉભી રાખવી.**

(બ) રસ્તા સંબંધે થએલી કાનુનો, જેવી કે રસ્તાની ડાબી બાજુએ હાંકવું વગેરેનું ઉલ્લંઘન.
(ક) કોઇ જાનવર યા વાહનને પૂરતા બંદોબસ્ત વગર રસ્તામાં મુકી જવું.
(ડ) જાનવરની મારફત રસ્તામાં અડચણ કરવી, યા ઇજા, ભય, ધાસ્તી ઉત્પન્ન કરવો.
(ઈ) જનાવર ભાડે આપવા યા વેચવા વગેરે રસ્તામાં અડચણ યા ત્રાસ થાય તેમ મુકવાં.
(ફ) રસ્તામાં કોઇ અડચણ કરવી.
(ગ) પગવાટમાં અડચણ કરવી.
(હ) ઢોંગ સોંગના, ગાનતાનના યા બીજા કોઈ ખેલ વગેરે રસ્તામાં કાનુન વિરૂદ્ધ કરવા યા જેથી રસ્તામાં અડચણ યા હાનિ થાય.
(આઇ) રસ્તામાં જુગાર રમવાના કારણસર ભેગી થએલી ટોળીમાં સામેલ થવું.
(જે) સાર્વજનિક રસ્તા ઉપર અથવા તેની નજીક ત્રાસ આપે, તેવાં કૃત્યો કરવાં.
(કે) ઘોડા અથવા કુર કૂતરાઓને બેફીકસાઇથી ભય યા ઇજા થાય તેમ છુટા મુકે, યા ભય ઉપજાવવા કુતરાને ઉશ્કેરે, તો
(એલ) ન્હાવા ધોવા સારૂ જુદી ન રાખેલી જગામાં ન્હાવું, ધોવું, યા જીલ્લા માજીસ્ટ્રેટે મનાઈ કરેલી જગામાં તેમ કરવું તે.
(એમ) સાર્વજનિક કુવા વગેરેનું પાણી ખરાબ, યા ઓછું ઉપયોગનું થઇ પડે તેમ કરવું.
(એન) ન્હાવાને સારૂ જુદી રાખેલી જગામાં ન્હાવાને અડચણ કરવી.
(ઓ) જાહેર નિર્લજપણાથી વર્તવું, બીભત્સ બોલવું, હંગામો યા મસ્તી કરવી તે.
(પી) દારૂ પી રસ્તામાં છાકટા થઈ પોતાની સંભાળ ન લઇ શકે તેવા થવું તે.
(ક્યુ) રસ્તામાં આવનાર જનાર લોકોને ઈરાદાપૂર્વક ધક્કા મારી, હડસેલી, અડચણ કરવી, તોફાન કરવું, યા ભય અને ત્રાસ ઉપજાવે તેવા ચાળા કરવા, ચીચીઆરી પાડવી, વગેરે.
(આર) સુલેહના ભંગ કરવાના ઇરાદાથી રસ્તામાં ભય ઉપજાવે તેવા, નિંદા ભરેલા યા અપમાન ભરેલા શબ્દો વાપરે યા તેવી રીતે વર્તણુંક ચલાવે તો.

( સ ) રસ્તામાં યા નજીકમાં, છવ ખાઇને ભીખ માગવી અથવા પોતાના છોકરાંઓને સુચવીને તેની પાસે મંગાવવી, યા ત્રાસદાયક દરદ યા ખોડખાપણ ખુલ્લાં મુકી, દાન કરાવવા સરખું કરે તો.

ઉપલા કોઇ પણ ગુન્હા બદલ વધુમાં વધુ સજા રૂપીઆ પચાસ સુધી દંડની છે. વળી જાનવર તરફ ઘાતકીપણે વર્તવા, પરોણી ઘોંચવા અથવા તેના ઉપર જોરજુલમ કરે, તો તે બાબત કલમ ૬૨ છે. તે કામમાં એક મહીના સુધી કેદ અથવા સો રૂપીઆ સુધી દંડ, યા બેઉ એમ શિક્ષા ઠરાવેલી છે. અને એ કલમ મુજબના ગુન્હાની ફરીઆદ, બીજા વર્ગના માજીસ્ટ્રેટ, યા જેને સરકારે ખાસ આવા ગુન્હાઓ સાંભળવા અધિકાર આપ્યો હોય, તેજ સાંભળી શકે છે.

**સ.—પોલીસ અમલદાર ત્રાસદાયક રીતે જડતી લે, યા જુલમ કરે તો તે બાબતમાં શું કાયદો છે?**

જ.—આ વિશે કાયદો નીચે પ્રમાણે છે:—

(અ) "કાયદેસર અધિકાર વગર અથવા વાસ્તવિક કારણ શિવાય કોઇ પણ ઇમારતમાં, વહાણુમાં, તંબુમાં અથવા જગામાં પેસશે અથવા કોઇને પેસાડશે, અથવા તેનો ઝાડો લેશે અથવા લેવાડશે; અથવા.

(બ) કોઇ પણ માણુસની મિલ્કત ત્રાસદાયક રીતે તથા વિના કારણે પકડશે; અથવા

(ક) કોઇ પણ માણુસને ત્રાસદાયક રીતે તથા વિના કારણે અટકાવી રાખશે, તેનો તેવી રીતે ઝાડો લેશે, અથવા તેને તેવી રીતે પકડશે; અથવા

(ડ) પોતાના હવાલામાં હોય, એવા કોઈ માણુસની જાત ઉપર કાંઇ પણ ગેરવાજબી જુલમ કરશે; અથવા

(ઈ) કાયદામાં ઠરાવી ન હોય તેવી કાંઇ પણ ધાસ્તી અથવા વચન કોઇ પણ તોહોમતવાળા માણુસને આપશે,"

ઉપર પ્રમાણે કૃત્યો જે કોઈ પણ પોલીસ અમલદાર કરશે, તેને તેવા પ્રત્યેક ગુન્હા બદ્દલ વન્તામાં વન્તી બે મહિનાની મુદત સુધી કેદની, અથવા પાંચ સેહ રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંન્નેની શિક્ષા થશે, (કલમ ૬૩).

તેમજ,—પકડેલા કોઈ શખસને કાયદેસર જે માજીસ્ટ્રેટ પાસે મોકલવાનો હોએ, તેની પાસે મોકલતાં ત્રાસદાયક રીતે અને વિના કારણે વાર કોઇ પોલીસ અમલદાર લગાડશે, તેને બસેંહ રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે. (કલમ ૬૪)

**સ.—પોલીસ વિરૂદ્ધ કોઇ ગુન્હાની તપાસ ચાલતી હોએ, તો કઇ કોર્ટ સાંભળી શકે?**

**જ.**—કાન્સ્ટેબલના દરજ્જાનો હોએ, ને તેના ઉપર ફરીઆદ હોએ, તો તે કોઈ પણ વર્ગનો માજીસ્ટ્રેટ સાંભળી શકે. તેથી ચઢતા દરજ્જાનો કોઈ અમલદાર હોએ, તેનો ઇનસાફ બીજા વર્ગના માજીસ્ટ્રેટથી ઉતરતા દરજ્જાનો માજીસ્ટ્રેટ કરી ન શકે.(કલમ. ૭૨.)

**નોટ.**—આ આકટની રૂઇએ પ્રસિદ્ધ કરેલું જ કોઇ જાહેરનામું સાબિત કરવાની જરૂર હોએ, ત્યારે "મુંબઈ સરકારી ગેઝેટ"માં પ્રસિદ્ધ થયું હોએ, તો ગેઝેટની નકલ કોર્ટમાં રજુ કરવી; અથવા તેમાં જાહેરનામાં કાઢનાર માજીસ્ટ્રેટ યા અમલદારની સહી સાથની દાખલાવાળી ખરી નકલ રજુ કરવી.

**પોલીસને ઉપયોગી બીજી બાબતો.**—પોલીસ કોઇ રૈયત પાસે ઇનામ કે રોકડ પોતાની નોકરી બજાવ્યા બદલે, પોતાના ઉપરીની મંજુરી વગર, લઈ શકે નહિ. રેલ તથા આગ વખતે, લોકોના જાન તથા માલનું બનતું રક્ષણ અને બચાવ પોલીસે કરવો જોઇએ. ધાસ્તી હોએ, તેની ચેતવણી આપીને જાન તથા માલના બચાવના કામમાં મદદ કરવી. આગ ઓલવવા બનતી મદદ કરવી. ને ગડબડ પ્રસંગે ચોરો યા ઉઠાઉગીર બદમાશો માલ ચોરી ન જાએ તે ઉપર નજર રાખવી. ભુલા પડેલાં બચ્ચાંઓને દિલાસો આપી બેસાડવાં. તેઓના અંગ ઉપર કાંઈ દાગીના હોએ, તો તે ઉપર નિગેહબાની રાખવી અને પુછપાછ કરી તેનાં ઘર તથા માબાપ શોધી કાઢી તેઓને સ્વાધીન કરવાં, તેને દાગીના સંભાળવા કેહેવું; મેળાઓમાં, નદી કિનારે, તળાવ ઉપર, દર્શનની જગો ઉપર, અને જ્યાં બજારમાં કે બીજી જગોએ ભારે મેદની લોકોની મળે, ત્યાં રસ્તાનો, રાહદારીનો, તથા બદમાસો ગુન્હા ન કરે, તેની સાવચેતી રાખવી.

રાત્રે, પોતાના ઉપરીના હુકમોને અનુસરી "રોન" ફરી, બંદોબસ્ત રાખવો. ગાડી ઘોડાની આવ જાવ ઉપર નીગેહબાની રાખવી. અકસ્માત બને નહીં, તેમ બંદોબસ્ત રાખવો.

ભંગડખાના, ગાંજાખાનાં, તાડી તથા દારૂના પીઠાં, ધર્મશાળા અને મુસાફરોને ઉતરવાની શેહેર અને ગામોમાં, તેમજ આજુબાજુની જગામાં ફરતા રહી, શકદાર તથા બહારના સંશય પડતા શખસો વિશે તપાસ રાખતા રહેવું ને તેઓની હીલચાલ ઉપર નજર રાખવી.

શકદારોની ઉપર રૂલને અનુસરી નીગેહબાની રાખવી. ગુજરાનનું યોગ્ય સાધન જેને નથી, તેવા લોકો કોણ છે તેથી વાકેફ થઇ, ઉપરીને વખતોવખત તે બાબત જાહેર કરવું.

રેલ્વે સ્ટેશનો વગેરે મારફતે જનાર આવનાર પરદેશી શકદારો ઉપર ઘટતી નીગેહબાની રાખતા રહેવું.

---

## વીલેજ પોલીસ આકટ (સને ૧૮૬૭ નો ૮ મો).

---

"**વીલેજ**" એટલે ગામડાની પોલીસ ઉપર તમામ અખત્યાર ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનો છે. અને તેવા અખત્યારો ડીવીઝનના કમીશનરોના હુકમોને આધીન રહીને તે ચલાવી શકે છે. અને કમીશનરની મંજુરીથી કોઈ અખત્યાર કોઈ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ જેને આસીસ્ટન્ટ કલેકટર યા ડેપ્યુટી કલેકટરનો રેવીન્યુ ચાર્જ પણ હોએ, તેને ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ આપી શકે છે. (વી. પો. આ. કલમ ૩૭).

વળી ડીસ્ટ્રીકટ પોલીસ આકટની કલમ ૭૮ ના આધારે આવી સત્તા, પોલીસ કાર્યો સારૂ, ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટને પણ જીલ્લા માજીસ્ટ્રેટ આપી શકે છે. વીલેજ પોલીસ આકટની કલમ ૪ થી પ્રમાણે પણ એમ થઇ શકે છે. પણ ગામના હલકા નોકરોને ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ નીમી શકે નહિ.

**સ.—ગામડાની પોલીસ કોના તાબામાં ગણવાની છે, અને તેવી નિમણુંક કોણ કરે ?**

**જ.**—તે ગામના પોલીસ પટેલના તાબામાં ગણવી, ને પોલીસ પટેલની નિમણુંક ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કરી શકે છે. એવા હુકમો વતનદારી આકટને અનુસરીને લખીતવાર હુકમથી કરવા પડે છે. હર એક ગામમાં ઘણુંકરીને જુના વખતથી એક અથવા વધારે મહાંદારો

હોએ છે. કાયમની, યા મતાદારોમાંથી પાંચ વરસની મુદત સુધી વારી પ્રમાણે, યા મતાદાર ન હોએ, યા બીજાં ખાસ કારણો હોએ તો, ત્રાહીત શખસને પોલીસપટેલ, એક અથવા વધારે ગામનો નિમી શકાય છે. રેવીન્યુ પટેલને પણ પોલીસપટેલ નિમી શકાએ. મોટાં ગામોમાં એક કરતાં વધારે પટેલો પણ નિમી શકાય.

તેઓને સસપેંડ કરવા યા ખાતાની રૂએ કાંઈ શિક્ષા કરવાની હોએ, તો તે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ અથવા કોઈ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ કરી શકે.

**સ.—હરેક પોલીસ પટેલની સાધારણ ફરજો કઇ કઇ છે?**

**જ.**—આ કાયદાથી પોલીસ પટેલની ફરજો નિચે પ્રમાણે ઠરાવેલી છેઃ—

૧. પોતાના જીલ્લા માજીસ્ટ્રેટની હકુમત તળે રહીને, તેમજ જે માજીસ્ટ્રેટની હકુમત તળે તેનું ગામ હોએ, તેને આધીન રહીને, તેઓના હુકમો બજાવવા; અને જે હકીકતો, પત્રકો, ગુન્હા બદલ, સુખશાંતિ બદલ, ગામની સ્થિતિ બદલ, માંગે તે આપવા.
૨. પોલીસ અમલદારોને પોતાના કામમાં હરેક રીતે વાજબી મદદ આપવી; તેમજ ગુન્હા સંબંધની અને સુલેહશાંતિ સંબંધની ખબરો કાઢતા રહી, વખતોવખત આપવી.
૩. જે હુકમ, વારંટ વગેરે યોગ્ય અધિકારી તરફથી આવે, તે કાયદેસર બજાવવા.
૪. પોતાના ગામની હદમાં ગુન્હા થતા તેમજ લોકઅપકારક કૃત્ય થતાં અટકાવવાં, અને ગુન્હેગારોને પકડી કાઢી, તેઓને ઈનસાફ સારૂ મોકલી આપવા, અને તે કામમાં ડીસ્ટ્રીકટ પોલીસને મદદ કરવી.
૫. ગુન્હાઓ ન થાએ, તથા ગામના લોકોની આબાદી તથા સલાહશાંતિ રહે, તે સારૂ ગામના નોકરોની વ્યવસ્થા, ચોકી પેહેરા વગેરેની,—યોગ્ય રીતે કરવી. અને ગફલતથી

આવા કોઇ ચાલે, તો પોતાના ઉપરી માજીસ્ટ્રેટને હકીકત જાહેર કરવી.

૯. કોઇ ભટકતી યા શકદાર ટોળી, અગર લોકોને ત્રાસ અગર બીક ઉપજે તેવી ટોળી, પોતાના ગામની હદમાં આવી હોએ, તો તેની હીલચાલ ઉપર નજર રાખી તે વિશે પોતાના ઉપરી માજીસ્ટ્રેટને તેમજ નજીકના પોલીસ થાણાના અમલદારને તાત્કાલિક સઘળી ખબર પહોંચાડવી. (આક્ટની કલમ ૯, ૧૦. વગેરે).

આ કામો સારૂ ગામના નોકરોની મદદ લેવાનો, તેમજ લખાણ સારૂ જરૂર લાગે તો ગામના તલાટીની મદદ લેવાનો, પોલીસ પટેલને હક છે. (કલમ ૭).

ઉપર પ્રમાણે કામ કરવા બંધાએલા છે, તેથી કોઇ પોલીસ પટેલ યા ગામનો નોકર મદદ આપવામાં કસુર કરશે નો, યા બેશીકરાઇ બતાવશે તો, તેની વાર્ષિક પગારની રકમનો ½ ભાગ જેટલો દંડ સુધીની શિક્ષા કોઇ ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ કરી શકે. તેથી વધુ સજાને પાત્ર જણાય તો તપાસ પુરી થતાં સુધી છ મહિના કરતાં વધારે નહિં એવી મુદત સુધી સસપેંડ કરી શકે, પણ પોલીસપટેલને બરતરફ કરવો હોય તો સરકારની મંજુરી લેવી પડે. વતન આક્ટ પ્રમાણે પટેલ હોએ, તો સરકારની મંજુરી જોઇએ. આ પ્રમાણે ખાતાની રૂએ શિક્ષા સારૂ ઠર્યું છે. ફોજદારી ગુન્હાબદલ તેનો ઇન્સાફ કરવાની બાબતમાં, આ ઠરાવથી કાંઇ બાધ નથી, એમ સમજવું. પોલીસ પટેલને સસપેંડ, ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટજ કરી શકે.

**સ.—પોતાના ગામની હદમાં કાંઇ ગુન્હો થયો હોય, તો પોલીસપટેલની શું ફરજ છે?**

**જ.**—પોતાના ગામમાં ગુન્હો બન્યો હોય, અને ગુન્હેગાર જણાયો ન હોય, યા નાશી ગયો હોય, ત્યારે તે બાબતની હકીકતનો ટુંકમાં રીપોર્ટ લખી તુરતાતુરત, જે પોલીસ થાણાની હદમાં તેનું ગામ હોય, તેના તરફ પોલીસપટેલે મોકલી આપવી જોઇએ; અને પોતે તપાસ કરવી શરૂ કરવી.

અને મળી શકે તે પૂરાવો તે ગુન્હા સંબંધે મેળવવો, અને સદરહુ ઉપર કહેલા અમલદારને મોકલી આપવો. (કલમ ૧૦).

પોતાના ગામની હદમાં અમુક શખસે ભારે ગુન્હો કર્યો છે એમ માનવાનું તેને કારણ હોય, તેવા શખસને પકડીને તથા તે કામમાં પૂરાવામાં ઉપયોગી પડે તેવી વસ્તુઓ, સદરહુ ઉપર કહેલા અમલદાર તરફ મોકલી આપવાં. પકડેલા હરેક શખસને ચોવીસ કલાકની મુદત અંદર મોકલી દેવો જોઇએ. (કલમ ૧૨).

**પૂરાવો લખી લેવાનો તથા જડતી લેવાનો અધિકાર.**—પોતાની ફરજને અંગે તપાસ કરતાં દરમ્યાન સાક્ષીઓને બોલાવી તેનો પૂરાવો પ્રતિજ્ઞા ઉપર લખી લેવાની સત્તા છે, તથા સંતાડેલી વસ્તુઓ સારૂ જડતી લેવાનો અધિકાર છે; પણ કોઇ રહેણાક ઘરની જડતી રાતે ખાસ જરૂરી કારણ શિવાય લેવી નહિ. ગુન્હેગારની શોધમાં પાછળ જતાં, યા જડતી સારૂ, કોઇ બીજે ગામ જવાની જરૂર પડે તો ત્યાં જઇ પોતાની સત્તાનો અમલ કરી શકે છે; પણ ત્યાંના પોલીસ પટેલને તુરત ખબર આપવા તે બંધાએલો છે, અને તે ગામનો પટેલ તેને બનતી હરેક મદદ આપશે, અને એ ગુન્હેગારની શોધ તથા જડતી સારૂ તે પટેલને જવાબદાર ગણવાનો છે. (કલમ ૧૩).

**સ.—અકસ્માત અથવા અસ્વાભાવિક મોત પોતાના ગામની હદમાં થયું હોય, તો પોલીસપટેલની શું ફરજો છે?**

**જ.**—૧ લું—ગામની હદમાં કોઇ માણસ કમોતે અથવા અકસ્માત મરણ પામે, અથવા કોઇનું મુડદું જડે, તો પોલીસપટેલે તે ગામના અથવા આસપાસના બે અથવા વત્તા હુશીયાર માણસોને પંચાતનામું કરવા સારૂ તાબડતોબ બોલાવીને એકઠા કરવા. પછી તે માણસોએ મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકસી કરીને લખેલો રીપોર્ટ કરવો. રીપોર્ટ પોલીસપટેલે તે ગામ જે ડિસ્ટ્રીકટ પોલીસથાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પોહોંચતો કરવો.

૨ જું.—પોલીસપટેલ કોઇ માણસને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાનું કહે તો તે માણસ વાજબી કારણ વગર પંચાતમાં બેસવાની

ના કહેશે અથવા ગફલત કરશે, તો તે ગુન્હો તેની ઉપર માજીસ્ટ્રેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા પચાસ રૂપીઆ સુધી દંડને અથવા દંડ નહિ આપશે તો એક મહિના સુધી કેદની સજાને લાયક થશે.

૩. જું.—કાયદા વિરૂદ્ધ રીતે મરણ થયું છે, એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ટ્રીક્ટ પોલીસથાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીસપટેલે તાબડતોબ સૂચના કરવી. અને મોકલતાં રસ્તામાં મુડદું કોહી જવાની ધાસ્તી નહીં હોય તો પાસેના સીવીલ સરજનની પાસે અથવા એવે પ્રસંગે મુડદાં તપાસવાને વઇદિકખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેના પાસે તે મુડદું તરત મોકલી દેવું. પછી તે સીવીલ સરજને અથવા વઇદક ખાતાના બીજા અમલદારે મરણનું કારણ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો.

૪ થું.—મુડદું મોકલીશું તો તે કોહી જશે, અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહિ અને ઉલટો ધોકો પોહોંચશે,એવા સબબથી પોલીસપટેલથી મુડદું મોકલી શકાતું નહીં હોય ત્યારે જે ડીસ્ટ્રીક્ટ પોલીસથાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોએ, તે અમલદાર, અને તેણે પોતાના તાબા માંહેના અમલદારોમાંથી કોઈ અમલદારને મોકલ્યો હોએ, તો તે અમલદાર, અથવા માજીસ્ટ્રેટ, તે મુડદું બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સુધી પોલીસ પટેલે તે મુડદું બાળવા અથવા દાટવાની રજા આપવી નહિ.

(વીલેજ પોલીસ આક્ટ, કલમ ૧૧).

**સૂચના.**—આવી વખતે પંચાતનામું કરવાનું, તેનો નમુનો, આગળ આ ચોપડીમાં ક્રીમીનલ પ્રોસીજર કોડના પ્રકરણમાં કલમ ૧૭૪ ની સમજુતીમાં આપેલો છે તે જોવો.

---

## સ—પોલીસપટેલને કોઇ ગુન્હાઓ બાબતમાં ઇનસાફ કરવાનો, અને શિક્ષા ફરમાવવાનો અધિકાર છે?

**જ.**—હા. પોતાના ગામની હદમાં હલકા પ્રકારની એટલે જુજ જેવી (ક્ષુલક) ગાળાગાળી યા મારામારીના ગુન્હાની ફરીઆદ, તે ગુન્હો

બન્યા પછી આઠ દિવસની મુદતની અંદર પોતાને થઇ હોએ તો તે પોલીસપટેલ ગુન્હો સાબીત થએથી ગામની ચાવડી (ચોરામાં)માં ગુન્હેગારને ૨૪ કલાક સુધી કેદની શિક્ષા કરી શકે છે. (કલમ ૧૪).

**ઉપર કહેલો અધિકાર સામાન્ય છે, પણ તે ઉપરાંત-વિશેષ અખત્યાર બાબતમાં નીચે પ્રમાણેઃ—**

વળી કેટલાએક બીજા ગુન્હાઓ, જેવા કે –બીગાડ અથવા હલકી ચોરી, જેમાં નુકસાન યા માલની કીમત ૫ રૂપીઆથી વધારે ન હોએ —પોતે કાયદેસર હુકમ કર્યો તેની અટકાયત કરનારને યા અમલ કરવા ના, કેહેનારને,—જાનવર ઉપર ઘાતકીપણું કરવા સારૂ,—તળાવ ઝરા વગેરેના પાણીમાં કોઈ નાહી ધોઈ બીગાડે તે સારૂં,—કચરો એકઠો કરે તે સારૂ,—રસ્તા ઉપર ઝાડો પીશાબ કરે,—છાણના ઢગલા અથવા ખાળકુવામાં પારકાને હરકત થાએ, તેમ, ગંદકી થવા દે,—પીવાના પાણીના કોઇ માર્ગમાં જાનવરોના મડદાં યા કચરો નાંખે વગેરે,—ગુન્હાઓ સારૂ પોલીસપટેલને કલમ ૧૫ રકમ (૧) પ્રમાણે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે ખાસ અધિકાર આપ્યો હોએ, તો તેવો પોલીસપટેલ આ ગુન્હાઓ સઘળી દંનસાફ કરીને શિક્ષા કરી શકે છે. તે માટે કલમ ૧૫, ૧૬, ૧૭ જોવી.

કલમ ૧૫ પ્રમાણે અધીકાર આપ્યો હોય તે પાછો ખેંચી લેવા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ મુખત્યાર છે. ક. ૧૮.

**સ.—બીન વારસી મિલકત બાબતમાં પોલીસ પટેલે શું વ્યવસ્થા કરવી?**

**જ.**—પોલીસ તેને સોંપેતો, અથવા પોતાને મળી આવે, તે-બાબત પોતાના ઉપરી માજીસ્ટ્રેટને રીપોટ કરી ત્યાંથી થએલા હુકમને અનુસરીને ચાલવું જોઇએ. (કલમ ૧૯).

---

# પ્રકરણ ૨ જું.

---

## ક્રીમીનલ પ્રોસીજર કોડ. (સને ૧૮૯૮નો આકટ ૫ મો).

**વ્યાખ્યાઓ.—**

આ કાયદામાં આપેલી કેટલીક વ્યાખ્યા જાણવાની જરૂર છે. તેમાંથી પોલીસ ખાતાંને જરૂરની એવી નીચે મુજબ છે.

**પોલીસ થાણું.**—સ્થાનિક સરકારે કોઈ સામાન્ય અથવા ખાસ ઠરાવથી જે ઠેકાણે " પોલીસ-સ્ટેશન " એટલે પોલીસ-થાણું ઠરાવ્યું હોએ, તે સમજવું.

**પોલીસ થાણાનો ઈનચાર્જ અમલદાર.**—જે પોલીસ અમલદારના હવાલામાં આવું થાણું હોએ તે અમલદાર, તેમજ તેની ગેરહાજરીમાં અથવા મંદવાડને લીધે કામ બજાવવા અશક્ત હોએ, તો તેની પછીના દરજ્જાનો અને કોન્સટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે પોલીસ-થાણામાં હાજર હોએ, તે, સમજવો; અને સ્થાનિક સરકાર જો ફરમાવે તો બીજો જે અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોએ તેનો પણ સમાસ થાય છે.

**પોલીસ 'ઇન્વેસ્ટીગેશન'-યાને પોલીસ તપાસ.**—પોલીસે કાયદેસર રીતે પૂરાવો એકઠો કરવા સારૂ આ કાયદા મુજબ ચલાવેલાં બધાં કામોનો સમાસ એમાં થાય છે, અને માજીસ્ટ્રેટે કોઈ પણ શખસને અધિકાર આપ્યો હોએ, તો તે શખસે પુરાવો એકઠો કરવા સારૂ કાયદા પ્રમાણે ચલાવેલાં બધાં કામોનો સમાસ એમાંજ થાએ છે.

**"કાગ્નીઝેબલ" એટલે પોલીસ અખત્યારી ગુન્હો:**—જે ગુન્હો એવો છે કે તે બાબત ઇલાકાના મુખ્ય શહેરોની માંહે અથવા બહાર, ચાલુ કાયદાના નિયમ પ્રમાણે પોલીસ વગર વારંટે પકડવાને મુખત્યાર છે, આવા ગુન્હાઓને " કાગ્નીઝેબલ " કહેવાય; જેમાં પોલીસને એવો અખત્યાર ન હોએ તેને " નાન કાગ્નીઝેબલ " એટલે પોલીસ અખત્યાર બહારનો ગુન્હો કહેવાય.

**જામીન લઈ શકાએ તેવો ગુન્હો એટલે શું?**—જે ગુન્હા બાબત ક્રી. પ્રો. કોડની પાછળ આપેલા "શેડયુલ"યાને પરીશિષ્ટ રજામાં "જામીન લઇ શકાએ" એવું જે ગુન્હા બાબત બતાવ્યું હોએ, તેવા, ગુન્હાઓ. એ હકીકત સદરહુ પરીશિષ્ટના કોષ્ટક પમાં બતાવેલી છે. તેમજ જે ગુન્હા બાબત બીજા કોઇ ચાલુ કાયદામાં એવું ફરમાવ્યું હોએ, તેવો ગુન્હો.

"કંપલેંટ"–યાને ફરીઆદ એટલે શું તે.—'ફરીઆદ'–એટલે આ કાયદા પ્રમાણે કોઇ માજીસ્ટ્રેટ કામ ચલાવે એટલા માટે, કોઈ શખસે (પછી તે જણાયો હોએ અથવા નહોએ તેણે) કાંઇ ગુન્હો કર્યો છે, એવા તે માજીસ્ટ્રેટની આગળ મોહોડેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર; પણ તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેશ થતો નથી.

નોટ—યાદ રાખવું કે, પોલીસ આગળ આપેલી ગુન્હાની ખબરને આ વ્યાખ્યાને આધારે "કંપલેંટ"–યાને ફરીઆદ ગણી શકાએ નહીં.

ચોકશી–યાને "ઇનકવાયરી"—'ચોકશી'–આ શબ્દમાં માજીસ્ટ્રેટ અથવા કોર્ટ આ કાયદાની રૂએ ઇન્સાફ શિવાય કરેલી બીજી દરેક ચોકશીનો સમાવેશ થાય છે.

"જ્યુડીશીઅલ પ્રોસીડીંગ"—યાને ઇન્સાફી કામ—'ઇન્સાફી કામ,' એ શબ્દોમાં જે કોઈ પણ કામમાં પુરાવો સોગન ઉપર કાયદેસર રીતે લેવામાં આવે છે, અથવા લેવાનો અધિકાર છે, તેવા કોઈ પણ કામનો સમાવેશ થાય છે.

"સમન્સ કેસ"—એટલે 'વારંટ કેસ' ન હોય, તેવા ગુન્હાને લગતો કોઇ કેસ.

"વારંટકેસ."—એટલે જે ગુન્હા બાબતમાં મોતની, કાળાપાણીની, યા છ મહિના કરતા જાદે મુદતની કેદની શિક્ષા થઈ શકે, તેવો કેસ.

ઉપરની વ્યાખ્યા હમેંશાં ઉપયોગની હોવાથી, તે ધ્યાનમાં રાખવી.

---

## કોર્ટો તથા તેઓને શિક્ષાના અધિકાર વિશે.

જુદી જુદી કોર્ટો તથા તેઓને શું શું અધિકારો શિક્ષા સબંધે છે. તે આ નીચે આપેલા છેઃ–

| કોર્ટ. | અધિકાર. |
|---|---|
| હાઇકોર્ટ. | મોતની શિક્ષા સુધાંત, કાયદા અન્વયે હરેક પ્રકારની શિક્ષા ફરમાવી શકે. |
| સેશન્સ જડ્જ અથવા એડીશનલ સેશન્સજડ્જ. | કાયદા અન્વયે હરેક પ્રકારની શિક્ષા; પણ મોતની શિક્ષા ફરમાવે તો તે હાઇકોર્ટની મંજુરીની શરતેજ કરી શકે છે. |

| | |
|---|---|
| આસીસટન્ટ શેસન્સ જડજ. | કાયદા અન્વયે કોઈ પણ શિક્ષા ફરમાવી શકે; પણ મોતની શિક્ષા ન કરી શકે; અને સાત વરસથી વધુ સમુદ્ર પારની, અથવા સાત વરસ વધુ કેદ, કરી ન શકે. |
| પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અને પહેલા વર્ગના માજીસ્ટ્રેટ. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઇ શકતી હોએ તેટલી એકાંત કેદ સુધાં બે વરસ સુધીની મુદતની કેદની શિક્ષા કરી શકે. એક હજાર રૂપીઆ સુધી દંડ : ફટકા મારવા; |
| ૨ જા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ. | કાયદા અન્વયે થઇ શકતી એકાંત કેદ સુધાંત છ મહીના સુધી મુદતની કેદ; બસેં રૂપીઆ સુધી દંડ. ફટકા મારવાનો અધિકાર આપ્યો હોએ તોજ. |
| ૩ જા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ. | એક મહીના સુધીની મુદતની કેદ; પચાસ રૂપીઆ સુધી દંડ. |

(૨) જે શિક્ષા ફરમાવવાનો કાયદાથી પોતાને અધિકાર હોય, તેમાંની ગમે તે શિક્ષા એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાને અખત્યાર હર કોઇ માજીસ્ટ્રેટની કોર્ટને છે.

(૩) બીજા વર્ગના કોઇ માજીસ્ટ્રેટની કોર્ટને સ્થાનિક સરકારે ખાસ સત્તા ન આપી હોય, તો ફટકાની શિક્ષા ન કરી ન શકે. (ક્રી. પ્રો. કો. કલમ. ૩૧-૩૨)

**વિશેષ સમજુતી.**—કેટલાક ડીસ્ટીક્ટ માજીસ્ટ્રેટને કલમ ૩૦ પ્રમાણે ખાસ અખત્યાર આપેલ હોય, તો કલમ ૩૪ પ્રમાણે સાત વરસ સુધીની સમુદ્ર પારની યા સાત વરસ સુધી કેદની શિક્ષા કરી શકે છે.

વળી.—એક કરતાં વધારે ગુન્હાનો તકસીરવાર કોઇને ઠરાવવામાં આવે, ત્યારે એક કરતાં વધારે શિક્ષા આપતી વખતે, કોર્ટ એમ હુકમ કરી શકે કે,—બેઉ શિક્ષાઓનો અમલ સાથેજ થાય; અથવા તો,—એકની મુદત પૂરી થયા બાદ, બીજીનો અમલ શરૂ થાય. (કલમ ૩૫).

---

## પોલીસ તથા માજીસ્ટ્રેટોને પકડવામાં મદદ આપવા તથા ગુન્હાઓની ખબર આપવાની લોકોની ફરજ.

---

**સ.—પોલીસ અમલદારને તથા માજીસ્ટ્રેટને લોકો મદદ આપવા કયારે બંધાએલા છે?**

**જ.**—લોકોના ઉપર નીચે પ્રમાણે ફરજ કાયદાથી ઠરેલી છે:—

"ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર કોઈ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણુસની વાજબી રીતે મદદ માગે, તેવા દરેક માણુસને તેને મદદ કરવી જોઈએ,–

(અ) બીજા કોઈ પણુ માણુસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય, તેવા માણુસને પકડવામાં અથવા તેને નાસી જતો અટકાવવામાં.

(બ) સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા તે દાબી દેવામાં અથવા હરકોઇ રેલ્વે, નેહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વજનિક મિલકતને નુકશાન કરવાની કોશિસનો અટકાવ કરવામાં (કલમ ૪૨).

**સ—કોઇ વારંટ પોલીસ અમલદાર ન બજાવતો હોય ને કોઇ ખાનગી માણુસ કાયદા પ્રમાણે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે બજાવતો હોય,–તો તેને લોકો મદદ કરી શકે ખરા કે?**

જ.––હા, પણુ જો તેવો બજાવનાર શખસ નજીક પાસે હોય, અને વારંટની બજાવણી સારૂ કાંઈ કૃત્ય કરતો હોય, તોજ. (કલમ ૪૩).

**સ.—અમુક ગુન્હાઓની ખબર લોકોને હોય, તો તેઓએ તેવી ખબર પોલીસને આપવીજ જોઇએ, એવી કાંઇ ફરજ તેઓ ઉપર છે કે?**

જ.––હા. કેટલાક ગુન્હાઓ, જેવા કે,-રાજ્ય વિરૂદ્ધના ગુન્હ ઓ,–ગેરકાયદેસર મંડળી સંબંધે ગુન્હા,–કેટલીક જાતની ભારે ચોરીના પ્રકારના ગુન્હા,–રસ્તા લુટ (અપહરણુ.)–અથવા કોશિસ,–ડાકાઇટી,–ખુન સાથે ડાકાઇટી,–ઘર ફોડી ચોરી, ઘર ફોડવું,––બીગાડ–જ્યારે સો રૂપીઆ ઉપરાંતનો યા ખેતી સંબંધે દશ રૂપીઆ યા ઉપરાંતનો હોય,– એવા ગુન્હાઓ બન્યાની, યા કરવાના ઇરાદાની ખબર જે કોઈ શખસને હોય, તેણે તાબડતોબ તેવી ખબર નજીકના માજીસ્ટ્રેટને યા પોલીસ અમલદારને અવશ્ય આપવી જોઇએ. એની ખબર કેમ તેણે નહિં આપી, તેનું વાજબી કારણુ બતાવવાનો બોજો તે શખસને માથે છે. ( કલમ ૪૪ ).

**સ.—વળી ગામના મુખીએ, જમીનના માલીક યા તેના એજન્ટે ગુન્હાની ખબર આપવા બાબતમાં શું કાયદો છે ?**

**જ.**—પોતાના ગામની હદમાં ચોરીનો માલ રાખનાર, યા વેચનાર, મશહુર માણુસ રેહેતો હોએ તો તે વિશે, ઠગ, લુંટારો, ચોર, નાઠેલો કેદી અને જાહેર થએલો ગુન્હેગાર આવી ચઢયો હોએ તો તે વિશે, ગેરકાયદે મંડળી, હુલ્લડ વગેરે બાબતમાં જામીન લઈ શકાય તેવા ગુન્હા થયાની, યા તે કરવાના કોઈના ઇરાદાની બાબતમાં, અકસ્માત, અકુદરતી યા વેહેમ ભરેલું કોઈ મરણુ થયું હોએ ત્યારે, વગેરે—કેટલાક ગુન્હાઓની બાબતમાં, તેણે નજીકમાં નજીકના માજીસ્ટ્રેટને યા નજીકના પોલીસ—થાણાના અમલદારને તેને એ સંબંધે જે કાંઈ ખબર મળે, તે આપવી જોઇએ. (કલમ ૪૫).

---

## પકડવાની બાબત નિયમો.

---

**સ—કોઇ શખસને પકડવો, તે કેવી રીતે, તે કહો.**

**જ.**—"કોઈ શખસને પકડવો તે એવી રીતે કે, જે પોલીસ અમલદાર યા બીજો શખસ પકડતો હોએ, તેણે તે શખસના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું; પણ જો તે શખસ કાંઈ બોલીને અથવા કરીને પેહેરાને તાબે થાએ, તો તેમ કરવું નહીં."

**સ.—અગર તે શખસ પકડવામાં સામો થાએ, તો શુ કરવુ?**

**જ.**—એવો શખસ સામો થાએ, ને પોતે ન પકડાએ એવું કાંઈ કરે તો તેને પકડી લેવાને માટે જે કાંઈ ઉપાય પકડનાર અમલદારને યોગ્ય લાગે, તે કરવાને તેને કાયદેસર સત્તા છે. પણ જે શખસને પકડવાનો હોએ, તે શખસ ઉપર જો દેહાંત શિક્ષા થઈ શકે, અથવા જીંદગી સુધી કાળા પાણીની સજા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત ન આવ્યું હોએ, તો તે શખસનું મોત આણી શકાએ નહિ.

**સ.—એ બાબતને લગતા સાધારણ નિયમો ટુંકમાં કહો.**

જ.—જેને પકડવો હોએ, તે શખ્સ એવી કોઈ જગામાં પેસી ગયો છે, એમ માનવાનું કારણ હોએ, તો તે જગામાં જે રહેનાર હોએ, અથવા જેના હવાલામાં તે જગા હોએ,—તે માણસે પકડવા આવનાર અમલદારને, તેની માગણીથી અંદર જવા દેવો, ને હરેક રીતે પકડવામાં મદદ આપવી. પણ એ પ્રમાણે પેસવાનું ન મળી શકે, તો પછી "ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા શખ્સને, અને જે પ્રસંગે વારંટ કાઢવાનો અધિકાર હોએ, પણ જે શખ્સને પકડવો છે, તેને નાસી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી શકતું નહોય, એવે કોઇ પણ પ્રસંગે કોઈ પોલીસ અમલદારને સદરહુ જગામાં પેસીને શોધ કરવાનો અખત્યાર છે, અને તેણે પોતાનો અખત્યાર તથા આવવાનું કારણ જાહેર કર્યા પછી, તથા મને પેસવા દો, એમ યોગ્ય રીતે કહ્યા પછી, તેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મળે, તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઇ પણ ઘર અથવા જગાના બહારનો કે માંહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે, તેની હોએ, કે કોઇ બીજા શખ્સની હોએ, તોપણ.—પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા ઓરડો હોય તેમાં (જે શખ્સને પકડવો હોએ, તે શખ્સ ન હોએ એવી) કોઈ બાયડી ખરેખાત રહેતી હોએ, અને તે બાયડી રીવાજ પ્રમાણે ચાર લોકમાં મોહું દેખાડતી ન હોએ, તો સદરહુ શખ્સે અથવા પોલીસ અમલદારે સદરહુ ઓરડીમાં "પેસતાં પહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નિકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે, તથા તે બાયડીને ત્યાંથી નિકળી જવું સેહેલ પડે તેવો દરેક ઘટતો ઉપાય કરવો, અને પછી તે સદરહુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખ્ત્યાર છે." (ક્રી. પ્રો. કોડ. કલમ ૪૬ થીતે ૪૮).

**સ.—કોઇ દરવાજો અગર બારી ફોડીને નિકળી જવાનો રસ્તો કરવાની બાબતમાં પોલીસને કેવી સત્તા છે?**

જ.—કાયદાસર જે પોલીસ અમલદારને પકડવાને અખત્યાર આપેલો હોએ, તેને કોઈ પણ ઘરનો અથવા જગા બહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી, ખુદ પોતાને છોડાવવાને સારૂ અગર તો

પકડવા સારૂ કાયદેસર રીતે પેઠેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રાખ્યો હોએ તેને છોડાવવા સારૂ ફોડીને રસ્તો કરવાને મુખત્યાર છે. (કલમ ૪૯).

**સ —પકડેલા શખસને પ્રતિબંધ કરવા બાબતમાં શું કાયદો છે?**

**જ.**—તેને નાસી જતો અટકાવવાને જરૂર જોગ પ્રતિબંધ થઇ શકે; તેથી વધારે ન થાય. (કલમ ૫૦)

**સ —કોઈ પોલીસ અમલદાર પકડે તેની વિરૂદ્ધ ખાનગી બચાવનો હક છે કે?**

**જ**—નહિ; પણ જો તેવાં કૃત્યથી મોત યા મહાવ્યથા થવાની વાજબી ધાસ્તી હોય, તો જુદી વાત છે. (પીનલ કોડ. કલમ ૯૯).

**સ.—પકડતી વખતે શી બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ?**

**જ.**—બનતાં સુધી, પકડનાર પોલીસ અમલદારે પોતાનો "યુનીફૉર્મ" પોશાક પેહેરવો. તેથી પાછળથી તકરાર ઉઠવા સંભવ રહેતો નથી.

**વિશેષ સમજુતી.—પકડવો હોય, ને શખસ સામો થાએ, તો બનતો વાજબી પ્રતિબંધ કરવાની કાયદાથી છુટ છે. પણ તેને નાસી જવા ન દેવો. એવા સામા થવાથી, પકડનાર પોલીસ અમલદારને પોતાનું મોત થશે અથવા મહાવ્યથા તેને થવાની વાજબી ધાસ્તી ઉપજે, તો પોતાની નોકરી બજાવતાં, સામા થનારના તેવાં આચરણ અને કૃત્યથી, પોતાના ખાનગી બચાવનો હક પોલીસ અમલદાર વાપરી શકે; અને જરૂર પડે, તો પોતાના બચાવસારૂ તે સામા થનારને ગોળીથી વિંધી નાંખી શકે, યા મારી નાખી શકે, એમ પીનલકોડ કલમ ૧૦૦ તથા પોલીસ મેન્યુઅલની રૂલ, પાને ૩૩૭ મે છે.**

**સ.—હાથકડીનો ઉપયોગ કેદી ઉપર કયારે થઇ શકે છે?**

**જ.**—ગુન્હો ગંભીર પ્રકારનો હોએ તેથી યા કેદીની ચાલચલણ તથા વર્તણુકથી તેને નાસી જતો અટકાવવા અથવા કાંઇ ગંભીર નુકસાન થતું અટકાવવાની જરૂર છે, એવી વાજબી માન્યતા ઉપજે તો, હાથ-

કડીનો ઉપયોગ થઈ શકે છે. પ્રસંગ અને કેદીની વર્તણુંક ઉપરથી વિચાર કરી આમ કરવાનું છે. ઓરતોને હાથકડી પહેરાવવી નહીં.

**સ.—કોઇ જડજ યા માજીસ્ટ્રેટ હાથકડી સંબંધે પોલીસને હુકમ કરી શકે ?**

જ.—તેની કોર્ટમાં કેદીને હાથકડી સાથે રાખવો કે નહીં, તે વિષે હુકમ કરી શકે. પણ કેદીની વર્તણુંક વાંધા ભરેલી યા ધાસ્તીવાળી જણાતી હોએ, તો પોલીસે તે હકીકત જડજને યા માજીસ્ટ્રેટને જણાવવી, કે તે ઉપર વિચાર કરવાનું તેને બની શકે.

કોર્ટ બહારતો,—આ બાબતમાં પોલીસનોજ અધિકાર છે.

**વિશેષ સમજુતી**—હાથકડી પેહેરાવવી એ સલામતી અને સાવચેતીના એક ઉપાય તરીકેની જરૂર પ્રમાણે વાપરવાની છે. માત્ર દ્વેશથી યા કેદીને હલકો પાડવા ખાતર, યા તેને હેરાન કરવા ખાતર વાપરવાની નથી.

**સ.—પકડેલા શખસની જડતી લેવા બાબતમાં શું કાયદાછે?**

જ.—વારંટની રૂઇએ પોલીસે કોઇને પકડયો હોય, ને તેમાં જામીન લેવાનું ફરમાન ન હોય ત્યારે,–અગર તેમ પકડયા પછી તે જામીન આપી શકતો ન હોય ત્યારે,–અથવા કાયદા પ્રમાણે વગર વારંટે પકડયો હોય, અથવા તો વારંટ પ્રમાણે ખાનગી શખસે તેને પકડયો હોય અને પકડાયલા શખસના જામીન લઈ શકાતા ન હોય,–યા તે આપી ન શકે તો,–પોલીસે જડતી તેવા શખસની લેવી; અને જરૂર જોગ પહેરવા જોગ કપડાં શિવાય, બીજી જે વસ્તુઓ તેના અંગ ઉપર જડે, તે લઇને સંભાળીને રાખવી.

આવો ઝાડો હમેશાં પંચ રાખી તેઓની સમક્ષ લેવો. અને લખીતવાર પંચનામું હમેશાં કરવું જોઇએ.

બાયડીનો ઝાડો લેવાનો હોય, તો પંચમાં એક બાયડી હમેશાં રાખીને તેની પાસે ઝાડો લેવાડવો, અને લોક લજ્જાના નિયમ ઉપર પૂરતું ધ્યાન રાખવું.

**સ—ઝાડા લેતાં, મારવાનાં કોઇ ઓજાર યા હથીઆર મળી આવે, તો કેમ કરવું ?**

જ.—પકડાએલા શખસને કાયદા પ્રમાણે જ્યાં રજુ કરવામાં આવે, ત્યાં તેવાં મળેલાં હથીઆર પણ રજુ કરવાં. (કલમ ૫૧, ૫૨, ૫૩, ક્રી. પ્રો' કોડ).

---

## વગર વારંટે પકડવા બાબત.

**સ.—કોઇ શખસને પોલીસ વગર વાંરટે કયારે પકડી શકે ?**

જ.—માજીસ્ટ્રેટના હુકમ યા વારંટ વગર કોઈ પણ પોલીસ અમલદાર પોતાના અખત્યારથીજ નીચે પ્રમાણેની બાબતોમાં પકડવા મુખત્યાર છેઃ–

પહેલું.—જે શખસ હરકોઇ કાગ્નીઝેબલ ગુન્હામાં સામેલ થયો છે. અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે સામેલ થયે છે, એવી વાજબી ફરીઆદ કરવામાં આવી હોય, અથવા ખાતરીલાયક ખબર મળી હોય, અથવા વાજબી શક રહેતો હોય, તે શખસને;

બીજું.—જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાંઈ ઓજાર કાયદેસર કારણ વગર હોય, તે શખસને; કાયદેસર કારણ સાબિત કરવાનો બોજો તે શખસને માથે છે, એમ સમજવું.

ત્રીજું,—જે શખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનિક સરકારના હુકમથી, ઢંઢેરો કાઢીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કર્યો હોય] તે શખસને;

ચોથું.—આ ચોરીની મિલકત છે એવો વાજબી રીતે શક હોય, એવી કાંઇ પણ વસ્તુ જે શખસના કબજામાં જડે, અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઈ ગુન્હો કર્યો છે, એવો વાજબી રીતે શક હોય, તે શખ્સને;

પાંચમું.—કોઈ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે શખસ હરકત કરે, તે શખસને, અથવા જે શખસ કાયદેસર પેહેરામાંથી નાસી ગયો હોય, અથવા નાસી જવાની કોશિસ કરતો હોય, તે શખસને;

છઠ્ઠું.—મલિકા માઆઝમાની જમીન પરની અથવા દરિયાઇ ફોજમાંથી ફલાણો શખસ નાસી ગયો છે, એવો અથવા મલિકા માઆઝમાની ઇંડીયન મરીન સર્વિસમાં હોય અને તે સર્વિસમાંથી ગેરકાયદેસર રીતે ગેરહાજર રેહેલો છે એવો વાજબી રીતે શક હોય, તે શખસને;

સાતમું.—બ્રિટિશ હિંદુસ્તાનની બહારની કોઈ પણ જગાએ કરેલું જે કોઈ પણ કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો તે બદલ એક ગુન્હા તરીકે શિક્ષા કરી શકાત, અને જે બદલ હેઠળ લખેલો શખસ ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના કોઇ પણ કાયદા મુજબ અથવા સને ૧૮૮૧ના ફ્યુજીટીવ ઓફેન્ડર્સ (નહાસી ગયેલા ગુન્હેગારો બાબતના) આક્ટ મુજબ અથવા બીજી રીતે બ્રિટિશ હિંદુસ્તાનમાં પકડવાને અથવા અટકાયતમાં રેહેવાને પાત્ર થતો હોય, તે કૃત્યમાં, જે કોઈ શખસ સામેલ થયો છે, અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે સામિલ થયો છે, એવી વાજબી ફરીઆદ કરવામાં આવી હોય અથવા ખાત્રીલાયક ખબર મળી હોય અથવા વાજબી શક રહેતો હોય, તે શખસને;

આઠમું.—કલમ ૫૬૫ ની પેટા કલમ (૩) ની રૂએ કરેલી કોઇ પણ કાનુનનો ભંગ જે કોઈ પણ છુટી ગયેલો ગુન્હેગાર કરશે તેને;

(૨)—આ કલમ કલકત્તા ને મુંબઇ, એ શેહેરોમાંની પોલીસને પણ લાગુ છે. (ક્રી. પ્રો. કો. કલમ ૫૪).

**ઉપર લખેલી કલમની ખાસ સમજુત.**—પકડવાનું સાધારણ રીતે ત્રણ પ્રકારે હોય છે.

**૧લું—પોલીસ પકડે તે,—તેમાં બે પ્રકાર એવા કે—પોલીસ પોતાના અખત્યારથી પકડે; અને માજીસ્ટ્રેટના વારંટની રૂએ પકડે, તે;**

**૨જું.—માજીસ્ટ્રેટ પોતે પકડી શકે તે;**

૩જું.—ખાનગી માણસો, પોલીસ અખત્યારી અને જામીન ન લઈ શકાએ, તેવાં કામોમાં પકડે તે.

આ રીતે સામાન્ય ત્રણ રીતે પકડવાનું હોય છે. ઉપરની કલમ ૫૪માં જે પ્રકારો બતાવ્યા છે, તે પોલીસ પોતાના અખત્યારથી કઈ કઈ બાબતોમાં પકડી શકે છે, તે છે.

યાદ રાખવું કે,—કલમ ૫૪ પ્રમાણે (ઉપરના કાયદામાં) બતાવેલા આધારે પકડવાનું કૃત્ય કોઇ પણ પોલીસ અમલદાર કરી શકે.

"પોલીસ અમલદાર"—એ શબ્દની વ્યાખ્યામાં હલકામાં હલકા વર્ગના કોઇ કોન્સ્ટેબલનો પણ સમાસ થઇ શકે છે. તેથી કલમ ૫૪ પ્રમાણે કોઈ પોલીસ કોન્સ્ટેબલ પણ પકડી શકે.

જે આઠ બાબતો આ કલમમાં બતાવી છે, તે સંક્ષેપ્તમાં યાદ રાખવી તે આવી રીતે;—

૧લું.—કાગ્નીઝેબલ એટલે પોલીસ અખત્યારી ગુન્હો કરવા સારૂ, યા માનવા લાયક ફરીયાદ યા ખબર, યા વાજબી શક, તેવો ગુન્હો કર્યાનો કોઈ ઉપર હોએ તો.

૨જું.—ઘર ફોડવાના ઓજાર વ્યાજબી કારણ વગર જેના કબજામાં હોએ તેવાને.

૩જું.—જાહેરનામું થયું હોય તેવાં, ગુન્હેગારને.

૪થું.—ચોરીનો માલ સાથે મળે તેને, અથવા તે સંબંધે ગુન્હેગારને.

૫મું.—પોલીસ અમલદાર પોતાની ફરજ બજાવતાં તેની કોઇ સામે થાય, અથવા કાયદેસર કેદમાંથી નાસે, તેને.

૬ઠું—રાજની ફોજમાંથી નાસી જનાર યા તેવો શક હોએ તેને.

૭મું.—બ્રીટીશ હિંદુસ્તાન બહાર કરેલા ગુન્હા બદલ શક હોએ, ને તે કૃત્ય અગર અહીંયા થયું હોએ તો ગુન્હો કર્યો ગણાતો હોએ, તે બદલ.

૮મું.—ગુન્હેગારને કલમ ૫૬૫ પ્રમાણે પોતાનું રહેઠાણ જાહેર કરવા હુકમ થયો હોએ, તેના ભંગ બદલ.

યાદ રાખવું કે,—પોલીસે પોતાના અખત્યારથી પકડવા બાબતની આ કલમમાં, રકમ ૧લીનો ઉપયોગ ઘણો થતો હોવાથી તે ખાસ સમજવા જેવી છે. કોઈ વખત તોહોમતદાર ગુન્હો કરતાંજ પકડાય છે,—પુરાવો થયાથી પકડાય છે.—ને કેટલીક વખતે તેના વિરૂદ્ધ માનવા લાયક, એટલે ભરોસો મુકવા લાયક ફરીઆદ થઈ હોય,—યા વાજબી

*શક ઉપજવા સરખું હોય,–અથવા માન્ય કરવા સરખી હકીકત યા ખબર યા બાતમી મળી હોય, તો–તેને પકડી શકાય છે, "**વાજબી શક,**" એટલે ખાલી પાયા વગરનો, યા નિર્માલ્ય વહેમ–એમ અર્થ નથી. કાંઇ પણ તેવી હકીકત,–યા તેવા સંજોગો,–યા તેવો વેહેમ ઉપજે તેવી બાબતોની હસ્તી જોઇએ, કે જેને **કલ્પિત** ન ગણાય, પણ વાજબી ગણાય.

---

આ કલમ ૫૪ પછી, પકડવાની બાબતમાં અગત્યની બીજી કલમ તે ૫૫ મી છે. એ કલમ બહુ અગત્યની છે, તે આખી, તથા તેની સમજુતી નીચે મુજબ છે, તે ધ્યાનમાં ખાસ રાખવી:—

**સ.—"પોલીસ સ્ટેશન અમલદાર"—એટલે જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય, તેને ઉપરની કલમ ૫૪ માં લખ્યા ઉપરાંત બીજો કેવો અધિકાર પકડવાની બાબતમાં છે?**

**જ.**— આવો અમલદાર કલમ ૫૪ પ્રમાણેના સામાન્ય અખત્યારનો અમલ તો કરીજ શકે; પણ તે ઉપરાંત, પકડવાંની બાબતમાં, તેને વિશેષ અધિકાર નીચે મુજબ છે:—

"(અ) સદરહુ થાણાની હદમાં કોઈ પણ શખસ પોતે નજરે ન પડે, એવો પૂર્વોપાય કરતો માલમ પડે, અને તે શખસ કાંઈ "કાગ્નીઝેબલ" ગુન્હો કરવાના હેતુથી સદરહુ પૂર્વોપાય કરે છે, એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દેખાતું હોય, તો તે શખસને; અથવા—

(બ) સદરહુ થાણાની હદમાં જે શખસની પાસે પોતાના ગુજરાનને માટે કાંઈ સાધન જણાતું નહિં હોય, અથવા જે પોતાને વિષે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહિં હોય, તે શખસને; અથવા—

(ક) જે શખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની, અથવા ચોરી કરવાની, અથવા ફલાણી મિલકત ચોરીની છે, એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે, એવી

રીતે મશહુર હોય, તે શખ્સને, અથવા જેને જબરીથી કહડાવવાની ટેવ છે, અથવા જબરીથી કઢાવવાના કારણ સારૂ કોઈ શખ્સોને હાનિ કરવાનો ભય દેખાડવાની, અથવા હાનિ કરવાનો ભય દેખાડવાની કોશિસ કરવાની ટેવ છે, એવી રીતે મશહુર હોય, તે શખ્સને."

(ક્રી. પ્રો. કો. કલમ ૫૫).

---

**કલમ ૫૫ માં જામીન લેવા.**—કલમ ૫૫ પ્રમાણે પોલીસ સ્ટેશન અમલદારે પકડેલા શખસની પાસેથી હંમેશ જામીન માગવા, ને તે આપી શકે તો લેવાજ જોઇએ. જો નહિંજ આપી શકે, તો અટકાયતમાં રાખીને મુદત અંદર તેને માજીસ્ટ્રેટ પાસે મોકલી આપવો જોઇએ.

**નોટ.**—જામીન લેવા બાબત, અલાહબાદ હાઇ કોર્ટનો ફેસલો ઇ. લૉ. રી. ૧૪ મું વાલ્યમ પાનું ૪૫,–દોલતશીંગનો થયો, તે પછીથી ઠર્યું છે.

**વિશેષ સમજુતી**—પકડાયલો શખસ યોગ્ય જામીન સારૂ કોઇ માણસને રજુ કરી ન શકે, પણ જામીન માગેલી રકમ જેટલો અવેજ રજુ કરે,–યા સરકારી પ્રોમીસરી નોટ રજુ કરે, તો તે લઇ તેને છુટો કરવા પોલીસ અમલદારને હાકત નથી. આ પ્રમાણે ક્રી. પ્રો કોડ કલમ ૫૧૩ થી સત્તા છે.

જો કે, કલમ ૫૫ માં પકડવાનો અધિકાર પોલીસ સ્ટેશન અમલદારનેજ છે, તોપણ તેના તાબાના નોકરો, તેને તેમ કરવામાં મદદ કરી શકે; અને જેને પકડવાનો હોય, તેનું નામ ઠામ લખી પોતાના તાબાના પોલીસના માણસોને લખીત હુકમ આપે, તો તેઓ પકડીને રજુ કરી શકે. પોલીસ સ્ટેશન અમલદાર અગર પકડતાં હાજર હોય, તો તાબાનાં માણસો મોઢાના આપેલા હુકમથી પણ પકડી શકે છે.

વળી એ પણ યાદ રાખવું કે ક્રી. પ્રો. કો. કલમ ૫૫૧ અન્વયે પોલીસ સ્ટેશન અમલદારથી ચઢતા દરજ્જાના–એટલે પોલીસ ઇન્સ્પેકટર, ડેપ્યુટી યા ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ, યા આસીસ્ટન્ટ પણ જે જે કામો કાયદેસર સ્ટેશન અમલદારને કરવાની સત્તા હોય, તેવાં કામો, પોતાની મરજી હોય તો, કરી શકે.

**કલમ ૫૫ નો ઉપયોગ.**—ક્રી. પ્રો કોડ બાબ ૮ માં પ્રમાણે લટકતા અને ગુજરાનના યોગ્ય સાધન વગરના માણસોને પકડી જામીન લેવાડવા કામ ચલાવવાં પડે છે, ત્યારે તેવા શખસોને પોલીસ આ કલમ પ્રમાણે પકડી શકે.

તેમજ, જેને ચોરીનો માલ રાખવાની, ચોરી કરવાની હંમેશ ટેવ પડી છે, યા જબરીનથી પૈસા કઢાવવાની ટેવ પડી છે તેવાના જામીન લેવાડવા હોય, તો તેવે વખતે તેવા શખસોને પકડવામા આ કલમનો ઉપયોગ થાય છે. આ બાબત વિષે આગળ કલમ ૧૦૯--૧૧૦ ની બાબતમાં ખુલાસા, આ ચોપડીમાં આપ્યા છે, તે વાંચવા. કલમ ૫૫ પ્રમાણે પકડેલા કોઇ શખસને માટે કલમ ૧૬૭ મુજબ "રીમાન્ડ" મળી ન શકે, તે વિશે તે કલમ નીચે આગળ જોવું.

---

**સ.—પોલીસ સ્ટેશન અમલદાર, પકડતાં પોતે હાજર ન હોય, ને કોઇ શખસને પોતાના તાબાના માણસ પાસે પકડાવવા ઇચ્છા રાખતો હોય, તો શું કરવું પડે છે?**

**જ.**—જે શખસને પકડવો હોય તેનું નામઠામ તથા કયા ગુન્હા બદલ યા કારણસર પકડવાનો છે, તે લખીત હુકમથી ફરમાવી, પકડવાનો હુકમ આપવો જોઇએ. (કલમ ૫૬).

**સ.— પોલીસ અખત્યાર બહારના (નાન કાગ્નીઝેબલ) કોઇ ગુન્હા બદલ પોલીસ કેવા સંજોગોમાં કોઇને વગર વારંટે પકડી શકે?**

**જ.**—કોઈ શખસ એકાદ એવો પોલીસ અખત્યાર બહારનો ગુન્હો કોઈ પોલીસ અમલદારની હાજરીમાં કરે, અથવા તેના ઉપર તોહોમત એવા શખસની રૂબરૂ મુકવામાં આવે, અને તેવો પોલીસ અમલદાર તેવા શખસનું નામ ઠામ માગે ને તે આપવા ના પાડે, તો, અથવા જે નામ તથા ઠેકાણું આપે તે ખરૂં નથી એમ કોઈ કારણસર તે પોલીસ અમલદારને લાગે, તો તેનું ખરૂં નામ ઠેકાણું નકી કરવા તેવા શખસને વગર વારંટે પકડી શકાય છે. પછી નામ ઠેકાણાની ખાત્રી થયાથી તેને એકલા તેના જાત મુચરકા ઉપર, યા જામીન લઈ છુટો કરવો. અને જરૂર લાગે તો માજીસ્ટ્રેટ સમક્ષ હાજર થવા તેમાં ફરમાવવું. બ્રીટીશ હિંદુસ્તાનનો રહીશ ન હોય તો જામીન હિંદુસ્તાનના કોઈ વતનીને લેવો; ને એ પ્રમાણે ચોવીસ કલાકની મુદતમાં તેનું નામ ઠેકાણું ખાત્રીપૂર્વક નકી કરી ન શકાએ, યા, તે મુચરકો, યા જામીન આપી શકે નહિં, યા આપવા ના કહે, તો તેને તુરતાતુરત અખત્યાર વાળા માજીસ્ટ્રેટ સમક્ષ મોકલી આપવા તજવીજ કરવી. (કલમ ૫૭).

**સ.—વગર વારંટે પકડવાની પોલીસ અમલદારને સત્તા હોય તેવો કોઇ શખસ પોતાની હકુમતની બહાર જાએ, તો તેને પકડવા બાબતમાં તે પોતાની હકુમત બહાર જઇ શકે?**

**જ.**—હા, બ્રીટીશ હિંદુસ્તાનમાં હરકોઇ જગાએ ઉપરના કારણસર તેની પછાડી જઈ શકે. ( કલમ ૫૮ ).

**સ.-ખાનગી શખસોએ કોઇને વગર વારંટે પકડવાની બાબતમાં શું કાયદો છે? ને તેને પકડી કોઇ પોલીસ અમલદારને સોંપે, તો તેણે શું કરવું જોઇએ?**

**જ**—આ બાબતમાં કાયદો નીચે પ્રમાણે છેઃ—

(૧) "કોઇ શખસ જામીન નહિં લઇ શકાય તેવો અને કાગ્નીઝેબલ ગુન્હો કોઈ ખાનગી શખસના દેખતાં કરે. તો તે ખાનગી શખસ તેને પકડવાને મુખત્યાર છે; અથવા કોઇ શખસ ગુન્હેગાર છે, એવો ઢંઢેરો કાઢયો હોય, તો તેને પકડવાને કોઈ પણ ખાનગી શખસ મુખત્યાર છે અને સદરહુ પ્રમાણે શખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઈ પોલીસ અમલદારને સ્વાધીન કરવો; અથવા, પોલીસ અમલદારની ગેરહાજરીમાં, સદરહુ શખસને પાસેના પોલીસ થાણામાં લઈ જવો.

(૨). સદરહુ શખસને ૫૪ મી કલમના ઠરાવો લાગુ પડે છે એમ માનવાનું કારણ હોય, તો તેને કોઇ પોલીસ અમલદારે ફરીથી પકડવો.

(૩). તેણે કાંઈ નાન કાગ્નીઝેબલ ગુન્હો કર્યો છે, એમ માનવાનું કારણ હોય, અને કોઇ પોલીસ અમલદારના કહ્યા ઉપરથી તે પોતાનું નામ અથવા રહેઠાણનું ઠેકાણું આપવાને ના પાડે, અથવા એવું નામ અથવા રહેવાનું ઠેકાણું આપે કે, જે ખોટું છે, એમ માનવાનું સદરહુ અમલદારને કારણ હોય, તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી. તેણે કાંઇ ગુન્હો કર્યો છે, એમ માનવાનું કાંઈ પુરતું કારણ ન હોય, તો તેને એકદમ છોડી મુકવો." ( ક્રી. પ્રો. કો. ક. ૫૯ )

**ટુંકમાં સમજુત—કોઇ કાગ્નીઝેબલ અને જામીન નહિં લેવાય, તેવો ગુન્હો કોઈ ખાનગી શખસની હાજરીમાં થાએ, તો તેવા ગુન્હેગારને તે પકડી શકે છે, અને કોઇ પોલીસ અમલદારને સ્વાધીન કરવાનું ધ્યાનમાં રાખવું.**

પોલીસ અમલદારે, એવો ખાનગી શખસે પકડેલો માણસ રજુ થયેથી શું કરવું, તે ઉપલી કલમમાં છે, તેમ અમલ કરવો.

**સ.—વગર વારંટે પકડેલા શખસને પોલીસમાં રાખી શકવાની મુદત કેટલી?**

જ.—પકડયાની વખતથી ચોવીસ કલાકની અંદર પોલીસે તેને કોઇ અખત્યારવાળા માજીસ્ટ્રેટ પાસે મોકલવોજ જોઇએ. આ સામાન્ય નિયમ છે; પણ કાયદામાં એમ છે કે,—જરૂર કરતાં એક મીનીટ પણ વધારે રાખવો નહિ. જામીન લેવાના કાયદાને અનુસરીને વર્તવું. ને જામીન લેવા લાયક ગુન્હો ન હોય,—યા તો,—તે જામીન આપી ન શકતો હોય તો પછી પોલીસ હવાલામાં તેને રાખવો, તે જરૂર જોગ મુદતજ રાખવો પણ તેવી મુદત ઘણામાં ઘણી ૨૪ કલાકની ઠરાવેલી છે. આ પ્રમાણે કલમ ૬૦ તથા ૬૧ થી ઠરાવેલું છે.

કેટલીક વાર પકડયા પછી ૨૪ કલાકમાં તપાસ પુરી થઈ શકતી નથી; અને તે ચાલુ તપાસમાં કેદીને પોલીસ હવાલામાં રાખવાની જરૂર હોય છે. તેવે પ્રસંગે શું કરવું, તે આગળ આ ચોપડીમાં કલમ ૧૬૭ નીચે આપેલું છે, તે વાંચવું.

**વિશેષ સૂચના**—વળી કેટલીકવાર ગામડામાં પોલીસ પટેલો પકડીને કોઇને મોકલે છે, તેવે પ્રસંગે ૨૪ કલાકની મુદત કઇ ગણવી એ સવાલ ઉભો થાય છે. આ વિશેમાં મુંબઇ હાઈ કોર્ટે ઠરાવેલું છે કે,—પોલીસ પટેલ ને ૨૪ કલાકની મુદત છે, તે જુદી છે, ને પોલીસ થાણામાં પહોંચ્યા પછી ૨૪ કલાક બીજા ગણવાના છે. તેથી એમ ઠરે છે કે,—જે ગામમાં પોલીસ પટેલે કોઇને પકડયો હોય, તે ગામમાં તેની મુદતના ૨૪ કલાક ઉપરાંત, ડીસ્ટ્રીકટ પોલીસના ૨૪ કલાક બીજા એમ ૪૮ કલાકની એકંદર વધુમાં વધુ હદ છે.

**વાટ ચાલીનો વખત બાદ કરવો.**—કેદીને નજીકમાં નજીકને રસ્તે મોકલવો. અને વાટ ચાલી એટલે રસ્તાની મુસાફરીનો વખત આ ઉપલી હદની ઉપરાંત ગણવાનો છે. ગામથી પોલીસ થાણે પોહોંચતાં રસ્તામાં લાગેલો વખત, તથા પોલીસ થાણામાંથી નીકળી માજીસ્ટ્રેટ પાસે પોહોંચાડતા જે રસ્તાની મુસાફરીમાં વખત જાય, તે મજરે મળે, એટલે તે ઠરેલી મુદત ઉપરાંતની ગણવી એમ ઠરેલું છે.

**સ.—"નજરકેદ"ની બાબતમાં શું કાયદો છે?**

**જ.**—જેને **"નજરકેદ"** એમ કેહેવામાં અથવા ગણવામાં આવે છે, તે બીલકુલ ગેરકાયદે છે. કોઈ પણ પ્રકારના પ્રતિબંધમાં, યા ગર્ભીત રીતે અટકમાં રાખવો, અને તેને પકડયામાં ન ગણવું, એમ બની શકે નહિં. તપાસને બહાને કોઈ શકદાર યા તોહમતદારને અટકાવી રાખવો યા તેને પોલીસના માણુસની હાજરી સાથે તેને ઘેર ખાવા જવા દેવો,—યા તેનું ખાવાનું તેને ઘેરથી બીજી કોઇ જગોએ તેના કુટુંબના યા બીજા કોઈ માણુસ સાથે આણી આપવા બંદોબસ્ત કરવો,—યા તેને તપાસમાં પોતાની સાથે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવવો, યા તેના પડોશીને સોંપવો,—એ બધું "અટકાયત"માંજ ગણાએ. એવા કોઈ શખસને કેદમાં, યા અમુક જગામાં ગોંધી મુકે,—પુરી મુકે,—તોજ કેદમાં છે, એમ નથી. એવી અનિયમીત અટક,—એવી હરેક ગર્ભીત રીતે કરેલી બિનસત્તાની રોકત,—ગેરકાયદેજ છે. ફાવે ત્યારથી અટકાયતમાં ગણવો, ને તેને બોલાવી બેસાડયા છતાં, અને તેની મરજી પ્રમાણે જવાની તેની છુટ ઉપર આંકોશ મેલવા છતાં, તેને બોલાવ્યાના પ્રથમ વખતથીજ અટકાયતમાં ન ગણવો,—એ બધું ગેરકાયદે છે. "નજરકેદ"—એ શબ્દને કાયદો કબુલ રાખતોજ નથી; અને સરકાર તેને બહુ ના પસંદ કરે છે. **"ઉપલક તપાસ ઉપર રાખ્યો"**—એ માત્ર કાયદો ઉલ્લંઘન કરવાનું બહાનું છે. અને તે કૃત્ય ગેરકાયદે છે. તેથી તેમ કરવું નહિ.

કોઇ શખસને કાયદા અન્વયે કોઇ "કાગ્નીઝેબલ" ગુન્હાની પોલીસ તપાસમાં, યા બીજા કોઈ કામમાં કાયદા પ્રમાણે બોલાવી પુછવાની સત્તા પોલીસ અમલદારને હોય, ત્યારે તેને હકીગત પુછવાની તે પુછી લઇને બનતી ત્વરાથી તેને ઘેર જવા દેવો. વાસ્તવિક જરૂર કરતાં વધારે વખત તેને રોકવો, તે ગેરકાયદે છે.

---

**"નજરકેદ" અને "દેખરેખ"—એ વચ્ચેનો ફરક.**—કોઈ શખસ ઉપર ગુન્હો કર્યાનું, યા કરે છે, તેનું,—યા મેલાપી છે,—એવું કાંઇ માનવાનું કારણ હોય, યા શક યા વેહેમ હોય,—તો તેની વર્તણુંક તથા હાલ ચાલ, રીતભાત, અને તેના [illegible] વગેરે ઉપર નજર રાખવાની ઘણી વખતે પોલીસને જરૂર પડે છે; તેમ હોય તો તેના ઉપર પોલીસના માણુસો મારફતે યા બીજી રીતે દેખરેખ

રખાવી શકાય. ને તેના છુટાપણાં ઉપર કાંઈ પણ અંકુશ યા દબાણ ન રાખતાં,—તેમ કરવા પોલીસ અલબત્તે મુખત્યાર છે. આવી બાબતનો સમાસ "દેખરેખ"માં થાએ છે; ને તેમ કરવાની પોલીસને છુટ છે, અને તેઓનું કામ છે. પરંતુ,—"નજરકેદ" બીજીજ બાબત છે. તેની સ્વતંત્ર રીતે જવા આવવાની તથા હરવા ફરવાની બાબતમાં કોઇ પણ પ્રકારની અટક થવા સરખું કાંઇ કૃત્ય પોલીસ તરફથી થાય.—યા તો, તે શખસને એવું વાજબી રીતે લાગે કે તે સામાન્ય રીતે જવા આવવા છુટો નથી,—પરવાનગી વગર તેમ કરી શકતો નથી, ને તેમ કરશે તો તુરત તેને અટકાવવામાં આવશે, એવી બાબતનું કોઈ કૃત્ય હોય, તો તેને અટકાયત સમજવી. ટુંકમાં,—યા તો તે છુટો રહેવો જોઇએ; એટલે કે તેના જવા આવવા વગેરેના તેના છુટાપણા ઉપર કશો પણ અંકુશ ન હોવો જોઇએ; અથવા તો વાજબી શક યા સબબો સર, તે કાયદેસર અટકાયતમાં હોવો જોઇએ. વચલો કોઈ રસ્તો, જેવો કે "નજરકેદ" એવું કાંઇ હોયજ નહીં. તે ગેરકાયદે છે.

**સ—પકડેલા શખસની બાબતમાં રીપોર્ટ કરવા બાબત શું કાયદો છે?**

**જ.**—પોલીસે પોતાના થાણાની હદમાં વગર વારંટે પકડેલા હરેક શખસની બાબતમાં તેમ કર્યાનો જાહેર રીપોર્ટ ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટને અથવા તેઓ ફરમાવે તો સબડીવીઝન માજીસ્ટ્રેટને હમેશ મોકલવો. એવા શખસને પકડયા બાદ, અટકાયતમાં રાખ્યો હોય, યા જામીન ઉપર છુટો કરેલો હોય, તો પણ રીપોર્ટ મોકલવો જોઇએ. (કલમ ૬૨).

**વિશેષ સૂચના**—કલમ ૬૨ પ્રમાણે મોકલવાનો ઉપર પ્રમાણેનો પકડયાનો રીપોર્ટ સારૂ છાપેલું ફારમ આવે છે; અથવા છાપેલું સરકારી પોસ્ટ કાર્ડ આવે છે. તેમાં હકીગતની તપસીલ ભરીને મોકલવાનું છે. પકડયાની તારીખ તથા વખત—કયા ગુન્હા માટે પકડયો તે,—તોહમતદારનું નામ ઠામ વગેરે—અને તે અટકાયતમાં રાખવામાં આવ્યો છે કે જામીન ઉપર છોડયો છે, તે લખવું. યાદ રાખવું કે, કલમ ૫૫ પ્રમાણે કોઇને પકડયો હોય, તો પણ રીપોર્ટ તો મોકલવોજ, વગર વારંટ પોલીસે પકડેલા હરેક શખસને માટે આ રીપોર્ટ મોકલવો પડે છે.

**સ—પોલીસે પકડેલા માણસને છુટો કરવા બાબતમાં શું કાયદો છે?**

**જ.**—પકડયા પછી, તેનું પોતાનું ખત લીધા શિવાય, અથવા તેના જામીન લીધા શિવાએ, અથવા કોઇ માજીસ્ટ્રેટના ખાસ હુકમ, વગર છોડાએ નહીં. (કલમ ૬૩).

**સ.—કોઈ માજીસ્ટ્રેટ પોતે કયારે કોઇને પકડી શકે?**

**જ.**—પોતાની સ્થાનિક હદમાં કોઈ માજીસ્ટ્રેટની સમક્ષ કોઈ ગુન્હો કરે, તો ગુન્હેગારને તે પકડી શકે, અથવા કોઈ શખસને હુકમ કરી તેને પકડાવી શકે; અને જામીન લેવાના કાયદાને અનુસરીને ચાલે;—ને લેવાય તેવો ગુન્હો હોએ તો કેદમાં મોકલી શકે. તેમજ જે સંજોગો અને વખતે, પોતે વારંટ કાયદેસર રીતે કાઢી શકે તેમ હોએ, તેવે વખતે પોતાની હકુમતમાં, પોતાની હાજરીમાં કોઈ શખસને ખુદ પોતે પકડી શકે, યા બીજા પાસે પકડાવી શકે. (કલમ ૬૪-૬૫).

**સ.—કોઇ શખસ કાયદેસર કેદમાંથી નાશી જાએ તો તેની પાછળ જઇ પકડવા બાબત શું કાયદો છે?**

**જ.**—કાયદેસર કેદમાં હોય, તેવો શખસ નાશી જાએ, તો, અથવા તેને છોડાવવામાં આવે તો,—જેના પહેરામાંથી તે નાસી ગયો હોએ તેવો શખસ તેની પાછળ જઇને બ્રીટીશ હિંદુસ્તાનમાં હરકોઇ જગ્યાએ તેને પકડવાને મુખત્યાર છે, એમ સમજવું. (કલમ ૬૬).

---

## હાજર કરવાની બાબતમાં "પ્રોસેસો."

કોઈ શખસને કોઈ કોર્ટમાં યા અમલદાર સમક્ષ હાજર કરવાની જરૂર હોએ, ત્યારે તેમ કરવાને ત્રણ રસ્તાઓ છે. **૧લું.—સમન્સથી; ૨જું,—વારંટથી; ૩જું,—જાહેર નામું ને તેની મિલકત જપ્ત કરવાથી.** આ ત્રણેની બાબતમાં કાયદો નીચે પ્રમાણે છે.

### સમન્સની બાબતમાં.

**સ.—સમન્સ બજાવવાની બાબતમાં કાયદાના નિયમો ટુંકમાં બતાવો.**

**જ.**—'સમન' લખેલ જોઇએ, તથા તેની બેવડી પ્રતો જોઇએ, અને તે ઉપર કોર્ટના પ્રમુખે, અથવા કાયદેસર થએલી કાનુન પ્રમાણે

ઠરેલા બીજા અમલદારે સહી તથા મોહોર કરવી જોઇએ. માજીસ્ટ્રેટ કોર્ટમાં શીરસ્તેદારોને સહી કરવા અધિકાર સરકારે આપેલો છે.

સમનો ઘણું કરીને પોલીસ અમલદારે બજાવવાના હોય છે. પણ સરકાર તરફથી ઠરાવવામાં આવે તેવી કોઇ કાનુન પ્રમાણે સમન કાઢનાર કોર્ટનો કોઇ અમલદાર પણ બજાવી શકે છે.

આવો સમન કોઈ પોલીસ અમલદાર તરફ કાયદેસર રીતે આવે કે જે શખસના નામનો સમન હોય, તે શખસ ખુદને બનતાં સુધી તે બે પ્રતો માંહેલી એક નકલ આપવી, અને અસલ ઉપર તે શખસની સમન પહોંચ્યાની સહી લેવી જોઇએ. અને તે નીચે સમન પહોંચાડયાની તારીખ તથા વખત લખી રીપોર્ટ સાથે જે અમલદાર તરફથી સમન બજાવવા સારૂ આવ્યો હોય, તેના તરફ પાછો મુદતની અંદર મોકલવો જોઇએ. (કલમ ૬૮-૬૯).

**સ.—કોઇ સ્થાપિત કંપની યા મંડળી ઉપર સમન્સ બજાવવો હોએ, તો શું કરવું?**

જ.—કોઈ પણ સ્થાપિત મંડળી ઉપર સમન બજાવવો હોએ, તો તે મંડળીના સેક્રેટરી ઉપર, યા સ્થાનિક મૅનેજર ઉપર, અથવા બીજા મુખ્ય અમલદાર ઉપર બજાવવો; અથવા તે મંડળીના બ્રીટિશ ઇંડિઆમાંના મુખ્ય અમલદાર ઉપર રજીસ્ટર પોસ્ટથી પત્ર મોકલીને બજાવવો. અને પોસ્ટના નિયમ પ્રમાણે તે પત્ર આવી પહોંચે, તે વખતે સમન્સ બજાવ્યો છે એમ સમજવું. (કલમ ૬૯. રકમ ૩).

**સ—જે શખસ ઉપર 'સમન્સ' કાઢયો હોય, તે જાતે ન મળે તો શું કરવું?**

જ.—જે શખસના ઉપર સમન્સ કાઢવામાં આવ્યો હોય તે જો મળી આવે, તો ઉપર પ્રમાણે નિયમ છે. પણ કદી તે શખસ ન મળે, તો આવો સમન્સ બજાવવાની બાબતમાં કાયદો નીચે પ્રમાણે છે:—

"જ્યારે સમન્સ કરેલો શખસ ઘટતી મહેનત કરતાં ન જડે, "ત્યારે તેના કુટુંબમાંના કોઈ પાકી ઉમ્મરના મરદ માણસને અથવા "ઇલાકાના મુખ્ય શેહેરમાં તેની સાથે રહેનારા તેના ચાકરને તે "સમન્સની એક ડુપ્લીકેટ તેને સારૂ સોંપીને તે સમન્સ બજાવવાનો

"અધિકાર છે; અને જેને સદરહુ સમન્સ આવી રીતે સોંપ્યો હોય
"તે શખસે, જો સમન્સ બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી
"ડુપ્લીકેટ" ની પછવાડે તે સમન્સ પહોંચ્યાની સહી કરવી જોઇએ."

**સ —ઉપર પ્રમાણે કર્યા છતાં પણ સમન્સ ન બજી શકે તો શું કરવું ?**

જ.–ઉપર બતાવ્યા પ્રમાણે જો પોતાનાથી બનતી મહેનત કર્યા છતાં પણ સમન્સ બજાવનાર અમલદારને સહી મળી ન શકે, તો સમન્સ જેના ઉપર થયો હોય તે શખસનું ઘણું ખરૂં રહેવાનું ઘર અથવા ઘરવાડી હોય, તેના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર તે સમન્સની જે પ્રત તેને આપવાની હોય, તે ચોંટાડવી. એટલું થયેથી તે સમન્સ યોગ્ય રીતે બજાવવામાં આવ્યો એમ કાયદેસર રીતે ગણી શકાય છે. (કલમ ૭૧).

સમન્સો બજાવવા આવે, તે તુરતાતુરત બજાવવા જોઇએ, અને તે નીચે મુદતસર રીપોર્ટો કરીને મોકલવા જોઇએ. કેમકે જે કોર્ટથી તે સમન્સ નિકળ્યો હોય, તે કોરટને ઠરાવેલી મુદતે સમન્સ વિષે ખબર પહોંચવી જોઇએ.

**સ —સરકારની નોકરીમાં યા રેલ્વે કંપનીમાં નોકર હોય, તેના ઉપર સમન્સ બજાવવો હોય તો શું કાયદો છે?**

જ.—સામાન્ય રીતે સમન્સ કાઢનાર કોર્ટ 'ડુપ્લીકેટ સમન્સ' તેના ઉપરી અધિકારી ઉપર મોકલવો. તે બજાવીને પોતે શેરો, બજાવ્યા બાબતનો કરી પાછો મોકલશે. અને તેવો શેરો થઈ આવેથી, તેવા સમન્સ કાયદેસર રીતે બજેલો છે, એમ ગણાશે. (કલમ ૭૨).

**નોટ.—પોતાની સ્થાનિક હકુમતની બહાર રહેનાર કોઈ શખસ ઉપર અગર કોઇ કોર્ટ સમન્સ બજાવવા ઇચ્છે તો, જે માજીસ્ટ્રેટની સ્થાનિક હદમાં તેવો શખસ હોય યા રહેતો હોય, તેના ઉપર 'ડુપ્લીકેટ સમન્સ' મોકલવો. ત્યાં બજ્યા બાદ, બજાવનાર અમલદાર હાજર ન હોય, તો એક સોગંદ નામું રજુ કરવું પડે, (તે કોઈ માજીસ્ટ્રેટ રૂબરૂ થએલું હોવું જોઇએ), કે તે શખસ ઉપર સમન્સ રીતસર બજ્યો છે, અને તેની આ 'ડુપ્લીકેટ' છે; એમ થઈ તે 'ડુપ્લીકેટ' રજુ થવાથી, તે સમન્સ કાયદેસર બજ્યો છે, એમ ગણાશે. તે વિરૂધ્ધ કહેનારે સાબીતી તેમ ન થયાની આપવી પડશે. સમન્સના 'ડુપ્લીકેટ' સાથે આવું સોગંદનામું જોડેલી શકાશે; તે કોર્ટમાં રજુ થઇ શકે. (કલમ ૭૪).**

## વારંટ તથા તેની બજાવણી વિશે.

**પકડવાના વારંટનો નમુનો અને ઢબ.**—વારંટ હંમેશ લખીતવાર જોઇએ, અને તે ઉપર કોર્ટના પ્રમુખ અમલદારે અથવા માજીસ્ટ્રેટની બેંચ હોય, ત્યારે તે પૈકી ગમે તે એકે સહી કરવી જોઇએ; તે ઉપરાંત,-કોર્ટની 'સીલ' યાને મોહોર જોઇએ. તથા જેને પકડવાનો હોય તેનું નામ ઠામ તથા શા સારૂ પકડવાનો છે, તે સંક્ષેપમાં લખેલું હોવું જોઇએ.

**વારંટનો અમલ ક્યાં સુધી,-તે મુદત વિશે.**—વારંટ નિકળ્યા પછી, કાઢનાર કોર્ટ તે રદ કરે નહિ, અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી તેનો અમલ રહે છે, (કલમ ૭૫)

**વારંટ કોણ બજાવે.**—સામાન્ય રીતે પોલીસ અમલદાર તરફજ વારન્ટ બજામણી સારૂ મોકલાય છે. પરંતુ ખાસ કારણસર કોર્ટના કોઈ અમલદાર તરફ, યા બીજા શખસ ઉપર મોકલાય; પણ તેમ કવચીતજ બને છે.

જે પોલીસ અમલદારના નામ ઉપર તે મોકલાયું હોય, તેણે બજાવવું જોઇએ; પણ તે વારંટ પછાડી બીજા કોઈ અમલદારનું નામ લખીને બજાવણી કરવા તે મોકલી શકે છે. ને જેનું નામ આ રીતે લખે, તેણે બજાવવું. (કલમ ૭૭, ૭૯).

વારંટ એક કરતાં વધારે પોલીસ અમલદાર ઉપર પણ મોકલી શકાય. તેમ હોય, તો તે પૈકી એક અથવા બધા બજાવી શકે છે. (કલમ ૭૭).

વળી કોઇ જમીન ધારણ કરનાર ઉપર અથવા તેના કારભારી ઉપર પણ બજાવણી સારૂ કોઇ જીલ્લા માજીટ્રેટ યા સબ-ડીવીઝન માજીસ્ટ્રેટ, વારંટ મોકલી શકે. તેણે તે બજાવી પકડેલા શખસને નજીકના પોલીસ અમલદારને વારંટ સાથે સોંપી દેવો. તે માજીસ્ટ્રેટ પાસે, આવો અમલદાર લઈ જશે, યા મોકલી દેશે. (કલમ ૭૮).

### સ.—પકડવાનું વારંટ બજાવવાની શી રીત છે ?

**જ.**—જેને પકડવો હોય, તેને વારંટનો સાર કહેવો;- અને જોવા માગે તો બતાવવું. તાબે થાય તો ઠીક; નહીં તો તેના શરીરને અડકી તેને કેદ કરવો. (કલમ ૮૦ તથા ૪૬).

**સ.—વારંટ બજાવતી વખતે બીજું શું ધ્યાનમાં રાખવું ?**

જ.—કેટલાંક વારંટમાં તારણ લેવાનું યા, જામીન ઉપર છોડવાનું ફરમાન માજીસ્ટ્રેટે લખેલું હોય છે, તેમ હોય, તો તે હુકમ પ્રમાણે વગર ઢીલે કરવું. તેમ ન હોય, તો વગર ઢીલે તેને જે કોર્ટ આગળ રજુ કરવો જોઈએ, ત્યાં વારંટ સાથે કરવો. જામીનખતનાં ફારમો છાપેલાં આવે છે, તે ભરી તેમાં પકડનારની તથા જામીનની સહી લેવી. પ્રથમ જામીન થનાર શખ્સ જેટલી રકમનો જામીન થાય છે, તેટલી રકમ ભરી શકે તેવો છે, કે કેમ, તેની ખાતરી કરવી; પછીજ તેને જામીન તરીકે કબુલ કરવો. જે પછી પકડાએલા શખ્સને છુટો કરવો; ને જામીનખત ઉપર પોલીસ અમલદારે રૂબરૂની સહી કરી, બજાવેલું વારંટ તથા જામીનખત, જે માજીસ્ટ્રેટ પાસે મોકલવાનું હોય, ત્યાં મોકલવું. ( કલમ ૭૬ તથા ૮૧).

**સ.—આવું પકડવાનું વરિંટ કયાં કયાં બજાવી શકાય ?**

જ.—બ્રિટિશ હિંદુસ્તાનમાં હરકોઈ જગોએ તેની બજામણી થઇ શકે. (કલમ ૮૩).

**સ.—વારંટ કાઢનાર કોર્ટની હકુમતની બહાર વારંટ બજાવવાનું હોય તો શું કરવું પડે ?**

જ.—વારંટ કાઢનાર કોર્ટે પોલીસ અમલદારના ઉપર વારંટ મોકલવાને બદલે, ટપાલ મારફતે કોઈ માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ અથવા ઇલાકાના મુખ્ય શહેરમાં હોય, તો પોલીસ કમીશનર, જેની હદમાં પકડવાનો શખ્સ રહેતો હોય, તેના ઉપર મોકલવું. અને તેવો કોઇ અમલદાર વારંટ ઉપર પોતાની સહી (શેરો) કરી પોતાની હદમાં બજાવણી કરી શકશે. (કલમ ૮૩).

**સ.—કોઇ વારંટ કોઇ પોલીસ અમલદારના નામનું કાઢવામાં આવ્યું હોય, ને તે બીજી હકુમતમાં બજાવવાનું હોય, તો શું કરવું ?**

જ.—જેની હકુમતમાં પકડવાનો શખ્સ રહેતો હોય, ત્યાંના કોઈ માજીસ્ટ્રેટ યા પોલીસ સ્ટેશન અમલદારથી ઓછો દરજ્જો ન હોય, તેવા કોઇ અમલદાર પાસે તેની સહી (શેરો) તે વારંટ નીચે તે પોલીસ અમલદારે પ્રથમ મેળવવી; તેવી સહી તે કરી આપશે; અને પછી તે વારંટનો

અમલ કરવાનો તેને અધિકાર તે હકુમતમાં પ્રાપ્ત થયો એમ સમજવું. ને ત્યાંની પોલીસની મદદ માગેથી, એ કામમાં મદદ આપવા તે બંધાએલી છે એમ સમજવું.

વળી, એમ પણ ઠરાવ્યું છે કે ઉપર પ્રમાણે સહી મેળવતાં જે ઢીલ થશે, તે દરમિયાન પકડવાનો શખસ નાસી જશે, ને વારંટ બજવામાં હરકત પડશે, એમ માનવાનું જ્યારે કારણ હોય ત્યારે, એવી બીજી હકુમતમાં ઉપર મુજબ શેરો મેળવ્યા શિવાય વારંટ બજાવી શકાય છે(કલમ૮૪)

**સ.—જે ડીસ્ટ્રીકટમાંથી વારંટ કાઢવામાં આવ્યું હોય, તેની હદની બહાર તે વારંટ બજાવવામાં આવ્યું હોય, તો પકડેલા શખસને કયાં રજુ કરવો પડે?**

**જ.**—આ વિષે કાયદો નીચે પ્રમાણે છેઃ—"જયારે પકડવાનું કાંઈ વારંટ, જે જીલ્લામાં તે વારંટ કાઢયું હોય, તેની બહાર બજાવ્યું હોય, ત્યારે જે કોર્ટે તે વારંટ કાઢયું હોય તે કોર્ટ, પકડવાની જગાથી વીસ માઇલની અંદર ન હોય તો, અથવા જે માજીસ્ટ્રેટની અથવા ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડન્ટ ઑફ પોલીસની અથવા ઇલાકાના મુખ્ય શહેરમા કમિશનર ઑફ પોલીસની હકુમતની સ્થાનિક હદમાં પકડવાનું કામ કર્યું હોય, તે માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ, અથવા કમીશનર ઑફ પોલીસ કરતાં સદરહુ કોર્ટ પાસે ન હોય તો, અથવા ૭૬મી કલમ પ્રમાણે તારણ લીધું ન હોય તો, પકડેલા શખસને સદરહુ માજીસ્ટ્રેટની અથવા કમીશનરની અથવા ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડન્ટ આગળ લઇ જવો."(કલમ ૮૫)

**સ.—અને પછી ઉપલો અમલદાર શું હુકમ કરી શકે છે?**

**જ.**—તે શખસ ખરો પકડાએલો છે, એમ જણાય તો, સદરહુ માજીસ્ટ્રેટ, અથવા ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડન્ટ અથવા કમીશનરે તે શખસને પેહેરામાં આપવો અને સદરહુ કોર્ટની પાસે લઈ જવા ફરમાવવું. પણ જો જામીન લેઈ શકાય, તેવો ગુન્હો હોય, તો—અને તે અમલદારની, ખાત્રી લાયક જામીન આપે તો,—તેવો જામીન લેવો. ને તેવું લીધેલું જામીની ખત, તે કોર્ટ ઉપર મોકલી આપવું.

અગર વારંટ કાઢનાર કોર્ટે કલમ ૭૬ પ્રમાણે જામીન લેવા તેમાં લખ્યું હોય તો, વારંટ બજાવનાર પોલીસ અમલદારે તેમ લેવો જોઇએ. ( કલમ ૮૬ )

---

# જાહેરનામું અને જપ્તિનો હુકમ.

---

**નોટ.**—કોઇ શખસને કોર્ટ યા કોઇ અમલદાર આગળ હાજર થવાની ફરજ પાડવા જે ત્રણ રસ્તા પ્રથમ કહ્યા છે, તેમાં—૧લો,—સમન્સ, તથા—બીજો,—વારંટ,—એ વિષે આપણે વિવેચન કરી ગયા. હવે છેલ્લો એટલે ત્રીજો રસ્તો બાકી રહ્યો, તે જાહેરનામું અને જપ્તિનો રસ્તો છે. તે વિષે જાણવાનું નીચે પ્રમાણે છે:—

**સ.—અગર કોઇ શખસ ઉપર પોતે વારંટ કાઢયું છે, તે વારંટ બજી ન શકે, તેવા હેતુથી તેવો શખસ નાસી ગયો છે, અથવા સંતાઇ રહ્યો છે, એમ કોર્ટને જણાય, તો પછી શું કરવું પડે ?**

જ.—પુરાવો લીધા વગર કે પછી, ઉપર પ્રમાણે જો કોર્ટને જણાય તો, તેણે એક લખીત વાર જાહેરનામું પ્રસિદ્ધ કરવું, અને તેમાં મુકરર કરેલી જગ્યા તથા મુદતે પોતાની રૂબરૂ હાજર થવા તેને ફરમાવવું આવી મુદત જાહેરનામું પુરેપુરૂં પ્રસિદ્ધ કર્યાની તારીખથી ત્રીસ દિવસ કરતાં ઓછી ઠરાવવી નહિ.

**નોટઃ—એ જાહેરનામું પ્રસિદ્ધ કરવાની રીત વિશેમાં નીચે મુજબ છે:—**

(અ) જે શહેરમાં અથવા ગામમાં નાસી જનાર શખસ ઘણું કરી રહેતો હોય, તે શહેર યા ગામની કોઇ પ્રસિદ્ધ જગામાં તે જાહેરનામું જાહેર રીતે વાંચવું જોઇએ;

(બ) તે શખસ જે ઘર યા ઘરવાડીમાં ઘણું કરીને રહેતો હોય, તેના કોઈ પ્રસિધ્ધ ભાગ ઉપર, અથવા સદરહુ શહેરની અથવા ગામની કોઇ પ્રસિધ્ધ જગા ઉપર તે ચોઢવું;

(ક) તેવા જાહેરનામાંની એક નકલ તે કોર્ટના મકાનના કોઈ પ્રસિધ્ધ ભાગ ઉપર ચોઢવી.

જાહેરનામું પ્રસિદ્ધ થયું, એવી સાબીતી જોઈએ—આવું જાહેરનામું કાઢનાર કોર્ટે દફતરમાં ઠરાવ લખી નોંધવો, કે અમુક દિવસ યોગ્ય રીતે જાહેરનામું પ્રસિદ્ધ થયું છે, એટલે તે બાબતનો તે ઠરાવ પુરાવા તરીકે ગણાશે. (કલમ ૮૭).

**સ.—આના કરતાં બીજો વિશેષ સખત ઉપાય કાંઇ છે કે ?**

**જ.**—હા. આવું જાહેરનામું કાઢનાર કોર્ટ, જાહેરનામું કાઢતી વખતે, યા પછી,—જેમ પોતાને યોગ્ય લાગે તેમ, જાહેરનામામાં બતાવેલા શખસની મિલકત, પછી સ્થાવર યા જંગમ, યા બેહુને જપ્ત કરવાનો હુકમ કાઢી શકે છે. પોતાની હકુમતમાં આવેલી મિલકત, તથા બીજી બીજી હકુમતમાં હશે, તો ત્યાંના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ યા પ્રેસીડન્સી માજીસ્ટ્રેટના શેરાથી, જપ્ત કરવા હુકમ કાઢી શકે છે. તેની તપસીલ બાબત કાયદાની કલમ ૮૮ તથા ૮૯મી જોવી.

**વિશેષ સમજુતી.**—જેના ઉપર પકડવાનો, વારંટ કાઢવામાં આવેલો હોય, તેને હાજર થવાની ફરજ પાડવાનો કલમ ૮૭ નું જાહેરનામું. એ એક અકસીર ઇલાજ છે. "નાસી ગયો છે"—એ શબ્દોનો અર્થ—ત્યાંથી બીજી કોઇ જગોએ જતો રહ્યો છે, યા તે જગામાંથી ગેરહાજર થઈ ગયો છે, એમ ફક્ત નથી. તેમ વારંટ નિકળ્યા પછી નાઠેલો હોય, તેનીજ બાબતમાં આ વિધિ થાએ છે, તેમ નથી. વારંટ નિકળતાં પેહેલાંથી પણ અગર તેવો શખસ સંતાઈ યા ભરાઇ બેઠો હોય, અને નિકળ્યા પછી પણ તેમજ સંતાએલો રહે, તો તે નાસી ગયો છે, એમ સમજવું. વળી ફક્ત કોઇ તોહમતદારનેજ નહિં, પણ એ રીતે કોઇ સાક્ષી નાસીને ભરાઈ બેઠો હોય, તેની બાબતમાં પણ એક સરખી, આ કલમ લાગુ કરી શકાએ છે.

ત્યારે જરૂરી બાબતો કેટલી સાબીત કરવી પડે, તે જાણવું જોઇએ; અને તે આટલીજ છે;–પ્રથમ શરત જરૂરી એજ કે—તેવા શખસ ઉપર પકડવાનો વારંટ તો અવશ્ય નિકળેલો હોવોજ જોઇએ. તે પછી,—જે સંજોગો તથા હકીકતોથી એમ જણાઇ આવે કે વારંટ પોતા ઉપર ન બજે, તે હેતુથી તે નાસી ગયો છે,યા સંતાઈ,ભરાઇ, રહેલો છે, તે રજુ કરવી. આ હકીકત હરેક કામની આગળ પાછળની હકીકતથી નિકળી શકે;અને એવી માન્યતાની સાબીતીમાં પુરાવોજ આપવો જોઇએ એવું કાંઇ નથી. પણ કોઇ પોલીસ અમલદારની જુબાનીથી, વારંટ બજાવવા જનારના રિપોર્ટથી, યા તેવી બીજી હકીકતથી માત્ર ઉપલક સંશય નહિ, પણ

સાધારણ માન્યતા એવી થઇ શકે, તો કોર્ટ પોતાના ડહાપણ અને વિવેક બુદ્ધિનો ઉપયોગ કરીને કલમ ૮૭ મુજબ જાહેરનામું કાઢી શકે; અને તે માન્યતા થવાનાં સાધારણ કારણો તેણે દફતરમાં આ અંગે નોંધવાં જોઇએ.

કોઇ કાગ્નીઝેબલ ગુન્હામાં પોલીસને વગર વારંટે પકડવાનો અધિકાર હોય છેજ. પણ તેવો શખસ પકડાતો નહિ હોય, ને નાસી ગયો છે, યા સંતાઈ બેઠો છે, એમ જણાય તો, પ્રથમ રીપોર્ટ કરી યા પ્રતિજ્ઞા ઉપર જુબાની પોતે આપી, કોઈ પોલીસ અમલદાર પકડવાનો વારંટ કાઢવા કોર્ટને અરજ કરી શકે. વારંટ ન બજે, અને તે શખસ નાસતો ફરે છે એમ જણાય કે, આ કલમ પ્રમાણે જાહેરનામું, ને તે સાથે કલમ ૮૮ મુજબ જપ્તી સારૂ કોર્ટ તરફથી યોગ્ય હુકમો ઉપલી કલમોને આધારે કઢાવી શકે છે. આ કલમો પોલીસને બહુ ઉપયોગી છે. જાહેરનામું, અને મિલકત હોએ તેની જપ્તી,–એ બેહુ બહુ સખત ઉપાય છે. ને નાસનાર શખસ બહુ અણધારી સખ્ત મુશીબતોમાં તેથી આવી પડે છે; ને છેવટે, શરણ થઈ જાએ, યા પકડાઇ શકે, એમ વહેલું બને છે.

નોટ —આ પ્રમાણે જાહેરનામું નિકળ્યા પછી, તોહમતદારની ગેરહાજરીમાં પુરાવો નોંધી લેવા કોર્ટમાં અરજ કરી શકાય છે, તે વિષે ક્રી. પ્રો. કોડમાં હકીગત કલમ ૫૧૨ માં આપેલી છે.

## "પ્રોસેસ"ની બાબતમાં બીજા નિયમો.

**સમન્સ ને બદલે,–અથવા વધારામાં, વારંટ પણ કોર્ટ કહાડી શકે.**—આ વિશે કાયદો નિચે પ્રમાણે છે:—

"જે બાબતમાં હાજર થવા સારૂ જ્યુરર અથવા અસેસર શિવાય બીજા કોઈ પણ શખસની ઉપર સમન કહાડવાનો કોઈ કોર્ટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય, એવી હરકોઈ બાબતમાં તે કોર્ટ સદરહુ શખસને પકડવા સારૂ, પોતાના કારણ લખીને, વારંટ કાહાડવાને મુખત્યાર છે.—

"(અ) જો સદરહુ સમન કાહાડતાં પેહેલાં, અથવા તે કાહાડયા પછી તે શખસ હાજર થાય, તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં, તે કોર્ટને એવું માનવાનું કારણ જણાય કે તે શખસ નાશી ગયો છે અથવા તે સમન નહીં માને તો; અથવા

(ब) જો સદરહુ વખતે તે શખસ હાજર ન થાય, અને તે સમન પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે તે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબીતી થાય અને એ પ્રમાણે હાજર નહીં થયા બાબત કાંઇ વાજબી કારણ આપવામાં ન આવે તો." (ક્રી. પ્રો. ક. ૯૦)

**સમજુત.**—આ કલમ તોહમતદાર શખસને તેમજ સાક્ષીદારને સારૂ લાગુ સમજવાની છે. તેમાં લખ્યા પ્રમાણે અમલ કરતાં પેહેલાં, વ્યાજબી કારણો કોર્ટ દફતરમાં નોંધવાં જોઇએ.

**હાજર રેહેવાનો મુચરકો લેવાનો કોર્ટનો અધિકાર.**—જેને હાજર થવા હુકમ કરવા યા પકડવા, સમન્સ યા વારંટ કાહાડવાનો કોઇ કોર્ટને અધીકાર કાયદેસર હોય, તેવો શખસ કોઇ કોર્ટમાં હાજર હોએ ત્યારે, પોતાની કોર્ટમાં હાજર થવા સારૂ તેનો જાત મુચરકો જામીન વગર યા જામીન સાથેનો, તેવા શખસ પાસે લેવા તે કોર્ટને અખત્યાર છે. (કલમ ૯૧).

**હાજર થવાનો મુચરકો તોડવાથી પકડી શકાએ.**—કાયદા પ્રમાણે કોઇ કોર્ટ આગળ હાજર થવાનું ખત કોઇએ કરી આપી પોતે બંધાયો હોએ, અને પછી તેમ હાજર ન થાએ તો, તે કોર્ટ તેને પકડી પોતાની પાસે રજુ કરવાનું વારંટ કાહાડી શકે. (કલમ ૯૨).

---

**દસ્તાવેજ, જંગમ મિલકત વગેરે રજુ કરાવવા બાબત પ્રોસેસો.**

આ સંબંધમાં કલમ ૯૪, ૯૫, ૯૬ થી ૧૦૦ સુધી છે, તે વિશે અત્રે લંબાણ કરવાની જરૂર નથી. આગળ ચાલતાં, પ્રસંગે અનુસરતી જગાએ જરૂર જોગ હકિકત આપેલી છે.

**ઝાડો, જડતી, લેવાની બાબતના નિયમો.**

---

**નોટ.**—બંધ ઘર યા જગામાં ઝાડો લેવાનો હોએ, ને તેમાં કાયદેસર જડતી લેવા બાબતમાં વારંટ બતાવી માંગણી કરેથી, ઘરના માલિક યા રખેવાળે તેમ કરવા પરવાનગી અને સવળતા આપવા બાબતમાં, કલમ ૧૦૨ છે.

---

**સ.—જડતી યા ઝાડો લેવાની બાબતમાં કયા કયા નિયમો ધ્યાનમાં રાખવાના છે?**

જ.—આ બાબતમાં કલમ ૧૦૩ માં જે નિયમો કહ્યા છે, તે પ્રમાણેજ વર્તવાનું છે. તે નીચે પ્રમાણે ટુંકામાં છેઃ—

જડતી લેતાં પેહેલાં, જાંહાં ઝાડો લેવો હોએ તે લત્તાના બે અથવા વધારે આબરૂદાર રેહેવાસીઓને બોલાવીને, તેઓની સમક્ષ ઝાડો લેવો જોઇએ. ઉપર પ્રમાણે પંચોની હાજરીમાંજ ઝાડો લેવો, અને જડતી લેતાં દરમ્યાન જે જે ચીજ જડી હોએ અને જપ્ત કીધી હોએ, તેનું લીસ્ટ કરવું, અને દરેક ચીજ કઈ કઈ જગોએથી જડી આવી, તે પણ લખવું. જડતી લેનાર અમલદારે આવું લીસ્ટ જેને પંચનામું કેહેવાએ છે, તે તૈયાર કરવું; અને તે ઉપર પંચોએ તેમજ પોતે સહી કરવી. પણ એટલું યાદ રાખવું કે,-ખાસ રીતે કોર્ટ સમન્સ કરી કોઇ પંચને સાક્ષી સારૂ બોલાવે નહિ, ત્યાં સુધી તેવા પંચને સાક્ષી સારૂ લઇ જવાનો નથી.

ઘરના માલિક યા તેમાં રેહેનારને, યા તેની તરફથી કોઈ માણસને, આવી હરેક જડતી લેતી વખતે ત્યાં હાજર રાખવો, અને તે માંગે તો આ કલમ પ્રમાણે કરેલાં પંચનામાંની નકલ પંચોની સહી સાથેની, તેને આપવી.

કોઈ માણસના શરીરની જડતી, કાંઇ વસ્તુ સંતાડયાના શકથી કલમ ૧૦૨ ની રકમ ૩ જી પ્રમાણે લીધી હોએ, તો જપ્ત કરેલી વસ્તુનું લીસ્ટ તૈયાર કરી, તેની નકલ તે માંગે તો આપવી;

---

**જડતી યા ઝાડો લેતાં શું સાવચેતી લેવી જોઇએ તે વિશે.—**

---

૧. જડતી લેતાં પહેલાં તે લત્તાના બે અથવા વધારે આબરૂદાર પંચોને હાજર રાખવા. કોને બોલાવવા તે પોલીસનું કામ છે. સામાન્ય નિયમ એવો છે કે ૩, ૪, યા ૫ માણસો રાખવા. તેઓ તેજ લત્તાના હોવા જોઈએ. એકજ મોહોલ્લાના, એવો અર્થ નથી. લત્તો એટલે એકથી વધારે મોહોલ્લા, એવો અર્થ છે, પણ નજીકનાં તેજ લત્તાના જોઈએ. દુકાનદાર, મીઠાઇવાળા, દાણાવાળા,

ગાંઘી, દલાલો વગેરે બધા આબરૂદારમાંજ ગણવા. શકદાર, વેહેમવાળા, શિક્ષા પામેલા, એવા નહીં પસંદ કરવા. કામકાજને વિશેશ હરકત ન કરવામાં આવે તેમ ધ્યાન રાખવું.

૨. જડતી લેનાર એટલે શોધખોળ કરનાર એક પોલીસ સિપાઇને રાખી, તેનાં કપડાં વગેરે પંચોને દેખાડી ખાત્રી કરી આપવી કે તે કાંઇ ચીજ મુકી શકે તેમ નથી, આગળ ઉપર સંશય ઉપજે નહીં, તે સારૂ આમ કરવાની જરૂર છે. ઘરધણીને દેખાડવાની કાંઇ જરૂર નથી.

૩. તમામ પંચો, ઘરનો માલીક યા તેમાં રેહેનાર, યા તેના તરફના કોઇ માણસને, અવસ્ય હાજર રાખી, પોલીસ અમલદાર જે જડતી લેતો હોએ તેણે જડતી લેવાએ ત્યાં અંદર સાથેજ રેહેવું. બહાર યા ઓટલા ઉપર બેસી જડતી લેવાડવી નહિ.

૪. પંચનામું લખાય તેમાં દહાડો, વાર, ઝાડો લીધાનો ચોકસ વખત વગેરે લખવું. પંચાતનામું કદી પેનસીલથી ન લખવું, સાહીથીજ લખવું. બનતાં સુધી કારકુન પાસે નહીંજ લખાવવું. તે આળસની નીશાની છે, કમ આવડતનું દર્શક ચિન્હ છે, અને વખતે નુકસાનકારક નિવડે છે. માટે જડતી લેનારે પોતેજ પોતાને હાથે લખવું સલાહકારક છે. તેથી ભુલ થવા સંભવ બહુ ઓછો છે, ને યાદદાસ્ત અચ્છી રહે છે.

૫. જે જે જગામાંથી જે જે ચીજ જડે, તેની ટુંકમાં તપસીલ લખવી. કઇ ચીજ કયા ભાગમાંથી કેવી સ્થીતીમાં જડી, તે જાણવાની જરૂર છે, કેમકે તેથી ગુન્હાની બાબતમાં અજવાળું પડે છે. કાંઇ દાટેલું, સંતાડેલું, વગેરે હોએ, તે ઉપર કેટલીક બાબતોનું નિરાકરણ રેહે છે.

૬. દાગીના હોએ તો તેની તપસીલ, વર્ણન,—સોનીને બોલાવીને તેનું તોલ કરાવી લેવું, સોનું, રૂપું જે હોએ, તેની ખરાપણાંની ખાતરી કરાવી લેવી જોઇએ. વળી અજમાયશ કીંમત લખવી. લુગડાં વગેરે હોએ, તો તેનું વર્ણન, તપસીલ, રંગ, જાત, વગેરે લખવું. ને ઓળખ સારૂ તે ઉપર કોઈ પંચે પોતાના નામના પ્રથમ અક્ષરો "ઈનીશીયલ" કરવા.

૭. કાગળ, ચોપડા, દસ્તાવેજ, ખરી યા ખોટી નોટો હોએ, તો તેની તપસીલ લખી, તે ઉપર પંચ પૈકી એક યા બે જણે ઓળખ સારૂ પોતાના નામના પ્રથમ અક્ષરો "ઈનીશીયલ" લખવા જોઇએ.

૮. ઉતાવળથી પંચાતનામું ઘસડી કાહાડવું નહીં. ધીરજ રાખી શાંતપણે કામ કરવું. આગળ ઉપર તેનો બહુ ઉપયોગ છે. સર્વે ચીજો પોતાની નજીક લાવી, જોઈ, તપાસીને, પછી તપસીલ લખવી.

૯. પંચાતનામાંની અંદર છેકછાક ન થવી જોઈએ. બનતાં સુધી શબ્દો પછીથી વધારવા ઘટાડવા નહીં. પણ તેમ ખાસ જરૂર પડે, તો જ્યાં છેક્યું હોએ, યા વધ યા ઘટ હોએ, ત્યાં પંચોની "ઈનીશીયલ" લેવી.

૧૦. લંબાણ ન કરતાં બનતાં સુધી ટુંકાણથી પંચનામું કરવું, પણ જરૂરી બાબતો છોડવી નહીં. તકરારી, કલ્પિત, દાખલા દલીલવાળું, એવું પંચનામું ન જોઈએ. તોહોમતદારે આમ કહ્યું, ફલાણાએ આમ કહ્યું, એવાં લાંબા ટાહેલાં ન કરવાં. જડતીમાં શું જડયું, ક્યાં જડયું, કેવા સંજોગમાં શી રીતે જડયું, તેજ માત્ર લખવાનું છે.

૧૧. પંચોને બોલાવવામાં આવે કે, તેઓને શા માટે બોલાવવામાં આવ્યા છે, તે કહી સંભળાવવું. આમ થવાથી "હમને બોલાવી ફોજદાર પાસે લઈ ગયા કેમ બોલાવ્યા તે હમને કહ્યું નથી, ને હમે જાણતા નથી. હમારી સહી લીધી ને રજા આપી"–આ રીતે જે આરોપો કોર્ટમાં પોલીસ ઉપર પંચો કેટલીકવાર શિખવણીથી મુકે છે, તેમ થઈ ન શકે, માટે તેઓને બરાબર સમજુત પ્રથમથીજ કરવી. જડતી ચાલતાં, જે જે નિકળે તે વિશે તેઓને ત્યાંજ બરાબર સમજાવવા યત્ન કરવું, કેમકે કોર્ટમાં તેની સાક્ષી થવા વખતે તે ભુલે નહીં.

૧૨. લોહીવાળાં કપડાં, શસ્ત્ર, ઓજાર વગેરે સંભાળીને કાગળમાં એવી રીતે પોલાં રાખવાં કે લોહીના ડાઘ નિકળી ન જાએ. દાક્તરને ત્યાં તપાસમાં જતાં સુધી અવશ્ય તે રેહેવા જોઇએ.

૧૩. પંચનામું તૈયાર કરી પંચોને વાંચી બતાવવું. તેઓને પુછવું કે બરાબર છે? તે પછી સહી લેવી. અભણ હોએ તો બીજા પાસે તેને પુછીને સહી કરાવવી, યા અંગુઠાની છાપ લેવી. તે પછી રૂબરૂની સહી, પોલીસ અમલદારે પોતાની સર્વેથી નીચે કરવી.

૧૪. ફરીઆદીને હાજર રાખવાનો,—તે માત્ર ચીજની ઓળખ સારૂજ; તેને હાથે ઘર યા કોઈ ભાગ જોવડાવવો નહીં, એ શક ઉપજે તેવી બાબત થઇ જાએ ઓળખ કબી ફરીઆદી કરે, તો તે પંચની સમક્ષજ થવી જોઇએ.

૧૫. ધાવાળો માંગે તો નકલ આપવી. પંચોની સહી નકલ ઉપર પણ કરાવવી.

૧૬. જડેલી અને જપ્ત કરેલી તમામ ચીજ મેળવી લઇ, બરાબર બંદોબસ્તથી બાંધી, સીલ થઇ શકે તેમ હોએ, તો કરવી.

૧૭. ખાસ જરૂર વગર રાતે જડતી લેવી નહીં. જરર હોએ, તો ગમે તે વખતે લઈ શકાય; પછી દિવસ હોય કે રાત હોએ તોએ. અંધારૂં થવા આવ્યું હોએ, ને જડતી રાતે લેવાની ખાસ જરૂર ન હોએ, તો ઝાડો જ્યાં લેવાનો છે, તે ઘર સંભાળથી બંધ કરાવી ઘરના માણસોને બહાર કાઢયા બાદ, સીલ

કરી, પેહેરા રાખી, દિવસ ઉગતાં પંચ રાખી પછી જડતી લેવી.

ઉપરની સામાન્ય રૂલો, અનુભવથી ઉપજાવી કાહાડેલી ધ્યાનમાં રાખવી તેથી કામમાં બહુ મદદ મળશે. પંચાતનામું કરવા જતાં, જરૂર જોગ, કાગળો તથા સાહી વગેરે સાહીત્યો સાથે લેતાજ જવાં.

**જડતી લેતાં કયાં શોધ કરવી જોઇએ.**—ઘરમાં જડતી લેતાં, આખા ઘર ઉપરાંતમાં ખાસ કરી, છાપરાં, વળી, મોભ, પોલા વાંસ, નળીઆં નીચે પોલાણ, ઉમરા નીચે, ચુલાની નીચે, ભીંતમાં, પનાળોમાં, પાણીની જગા, ગોળા, દેગડા, દાણાની કોઠી, કોઠાર, વાસણો, પૂજાની જગ્યાઓ, ટાંકાંઓ, કુવા, છત, જમીન અંદર, ભોંયરાં, પલંગ, પથારી, ઓશીકાં, ઢોર બાંધવાની જગામાં, છાણના યા લાકડાના ઢગલા, ન્હાવાની જગોમાં, પલંગની પાટી, દીવાલના પાયા, પોલાં ઝાડનાં થડીયાં, ખેતરો, બાગની નીશાની નજીક, કચરાના ઢગલાઓ, ગોખલા, હટારીઆં, તથા કબાટ, પેટી વગેરે અવશ્ય જોવાં. માણસના શરીરની જડતી લેતાં, માથાનાં બાળ, ચોટલા, અંબોડા, કાનના ખાડા, નસકોરાં, મોઢું, બગલો, તથા કેટલીક વાર ખોટા સિક્કા યા સોનાના ઝીણા કટકા યા દાગીનાઓ ગુહ્ય ભાગોમાં સંતાડયાના દાખલા પણ મળે છે, તેથી તે બાબત ઉપર પણ લક્ષ આપવું. કપડાંઓની જડતી લેતાં જ્યાં સંતાડવાનો સંભવ હોએ, ત્યાં જોવાં જોઇએ.

**પંચાતનામાંનો નમુનો.**—પંચાતનામું જે ગુન્હાના સંબંધે કરવામાં આવે, તેની હકીકત ઉપર આધાર રાખી હરેક પંચનામું લખાએ છે. પણ સામાન્ય નમુનો નિચે પ્રમાણે છે:—

## પંચાતનામું.

---

હમો નીચે લખેલા પંચો, એટલે—

| નામ. | ઉંમર | જાત. | ધંધો. | રહેવાનું ઠેકાણું. |
|---|---|---|---|---|
| ૧. માણેકલાલ કેશવલાલ | ૩૨ | વાણીઆ | રૂના દલાલ | હરીપરા, સુરત. |
| ૨. અંબારામ સુરજરામ | ૪૫ | બ્રાહ્મણ | ખાનગી નોકરી | હરીપરા, સુરત. |
| ૩. મનસુખ રામચંદ્ર | ૨૮ | બ્રાહ્મણ | ભીક્ષાવૃત્તિ | હરીપરા, સુરત. |
| ૪. નરોત્તમ મોરાર | ૪૨ | સલાટ | કડીયાકામ | હરીપરા, સુરત. |
| ૫. પ્રેમચંદ લાલચંદ | ૩૦ | શ્રાવક | ચાકરીનો | હરીપરા, સુરત. |

એ રીતના હમો ઉપર લખેલા પંચો તમો સુરત સીટી "બી" ડીવીઝનના સબ પોલીસ ઇન્સપેકટરની સાથે રહી, આજ રોજ તા. ૨૩ જુલાઇ ૧૯૧૩ના રોજ દિવસના દસ વાગે, સુરત શહેરમાં હરીપરામાં રૂવાળાના ટેકરાના રહેનાર કણબી

નારણુ પરસોતમના રહેણાકઘર જેના ઉપર મ્યુનીસીપાલ નંબર $\frac{૬}{૪૯}$ છે, તેની જડતી ફરીઆદી પીતાંબર ભોગીલાલની પી કો.ક.૪૫૭-૩૮૦ ના કામમાં તમો સબ પોલીસ ઈન્સ્પેક્ટર સાથે રહી લીધી. (અથવા તમો સબ પોલીસ ઈન્સ્પેક્ટરે લીધી, ત્યારે હાજર રહ્યા). સદરહુ જડતીમાં નીચે મુજબની ચીજો મળી આવી છે:—

૧. સોનાની હીરા કંઠી એક, છ શેરની, વજન તોલા ૯ાા, કીંમત આશરે રૂપીઆ ૨૩૦ બસેં ત્રીસની. સદર ઘરના ભોંય તળીએ રંધવાની ઓરડી છે, તેમાં ચુલા નીચે એક માટીની હાલ્લીમાં ઘાલી દાટેલી અને સફેત કપડાંથી મોઢોં બાંધેલું, તે જમીન ખોદાવી કાઢતાં તેમાંથી મળી આવી.

૨. રૂપાના પગના સાંકળાં ખીલી સાથે જોડ ૧ (નંગ ૨) ગુંથણુ ભાતનાં, વજન તોલા ૩૦, કીંમત આશરે રૂપીઆ ૨૫) પચીસની. સદરહુ ઘરના પહેલે માળે લોઢાની ભાંગેલી પીળી પેટીમાંથી રાતા રૂમાલમાં બાંધેલાં મળ્યાં.

૩. નાગપુરી સાડી, કીરમજી રંગની રેશમી, રાતી કોરની, તથા કસબી પાલવની. લાંબી હાથ સાડા છ, જુની વાપરેલી, કીંમત આશરે રૂપીઆ ૧૨) બારની સદરહુના ઘરના પહેલા માળના દખણાદા પાછલા ઓરડામાં એક પલંગ ઉપર ઉશીકાં નીચેથી મળી આવી.

૪. એક કરન્સી (ચલણી) નોટ દર રૂપીઆ ૧૦૦ સોની. મુંબઇ સરકલની તા. ૧ જુન ૧૯૦૫ની જેના ઉપર નંબર $\frac{\text{એમ}}{૦૬૫૩૧}$ છે, તે સદરહુ ઉપર લખેલા પલંગ ઉપર ઉશીકાં નીચેથી ચામડાના વાટવામાં મુકેલી મળી આવી. અને તે ઉપર હમો પૈકી નં ૧ તથા નં. ૨ ના પંચોએ પાછલી બાજુએ "ઇનીશીયલ" ઓળખાણ સારૂ કરી છે. સદર નોટની પછાડી લાલ સાહીથી "રામ ભાઉ" એ શબ્દ લખેલો છે.

ઉપર લખેલી ચીજો ઉપર બતાવેલી તપસીલ પ્રમાણે મળી, અને સોના રૂપાની ઉપર લખેલી ચીજોનું તોલ હમારી રૂબરૂ પડોશના રહેનાર સોની મકન હરખા પાસે કરાવ્યું છે. આ ચીજો ફરીઆદી પીતાંબર ભોગીલાલને હમારી રૂબરૂ બતાવતાં પોતાને ત્યાંથી ગઇ કાલે રાતે ચોરીમાં જે માલ ગયો છે, તે પૈકીની છે, એમ ઓળખી બતાવી. તેથી તમો 'બી' ડીવીઝનના સબ પોલીસ ઈન્સ્પેક્ટર મી. આણંદલાલ દેવશંકરે પોતાના તાબામાં લઇ જપ્ત કરી છે.

આ સિવાએ બીજું કાંઈ શક પડતું મળી આવ્યું નથી, તેમ બીજું કાંઈ

આપે લીધું નથી. આ પંચાતનામું હમોને તમોએ વાંચી બતાવ્યું છે, ને આ જડતી વખતે જે બન્યું અને હમે જોયું, તે પ્રમાણેનું બરાબર છે.

તા. ૨૩ જુલાઈ, ૧૯૧૩. { પંચોની સહીઓ. }

સુરત.

......... ...... ...... ......
......... ...... ...... ......
......... ...... ...... ......
......... ...... ...... ......
......... ...... ...... ......

મારી રૂબરૂ
(સહી) ............
સબ પોલીસ ઇન્સ્પેકટર, 'બી' ડીવીઝન,
સુરત સીટી.

---

**નોટ**—જડતીમાં કાંઇ જડે નહીં તો. અમુક ગુન્હાના અમુક ફરીઆદીના કામમાં શક ઉપરથી જડતી લીધી, પણ કાંઈ શક પડતો માલ મળ્યો નથી, તેમ તમોએ કાંઇ લીધું નથી,—એમ લખાય.

હકીકત જેમ ફેરફાર હોએ, તેમ લખાવટમાં ફેરફાર કરવો, ને પંચાતનામું લખવું; પણ નમુનો એજ પ્રમાણે છે.

**ખુનના કેસમાં.**—કાંઇ હથીઆર, શસ્ત્ર, કપડાં, વગેરે લોહીવાળાં જડે, તો તે પ્રમાણે તપસીલ લખી, પંચાતનામું કરવું.

ઘરનું, જમીનનું, વગેરે બીજી કોઇ ચીજનું પંચાતનામું કરવાનું હોએ, તો તે હકીકત પ્રમાણેની તપસીલ લખવી.

---

**સ.—આવું કોઇ પંચાતનામું પૂરાવામાં લેવાએ કે ?**

**જ.**—હા. કાયદા પ્રમાણે તે પૂરાવામાં આવ્ય છે—પણ પ્રથમ તેને સાબીત કરવું જોઇએ. તે એવી રીતે કે,—કોઈ પંચ પૈકી એકને સાક્ષીમાં કોર્ટ તરફથી સમન્સથી બોલાવી, તેને તપાસતાં દરમ્યાન તેને પંચાતનામાંની બાબતમાં થોડા સવાલો પુછી, પછી તે પંચનામું બતાવી પુછવું કે-"જુઓ તે પંચનામું આજ છે કે ?" "તમે તે ઉપર આ સહી કરેલી છે ?" તે હા કહે ને પોતાની સહી ઓળખી બતાવે કે,

પંચાતનામું સાબીત થયું ગણી, તેને કોર્ટમાં રજુ કરેથી, તે પૂરાવામાં તેમાં લખેલી હકીકત સાબીત કરવા સારૂ દાખલ કરવામાં આવશે.

**નોટ**—પંચને પોલીસે કોર્ટમાં સાક્ષી સારૂ રજુ કરવા નહીં. તેમ કરવા કાયદાથી પ્રતિબંધ છે. પણ તેને કોર્ટ તરફથી સમન્સ થઇ બોલાવવા કોર્ટને અરજ કરવી.

---

# પ્રકરણ ૩ જું. (ક્રી. પ્રો. કો. પ્રકરણ ૮મું).

---

## ગુન્હા અટકાવવા બાબત

લોકોના જાન તથા માલનું રક્ષણ કરવું, ને ગુન્હાઓ થતા અટકાવવાએ પોલીસનું મુખ્ય કામ છે. ગુન્હા બને તો શોધી કહાડી, ગુન્હેગારોને શિક્ષાએ પોહોંચાડવા એ પણ પોલીસનું કામ છે; પણ ગુન્હા થતા અટકાવવા, એ સર્વથી પેહેલું કર્તવ્ય છે. ગુન્હા કરવાની વૃત્તિ અને ગુન્હા કરનાર ગુન્હેગારોના ઉપર પોલીસ ચાલાકીથી નજર રાખે, તો ઘણે અંશે ગુન્હાઓ થતા અટકાવી શકે છે. ને તે સારૂ કાયદાએ પણ કેટલીક ખાસ સવડતા અને યોજના કરી રાખી છે.

**ગુન્હેગારો ઉપર નજર રાખવાની બાબતમાં,**—પોતાની હદમાં ફરતા રહી ગુન્હેગાર લોકોની માહિતી મેળવતા રહેવાનું પોલીસનું કર્તવ્ય છે, તે સારૂ પ્રથમ પોતાની હદમાં શકદાર, વહેમી, ડામીજ, તથા ગુન્હો કરે તેવા કોણ છે, તથા બહારથી આવે જાય છે, તે જાણવું પડે છે. લોકોમાં મળતા રહી ભેળાઈ ખબર મેળવવી પડે છે. તે સારૂ દારૂ તથા તાડીનાં પીઠાં, જુગારખાના, વેશ્યા તથા ભેઢંગાં લોકોની મળવાની જગાએ, ધર્મશાળા, નદીના ઓવારાઓ, ગામમાં ઉતરવાની વીશીઓ તથા બીજી જગાઓ ઉપર ઘટતી છુપી નજર,—સ્ટેશન તથા રેલ્વેથી આવનાર જનાર ઉપર દેખરેખ, શેહેર તથા ગામોમાં આવતા જતા લોકો ઉપર ઘટતી નિગેહબાની તથા યોગ્ય પુછપરછ, અને નજર,- એ સર્વે પૂર્વોપાય પોતાની અકલથી લેવા જોઈએ; રોન ગામડાંઓની "પેટ્રોલ" યાને ફેરણી, વગેરે, એજ કાર્યસાધક યોજનારૂપ છે. ફકત ફરવાથી કાંઇ હકીકત મળે છે એમ નથી. પોતાની આંખ તથા કાન ઉઘાડા રાખી, અકલ તથા વિચારશક્તિનો ઉપયોગ કરી આ પ્રમાણે નજર રાખવામાં આવે તો તે ઉપયોગી નિવડે છે. બદમાશ અને બદચાલના માણસોને અંકુશ તળે રાખવાના કામમાં ક્રીમીનલ પ્રોસીજર કોડનો બાબ ૮ મો બહુ ઉપયોગી છે. તેમાં અમુક સંજોગોમાં આવા માણસોના જામીન

લેવાય, તો તેઓને ઘટતા જાપ્તામાં રાખી શકાય છે, જેથી તેઓની ગુન્હાની વૃત્તિ ઘણે મોટે અંશે કાબુમાં રાખી શકાય છે. પોલીસના હાથમાં આ ઉપાય જબરા સાધનરૂપે છે, અને તેનો ઉપયોગ યોગ્ય રીતે છુટથી કરવાનું ધ્યાનમાં રાખવું.

---

**સ.--તારણો કેટલા પ્રકારના હોય છે ?**

**જ.**—બે પ્રકારના:—૧ લું,—સુલેહ જાળવવાનું; ૨ જું,—સારી ચાલથી ચાલવાનું. સુલેહ જાળવવાની બાબતમાં તારણો કલમ ૧૦૬ તથા ૧૦૭ મુજબ લેવાય; અને સારી ચાલથી ચાલવાના તારણો કલમ ૧૦૮, ૧૦૯, તથા ૧૧૦ મુજબ લેવાય.

**સ.—સુલેહ જાળવવાના તારણોમાં કેટલા પ્રકાર છે ?**

**જ.**--બે પ્રકાર છે, તે એવા કે,--ગુન્હો સાબીત થયા પછી સુલેહ જાળવવા જામીન લેવાય. તે જામીન કલમ ૧૦૬ પ્રમાણેનો; વળી ગુન્હો સાબીત થયા શિવાય પણ સુલેહ જાળવવા જામીન લેવાય,--તે કલમ ૧૦૭ મુજબનો,

**જામીન બાબતમાં કાયદાનું સ્વરૂપ —**

જામીન લઇ શકાય.

| સુલેહ જાળવવા. | | સારી ચાલથી ચાલવા. | | |
|---|---|---|---|---|
| અમુક ગુન્હા પછી.(કલમ ૧૦૬) | ગુન્હા વગર. (કલમ ૧૦૭) | ફીતુરી છાપાના. (કલમ ૧૦૮) | ભટકતાના. (કલમ ૧૦૯) | ગુન્હાની ટેવવાળા. (કલમ ૧૧૦) |

**ગુન્હો સાબીત થયા પછી સુલેહનો ભંગ ન થાય તે સારૂ જામીન બાબતમાં.**—આ બાબતમાં કલમ ૧૦૬ છે. હંગામો, હુમલો અથવા સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદદગારી કરવાનું. અને તેવા સારૂ ઇરાદાથી હથીઆરબંધ માણસોને એકઠા કરવાનું અથવા કાયદા વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું અથવા સાપરાધ ધમકી આપવાનું તોહોમત કોઇ ઉપર આવ્યું હોય,ને તેવા કામમાં શિક્ષાનો ઠરાવ થાય, તો તે વખતે તે કોર્ટને જરૂર લાગે તો, એવા શખસની પાસેથી ભવિષ્યમાં સુલેહ જાળવવાનું તારણ લેવા હુકમ કરી શકે. ને તે તારણની મુદત ઘણામાં ઘણી ત્રણ વરસની હોઇ શકે.

આવો હુકમ કરવાની સત્તા,-હાઈકોર્ટ,-સેશન કોર્ટ,-પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ-ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ,-પેટા હુકડી માજીસ્ટ્રેટ -અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટ,-જેની આગળ આવું કામ ચાલ્યું હોય,-તેને છે

આવા કામોમાં સાબીતીનો ઠરાવ થાય, તે પછી જામીન લેવાડવા બીજો પૂરાવો આપવો પડતો નથી. શિક્ષાનો ઠરાવ એજ પૂરાવો સમજવો.

નોટ—૨ જા વર્ગના અથવા ૩ જા વર્ગના માજીસ્ટ્રેટને આવી સત્તા નથી. તેણે તો આવા કામોમાં શિક્ષા કર્યા બાદ ક્રી. પ્રો. કોડ. કલમ ૩૪૯ પ્રમાણે કામનું પ્રોસીડીંગ તથા એ બાબતમાં પોતાનો અભિપ્રાય લખીને ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ યા તો સબ-ડીવીઝનલ માજીસ્ટ્રેટ તરફ મોકલવાં પડે.

નોટ.—એક વરસથી જાદે મુદત સારૂ જામીન લેવાનું યોગ્ય લાગે તો કલમ ૧૨૩ પ્રમાણે સેશન કોર્ટમાં કામ મોકલવું પડે. પ્રેસીડન્સી શહેર (મુંબઇ)માં હોય, તો હાઇ કોર્ટમાં મોકલવું પડે.

**સુલેહનો ભંગ ન થવા બાબતમાં જામીન.**—આ બાબતમાં કલમ ૧૦૭ છે. ગુન્હાની સાબીતી ન થાય, ને કલમ ૧૦૬માં સમાસ ન થતો હોય, તો પણ અમુક શખસ યા શખસો સુલેહનો ભંગ કરશે એમ માનવાનું કારણ હોય, તો જામીન લેવાની તજવીજ કરી, તેવો ભંગ ન થાય, તેમ પૂર્વોપાય લઇ શકાય. તે આ કલમ ૧૦૭ મુજબ છે. તેની સમજુતી નીચે પ્રમાણે છે:—

જ્યારે જ્યારે કોઇ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને યા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને યા કોઇ સબ ડીવીઝન માજીસ્ટ્રેટને યા કોઈ ૧લા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે, (પછી તે પોલીસ રીપોર્ટથી મળે, યા કોઇની ફરીઆદથી મળે, યા ગમે તે બીજી રીતે મળે, તોપણ) કે કોઇ શખસ સુલેહનો ભંગ કરશે, યા જાહેરલોકોની શાંતિમાં ખલેલ કરશે,-યા કાંઇ ગેરવાજબી કૃત્ય કરીને આ પ્રમાણે કરશે, એવો સંભવ છે. તો સદરહુ માજીસ્ટ્રેટ તેવા શખસને એમ ફરમાવી શકે કે વરસ દિવસથી વધુ નહિં એવી કોઈ ચોકસ મુદત સુધી જામીન સાથે યા વગર, જેમ યોગ્યલાગે તેમ, તેની પાસે ખત કેમ ન લેવું, તેનું કારણ તેણે બતાવવું. આ પ્રમાણે હુકમ થઇ શકે. તેમાં નીચેની બાબત અગત્યની છે.

**હકુમત બાબતમાં.**—જ્યાં સુલેહનો ભંગ થવાની ધાસ્તી હોય તે જગો, તેમજ જેના ઉપર આવી ખબર તેના વિરૂદ્ધમાં મળી હોય તે શખસ, એ બેહુ આવા માજીસ્ટ્રેટની હકુમતમાં જોઇએ.

જો ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ આગળ એવી કાંઈ ખબર હોય, એટલે કે આવું કામ ચલાવવાની તે ઇચ્છા રાખતા હશે તો, તે સુલેહનો ભંગ થવાની જગો, યા કરનાર માણસ, બેમાંથી એક (બેહુ નહિં) એવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની હકુમતમાં હશે, તો બસ થશે.

આથી એમ જણાશે કે, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને વિશેષ સવડતા મળેલી છે.કોઈ રજા યા ૩જા વર્ગના માજીસ્ટ્રેટને આ બાબતમાં આવો અધિકાર નથી. પણ તેને ઉપર પ્રમાણે સુલેહનો ભંગ થવાની ધાસ્તી છે, એમ માનવાનુ કારણ હોય તો, અને તેને એમ લાગે કે સદરહુ શખસને અટકાયતમાં રાખ્યા વગર આવો સુલેહનો ભંગ થતો અટકી શકે તેમ નથી, તો પોતાનાં કારણો દફતરમાં નોંધીને પછી તેને પકડવાને વારંટ કાઢવા અખત્યાર છે; અને પછી કારણની નકલ સાથે જે માજીસ્ટ્રેટને આ બાબતમાં અધિકાર હોય, તેના તરફ તેને મોકલી આપી શકે. યોગ્ય લાગે તો તે માજીસ્ટ્રેટ તપાસ પુરી થતાં સુધી તેને કેદમાં રાખી શકે છે.

**કલમ ૧૦૭નો ઉપયોગ**.—પોલીસને પોતાના કામ દરમ્યાનમાં મોહોરમ, ગણપતી, બીજા મેળાઓ, પ્રસંગો વખતે, તેમજ ટોળી ટોળીની તકરારો વગેરે વખતે, દેવસ્થાનની, સીમાડાની, જમીનની કે બીજી કોઈ સ્થાવર કે જંગમ મિલ્કતના હકની યા ભોગવટાની તકરાર વખતે, તાત્કાળિક સુલેહનો ભંગ અટકાવવાની જરૂર જણાય, ત્યારે આ કલમ ઉપયોગી છે. પોલીસે અખત્યારવાળા માજીસ્ટેટને હકીકતનો રીપોર્ટ આપી અરજ કરેથી કામ શરૂ થઈ શકે છે આવા કોઇ રીપોર્ટમાં, સુલેહનો ભંગ થવાની હશે, તે જગા તથા કરનારનું નામ, એ બે જરૂરજ લખવાં. વળી એ પણ યાદ રાખવું કે, આગળ કોઇ પ્રસંગે સુલેહનો ભંગ થશે, એમ ન ચાલે; નજીકના ભવિષ્યકાળમાં, થોડા દિવસમાં, અઠવાડીયું, યા પંદર દિવસના અરસામાં હશે, તો નજીક મુદત ગણી શકાશે. રીપોર્ટમાં પુરતાં કારણો લખવાં જોઇએ, તથા એવી માન્યતા સારૂ શું પુરાવો છે તે પણ લખવું.

**સારી ચાલથી ચાલવા બાબતમાં**.—કલમ ૧૦૮, ૧૦૯, ૧૧૦ છે. તેમાં કલમ ૧૦૮ દંગાખોર લખાણો બાબતમાં છે.

**સ.—દંગાખોર હકીકત યા મજકુર ફેલાવનારે તારણ આપવા બાબતમાં શું કાયદો છે?**

**જ.**—"જ્યારે જ્યારે કોઇ ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા આ અર્થે સ્થાનિક સરકારે વિશેષ રીતે અધિકાર આપેલા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે,—પોતાની હકુમતની સ્થાનિક હદમાં એવો કોઇ શખસ છે કે જે એવી હદની અંદર અથવા બહાર મ્હોડેથી અથવા લખીને,—

(અ) જે કોઈ પણ દંગાખોર મજકુર પ્રસિદ્ધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ મુજબ શિક્ષાને પાત્ર થવાય છે, તેવો મજકુર, અથવા.

( અ ) જે કાંઈ મજકુર પ્રસિદ્ધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૫૩ અ મુજબ શિક્ષાને પાત્ર થવાય છે, એવો મજકુર, અથવા.

( ક ) કોઈ જડજ સંબંધી જે મજકુર હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ સાપરાધ ધમકી જેવો અથવા આબરૂ લેવા જેવો થાય, તે મજકુર,–

ફેલાવે છે, અથવા ફેલાવવાની કોશિસ કરે છે, અથવા ફેલાવવામાં કોઇ પણ રીતે મદદગાદી કરે છે, ત્યારે ત્યારે, એક વરસ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે અથવા વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહિં કરવો જોઇએ, તેનું કારણ બતાવવાનું તે શખસને ( આ કાયદામાં અગાળ ઠરાવેલી રીતે ) ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

સને ૧૮૬૭ના પ્રેસ બાબત તથા બુકો નોંધવા બાબતના આકટમાં લખેલી કાનુનો મુજબ નોંધેલા, અથવા તેને અનુસરીને છાપેલા અથવા પ્રસિદ્ધ કરેલા કોઈ પણ લખાણના એડીટર, માલીક, છપાવનાર અથવા પ્રસિદ્ધ કરનાર વિરૂદ્ધ આ કલમની રૂએ કાંઇ પણ કામ, ગવર્નર જનરલ ઇન કૌંસીલના, સ્થાનિક સરકારના, અથવા આ અર્થે ગવર્નર જનરલ ઇન કૌંસીલે અધિકાર આપેલા કોઇ અમલદારના હુકમ વગર અથવા તેના અધિકાર વગર ચલાવવું નહિ." (કલમ ૧૦૮).

**નોટ —આ કલમમાં લખેલો ગુન્હો અગર બન્યો હોય, તો પછી પીનલકોડ પ્રમાણે કામ ચલાવવું પડે. ગુન્હો બને નહિં, તેના પૂર્વોપાય તરીકેજ આ કલમની યોજના કરવામાં આવી છે.**

**કેટલાક પોલીસ અમલદારો એમ ધારે છે કે આ કલમ પ્રમાણે કોઇ પણ શખસ ઉપર કામ ચલાવતાં પહેલાં સરકારની મંજુરી–"સાંકશન" જોઈએ. પણ તે ભૂલ છે. આ કલમ પ્રમાણે બે પ્રકારના માણસો કલ્પેલા છે. એક તો, ગમે તે કોઈ શખસ; બીજો એવા પ્રકારનો કોઇ ખાસ શખસ કે જે કોઇ રજીસ્ટર કરેલા છાપાનોછાપનાર, પ્રસિદ્ધ કરનાર, એડીટર વગેરે હોય. પહેલા પ્રકારનામાણસ સારૂ "સાંકસન"ની જરૂર નથી. પણ રજીસ્ટર કરેલા કોઇ છાપાના એડીટર, લખનાર, છાપનારની બાબતમાં સાંકશનની જરૂર છે. એમ સમજવું.**

**પોલીસના કામને અંગે ખરી જરૂરની કલમો.**—હવે ગુન્હો અટકાવવાની બાબતમાં, સારી ચાલથી ચાલવાના જામીન લેવાની બે કલમો ૧૦૯, ૧૧૦ બહુજ ઉપયોગની તે, પૈકી કલમ ૧૦૯ નીચે મુજબ છે.

**ભટકતા, બદચાલના શખસોના, જામીન બાબત.**

**સ.—ભટકતા, અને ગુજરાનના યોગ્ય સાધન વગરના પાસે જામીન લેવાની બાબત શું કાયદો છે ?**

"જ્યારે કોઇ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને; જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને, અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે,—

(**અ**) કોઈ પણ શખસ સદરહુ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાં પોતાની હાજરી છુપાવવાનો પૂર્વોપાય કરે છે, અને સદરહુ શખસ કાંઇ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરે છે એવું માનવાનું કારણ છે, અથવા

(**બ**) સદરહુ હદમાં એવો કોઈ શખસ છે કે જેની પાસે ગુજરાનનું કાંઇ પણ સાધન દેખાતું નથી, અથવા જે પોતાને વિશે કાંઈ ખાત્રી લાયક હકીકત કહી શકતો નથી,

ત્યારે એક વર્ષ કરતાં વત્તી ન હોય, એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે, તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહીં કરવો જોઇએ, તેનું કારણ બતાવવાનું તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે."

---

**વિશેષ સમજુતી.**—સત્તા.—પ્રેસીડન્સી, ડીસ્ટીક્ટ, સબડીવીઝન અને ૧ લા વર્ગના માજીસ્ટ્રેનેજ છે. મુદત—૧ વરસ સુધીની યા ઓછી જામીન—જામીન સાથે ખત. પોતાની હદમાં, પોલીસ અમલદારને કોઈ શખસ ઉપર કહ્યા પ્રમાણે (અ) અગર (બ) માં સમાસ થઈ શકે તેવો મળી આવે તો આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે છે. એવા પોલીસ અમલદારની હદમાં તે રહેતો હોવો જોઇએ, એમ નથી. કાયદાના શબ્દ માત્ર 'એવો કોઇ પોતાની હદમાં મળી આવે" એમ સમજવા. ભટકતી ગુન્હેગારની ટોળીઓ, જે આજે હીંયાં તો

ક્યાંયે બીજે ઠેકાણે, એમ ભટકે છે,—તે જ્યાં મળે ત્યાં એટલે જેની હકુમતમાં મળે, તે અમલદારને આ કલમ મુજબ કામ ચલાવવા હરકત નથી. ત્યાંનો રહેનાર નથી, એથી કાંઈ હરકત યા પ્રતિબંધ નથી।

**કામ શરૂ કરવામાં**—પોલીસનો રીપોર્ટ માત્ર બસ ગણાશે. તે રીપોર્ટમાં તપસીલવાર હકીકત લખવી જરૂરની છે,કેમકે માજીસ્ટ્રેટને તેની માન્યતા સારૂ વાજબી કારણો બતાવવાં પડે છે. તેનો વિવેક બુદ્ધિથી વિચાર કરતાં, તેને યોગ્ય લાગે તોજ કામ શરૂ કરે. યોગ્ય ન લાગે, તો તે ના પાડી શકે છે.

મુખ્ય બાબતો બે છે. એક તો,—પોતાની હકુમતની હદમાં એવો કોઈ શખસ મળી આવે કે જે ગુન્હો કરવાના હેતુથી પોતાની હાજરી છુપાવવા પૂર્વોપાય કરતો જણાય તો; બીજું,—ગુજરાનનું યોગ્ય સાધન ન હોએ, અથવા પોતાને વિશે સંતોષકારક હકીકત બતાવી શકતો ન હોએ, તો.

આ બે બાબતોનો પુરાવો હોએ, તો આ કલમ પ્રમાણે કામ ચલાવવા, પોલીસ અમલદાર રીપોર્ટ કરી શકે છે, અને તેમાં હકીકત બતાવી શકે છે.

**પકડવાની બાબતમાં**,—પકડવાની બાબતમાં ક્રી પ્રો. કોડની કલમ ૫૫નો ઉપયોગ થઇ શકે છે. થોડો તફાવત યાદ રાખવાનો છે, તે એજ કે,—

કલમ ૧૦૯ની (અ) રકમમાં,—અગર એવો શખસ સંતાતો ફરે છે, તે કોઇ "કાગ્નીઝેબલ ગુન્હો" કરવા સારૂ તેમ કરે છે, એમ જણાય તો, કલમ ૫૫ પ્રમાણે પકડી શકાય;

કલમ ૧૦૯ની (બ) રકમમાં,—કલમ ૫૫ પ્રમાણે પકડી શકાય.

આ ઉપરથી જણાશે કે,—કલમ ૧૦૯(અ)માં દરેક ગુન્હા બદલ ન પકડાએ.

**કલમ ૫૫ પ્રમાણે હંમેશ પકડવો કે?**—હવે એક સવાલ એ ઉભો થાએ છે કે, કલમ ૧૦૯ પ્રમાણે કામ શરૂ કરતાં પહેલાં કલમ ૫૫ પ્રમાણે વગર વારંટે પકડી શકાતો હોએ, તો હંમેશાજ કોઇ શખસને પકડવો કે? આનો જવાબ એટલોજ કે,-સામાન્ય નિયમ એવો રાખવો કે હકીગતનો રીપોર્ટ કરી, પછી પકડવાનું યા સમન્સથી બોલાવવાનું કામ માજીસ્ટ્રેટ કરે, તે બહેતર છે, પણકેટલીક વાર ભટકતો, નાસતો. યા સંતાઇ કાગ્નીઝેબલ ગુન્હો કરવાની ધારણા રાખનારને તુરતાતુરત પકડવાની જરૂર પણ હોએ, એમ બને. તેવે વખતે કલમ ૫૫નો ઉપયોગ પોલીસ અમલદારે કરવા કશી હરકત નથી. યાદ રાખવું કે કલમ ૫૫ પ્રમાણે પકડયો હોએ, તો પણ ચાર્જશીટ ભરી ન શકાએ. તથા "રીમાંડ" લેવાય નહીં.

**પૂરાવાને અંગે સમજુત**—કલમ ૧૦૯ના કામમાં કેવો પુરાવો જોઇએ, તે બાબતમાં માત્ર દાખલા તરીકેજ આ નીચે સૂચનાઓ આપી છે. બાકી જેવો પ્રકાર, જેવી હકીકત, ને જેવો પ્રસંગ,—તે ઉપરજ પૂરાવાની બાબતનો

આધાર રહે છે.

૧. કેવા સંજોગમાં મળી આવ્યો? ભરાયલો, સંતાયલો, ઠગાઇ કરતો, મોડી રાતે કારણ વગર ભટકતો, કે,—અને ઉજડ યા વસ્તી વગરના ભાગમાં, કે શક પડતી હકીકતોમાં મળ્યો કે કેમ?

૨. જડયો ત્યારે તેની પાસે કુંચીનો જુમખો, કાનસ, રેતરડી, ઘર ફોડવાનાં ઓજાર, ગીરમીટ, એવું કાંઇ મળ્યું કે કેમ? જેથી તેની વૃત્તિ અને સ્થિતિનો ખ્યાલ આવે.

૩. જડયો, ત્યારે તેની વર્તણુંક કેવા પ્રકારની હતી? નાશી જવા, સંતાવા, વગેરે કાંઈ તજવીજ યા કોશિસ કરી કે કેમ? પોતે પોતાની સ્થિતિ સમજાવવા કાંઇ ખોટી કોશિસ કરી કે કેમ? ને જવાબ જુદા, ઉડાઉ શક પડતા, એક બીજાથી વિરૂધ્ધતાવાળા, એમ આપ્યા કે કેમ?

૪. મળ્યો ત્યારે કોની સંગતીમાં. કેવી રીતે, કેવા સંજોગમાં? તેનું કૃત્ય સમજી શકાએ, તેવી ચાલ યા વૃત્તિના સોબતીઓ સાથે કે કેમ?

૫. કાંઇ યત્ન, કાંઇ કૃત્ય, કાંઇ વૃત્તિ, પ્રથમ યા હાલની વર્તણુંક કે, જેથી એમ સમજાએ કે હેતુ કાંઇ ગુન્હો કરવાનો હતો.

૬. કાંઈ દસ્તાવેજી પુરાવો,—કાગળ લખાણ, કરાર જેથી ગુન્હાની વૃત્તિ જણાય.

૭. ગુજરાનના યોગ્ય સાધનની, અને પૂરતા ખરચના સાધનની, ગેરહાજરી.

૮. ઉઘાડથી કાંઈ ધંધો, રોજગાર, કરવાનો દેખાવ, પણ તે જુઠું છે, યા અસંભવિત છે, એવું દેખાડનાર કાંઇ હકીકત.

૯. અતિશય દારૂ, યા દુરવ્યસન, જુગારીની ટોળીની સોબત, રંડીબાજી વગેરે બાબતો. આટલી હકીકતથી માત્ર નહિ, પણ બીજી હકીકતોની સાથે આનો ઉપયોગ થઈ શકે.

૧૦. પોતાના બળ અને સાધન કરતાં વિશેષ ખર્ચાળ, ભપકા ભરેલી જીંદગીની રેહેણી આવક અને ખરચ વચ્ચે એવો દેખીતો મોટો તફાવત, કે જેથી ગુન્હા ઉપર ગુજરાનો આધાર જણાઈ શકે, યા તેવું વ્યાજબી અનુમાન લઇ શકાએ.

૧૧. ગુપ્ત નામ, ભેદી નામ, ઢોંગી યા ખોટું નામ, સંજ્ઞા, ધારણ કરેલું હોય. એકથી વધુ નામ રાખી, પ્રસંગ પ્રમાણે ઉપયોગ, અને તે સંબંધે ધૂર્તતા.

૧૨. ખોટી જગા યા રહેઠાણ બતાવે,-વારંવાર વિના કારણ રેહેઠાણ બદલવાની શકમંદ હકીકત, યા હીલચાલ. પુછતાં વ્યાજબી સબબની શકમંદ ગેરહાજરી.

૧૩. અમુક જગાએ તેની હાજરીનું સંતોષકારક, યા, વ્યાજબી કારણ

બતાવી ન શકવું, યા,જવાબ ન આપવો;યા ખોટાં બ્હાનાં, યા સબબો બતાવવાનું.

૧૪ ઘડીકમાં આવવું, હાજર રહેવું, તુરતમાં ગેરહાજરી, ગેબ થવું, અને એમ થવાનું કાંઇ સબળ કારણ બતાવી ન શકવું.

૧૫ એવી બીજી કોઇ શક પડતી, સંશય ઉપસ્થિત થતી, નહીં સમજાય તેવી, રીતભાત, ધારણા, ઇરાદાસૂચક બાબત, વગેરે.

૧૬. પેસ્તર શિક્ષા થઇ હોય, તો તે દાખલા; જામીન લેવાયો હોય, તો તેમ; હજી સુધર્યો નથી, અને તેવી બદચાલ હાલ પણ ચાલે છે, તેવી હકીકત.

---

આ શિવાય કેટલીક વિશેષ સમજુતી આગળ આપવામાં આવશે, તેથી આ બાબત ઉપર વધારે અજવાળું પડશે.

---

## ગુન્હો કરવાની ટેવ પડી છે, તેના જામીન.

હવે જે શખસોને ગુન્હો કરવાની હમેશ ટેવ છે, તેવા લોકોના જામીન લેવાડવાની બાબતમાં સમજુત નીચે આપી છે. એ બાબત કલમ ૧૧૦ માં છે.

**સ.—જેને ગુન્હો કરવાની ટેવ પડી છે, તેવા શખશો પાસેથી જામીન લેવા બાબતમાં શું નિયમ છે?**

**જ.**—આ વિશે કાયદો નીચે પ્રમાણે છે. ( કલમ ૧૧૦ ).—"જ્યારે કોઇ પણ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા પેટા ડુકડી માજીસ્ટ્રેટને, અથવા પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય, તે માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે, પોતાની હકુમતની સ્થાનિક હદમાં ફલાણા શખસને,--

(અ) અપહરણ કરવાની, ઘર ફોડવાની, અથવા ચોરી કરવાની ટેવ છે, અથવા

( બ ) ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને ચોરીની મિલકત લેવાની ટેવ છે, અથવા

( ક ) ચોરોનું સંરક્ષણ કરવાની અથવા તેઓને આશરો આપવાની અથવા ચોરીની મિલકતની વ્યવસ્થા કરવાના કામમાં

અથવા તે સંતાડવાના કામમાં મદદ કરવાની ટેવ છે, અથવા

( ૩ ) બીગાડ કરવાની અથવા જબરદસ્તીથી કઢાવવાનો ગુન્હો, ઠગવાનો ગુન્હો, શિક્કો, ચલણી નોટો, અથવા સ્ટાંપ ખોટા બનાવવાનો ગુન્હો કરવાની અથવા તેમ કરવાની કોશિસ કરવાની ટેવ છે, અથવા

( ૪ ) સુલેહનો ભંગ થાય એવા ગુન્હા કરવાની, અથવા ગુન્હા કરવાની કોશિસ કરવાની, અથવા એવા ગુન્હા કરવામાં મદદગારી કરવાની, ટેવ છે, અથવા

( ૬ ) તારણ વગર છુટો મુકવામાં આવે તો લોકોને જોખમ પોહોંચવાનો સંભવ છે એટલો તે મરણી તથા ભયંકર છે.

ત્યારે ત્રણ વર્ષ કરતાં વતી ન હોય, એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે, તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહીં કરવો જોઇએ, તેનું કારણ બતાવવાને તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

---

**વિશેષ સમજુતી.**—ગુન્હો કરવાની ટેવ હોએ—તેવો શખસ કોને કહેવો ? જેણે આગળ ગુન્હાઓ કર્યા છે, અને પ્રસંગ આવે ગુન્હા કરવા તૈયાર છે, તેવો શખસ ટેવવાળો કહેવાએ, એમ મુંબઈ હાઇકોર્ટે ઠરાવ્યું છે. એકાદ ગુન્હો કર્યો હોએ તો તેવા શખસનો આમાં કવચીતજ સમાસ થાએ પણ બે, ત્રણ, યા વધારે ગુન્હાઓ પેસ્તર કર્યા હોએ, તેવા ગુન્હેગારનો આમાં સમાસ થઇ શકે છે.

**નોટ.**—સત્તા.—પ્રેસીડન્સી, ડીસ્ટ્રીક્ટ, પેટા હુકડી,-અને જે ૧ લા વર્ગના માજીસ્ટ્રેટને આ કલમ પ્રમાણે કામ ચલાવવા ખાસ સત્તા આપેલી હોએ તેજ આવું કામ સાંભળી શકે. એથી એમ ઠરે છે કે—હરેક ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ આવુ કામ સાંભળી શકે છે, એમ નથી. સરકારે આ અર્થે, તેને ખાસ સત્તા આપેલી હોએ, તોજ સાંભળી શકે.

૨ જા યા, ૩ જા, વર્ગના માજીસ્ટ્રેટને તો આ કામમાં કશી સત્તાજ નથી. હકુમત,-જાંહાં તેવો શખસ મળી આવે ત્યાં કામ ચલાવી શકાએ. ત્યાંનો રહીશ તેહએ, એવું કાંઇ નથી.

મુદત.—ષણામાં ઘણી ૩ વરસ. (એક વરસથી વધારે સારૂ સેશન કોર્ટની મંજુરી જોઇએ).

જામીનખત.—જાત મુચરકા ઉપરાંત, જામીન જોઇએ.

**કામ શરૂ કરવાની બાબતમાં**—પોલીસનો રીપોર્ટ માત્ર બસ ગણાશે; તેમાં આ કલમમાં સમાસ થઈ શકે, તેવી હકીકત, કલમની જે રકમ પ્રમાણેની હોય, તેને અનુસરીને તપસીલવાર લખવી જોઇએ. યાદ રાખવું કે આ કલમમાં અ, બ, ક, ડ, ઈ, ફ, એમ છ રકમો છે.

સદરહુ રીપોર્ટ વાંચી અખત્યારવાળા માજીસ્ટ્રેટને યોગ્ય કારણો જણાય, તોજ તે કામ શરૂ કરશે; નહીં તો, ના પાડી શકશે; માટે તપસીલ લખી શા સબબસર જામીન લેવાડવા અરજ કરવામાં આવી છે, તે સ્પષ્ટ બતાવવું પડે છે; તે સાથે પૂરાવો શું છે, તે બતાવવો પડે છે.

**પકડવાની બાબતમાં**—પકડવાની બાબતમાં ક્રી. પ્રો. કો. કલમ ૫૫ નો ઉપયોગ કેટલેક દરજ્જે થઇ શકે છે કલમ ૧૧૦ માં બતાવેલી બધીજ બાબતો સારૂ કલમ ૫૫ પ્રમાણે પકડી શકાશ નહિં. ત્યારે કઈ બાબતોમાં પકડી શકાય? એનો નિર્ણય એટલોજ કે,—

રકમ (અ) માં—હંમેશ અપહરણ કરનારો, યા હંમેશ ઘર ફાડનાર, યા હંમેશ ચોર હોય,—મતલબ તેવી ટેવ હોય તોજ,—૫૫ ને આધારે પકડાય.

રકમ (બ) માં—હંમેશ ચોરીની મિલકત, તેવી છે, એમ જાણીને રાખનારો હોય,—મતલબ એવી ટેવ હોય, તોજ.—

રકમ (ક) માં—કલમ ૫૫ પ્રમાણે પકડાએજ નહીં.

રકમ (ડ) માં—હંમેશ જબરાઇથી કઢાવવાની ટેવ હોય,—એટલાજ કામમાં કલમ ૫૫ મુજબ પકડાય બીજા કોઇ (ક) માં લખેલી બાબતમાં નહીં.

રકમ (ઇ) (એફ)માં—કલમ ૫૫ પ્રમાણે પકડાએજ નહીં.

કેવા કામમાં પકડી શકાય, તે ઉપર બતાવ્યું છે. તો પણ પકડયાં પછી આવા કામમાં ચાર્જ-શીટ ભરવાની સત્તા નથી; એટલે કેસ તૈયાર કરી તખતો ભરી પોલીસ મોકલી ન શકે. પોલીસે તો પોતાનો રીપોર્ટ મોકલવો; અને કલમ ૫૫ પ્રમાણે પકડાય તેવાં કામમાં કોઈ કોઇને પકડયો હોય તો જામીન ઉપર છોડીને, તે જામીનખત રીપોર્ટ સાથે સામેલ રાખી માજીસ્ટ્રેટ જેને અધિકાર છે, તેના તરફ મોકલવું. એજ મુજબ કલમ ૧૦૯ પ્રમાણેના કામમાં પણ કરવાનું છે.

**નોટ.**—કલમ ૫૫ પ્રમાણે પકડયા પછી જામીન માંગવો. ને આપે તો

લેવા, એ બાબત તે કલમ નીચે આગળ આવેલી છે, તે યાદ રાખવાની છે.

**કલમ ૫૫ પ્રમાણે હંમેશ પકડવો કે?**—સામાન્ય નિયમ તો એવોજ છે કે,રીપોર્ટ કરી માજીસ્ટ્રેટ તરફ મોકલવો બીજી તમામ વિધિ માજીસ્ટ્રેટ કરી લેશે. પણ કબી કલમ ૫૫ પ્રમાણે જે રકમોમાં ઉપર લખ્યા પ્રમાણે પોલીસ વગર વારંટે પકડી શકે છે, તેમાં પકડવાની ખાસ જરૂર હોય, તો પોલીસે પકડવા કાંઈ હરકત નથી. કામના સ્વરૂપ ઉપર આ બાબતનો આધાર છે.

---

**પુરાવાને અંગે સમજુત.** –કલમ ૧૧૦ પ્રમાણેના કામમાં પુરાવો કેવો જોઇએ, તેના દાખલા તરીકે આ નીચે સમજુત આપી છે. દરેક કામની હકીગતના પ્રમાણમાં વધારે ઓછો પુરાવો લાવવો પડે છે.—

૧. પ્રથમ શિક્ષા થયાના દાખલાઓ. પ્રથમ જામીન લેવા હુકમ થયા હોએ, તો તેવા હુકમો.

૨. "હીસ્ટરી-શીટ"-યાને તેની ચાલચલણુની રાખેલી નોંધ, યાને હકીગત પત્રક.

૩. છુટયા પછી સુધર્યો નથી, પણ બદચાલનું વર્તન છે, તેના દાખલાઓ, કયા ગુન્હાઓ બન્યા જેમાં તેની જડતી લેવાઇ, યા નામ તે અંગે નિકળ્યું, યા તેમાં સામેલગીરી જણાઇ, તે હકીગત.

૪. આડોશીપાડોશી. યા ગામવાળાઓમાં તેની બદવર્તનની સાખ અને છાપ છે, એવો પૂરાવો. ( રેપ્યુટેશન ).

૫, લોકોને ડરાવે છે, પૈસા કહડાવવાની ટેવ છે, મારફાડ કરી ધમકી આપી પૈસા મેળવે છે, અથવા અનેક પ્રકારે ઠગાઇથી ગુજારો ચલાવે છે વગેરે.

૬. સુલેહમાં ખલેલ કરનારો હંમેશનો છે, ભયંકર છે, ત્રાસદાયક અને જુલમી છે, ધાસ્તી ઉપજાવનાર મશહુર બદમાસ છે વગેરે.

૭. કલમ ૧૦૯ માં લખેલી સોળ બાબતોમાંથી જે હકીગત લાગુ પડતી હોએ, તે પુરાવો આ કામમાં પણ રજુ કરવો.

૮. બાળી મુકનારો, આગ લગાડનાર અને બીગાડ કરનાર

તરીકે મશહુર છે, યા તેમ હોવાનો તેના ઉપર વ્યાજબી
શક છે, યા તેવી તેની આબરૂ ગામ લોકમાં છે.

ઉપરની હકીગત શિવાએ જે રકમ પ્રમાણે તેના જામીન લેવાડવાના હોએ, તેને પુષ્ટીકારક હકીગત કામના સંજોગ પ્રમાણે રજુ કરવી.

---

**બીજી પરચુરણ બાબતો.**--આવાં કલમ ૧૦૯-૧૧૦ ના કામમાં લાવેલા શખસને "તોહોમતદાર" કહી શકાએ છે. એકવાર કેદમાંથી છુટયા પછી થોડી મુદત એટલે મહીનો બે મહીનાની મુદત સુધી તુરત જામીનનો કેસ ન કરવો. તેને સુધરવાની તક આપવા થોડી મુદત જવા દેવી. પણ છુટયા પછી તુરતજ તેની અસલ બદફેલી અને ખરાબ વર્તનમાં દાખલ થયો છે, એવા મુસ્તકીન પુરાવો હોએ, તો કોઇ તેવા કામમાં તુરત જામીનનો કેસ થઇ શકે છે. કલમ ૧૦૯ તથા ૧૧૦ બેઉ પ્રમાણે સાથેજ કામ ન ચાલે. ગમે તે એક કલમ પ્રમાણે ચાલી શકે તેમ ૧૦૯ પ્રમાણે શરૂ કરી પછીથી કલમ બદલી ૧૧૦ કરાએ નહીં. તુરંગમાં કોઇ શિક્ષા ભોગવતો હોએ, તેવા ઉપર શિક્ષા દરમ્યાન જામીનનો કેસ ચલાવાય નહીં. વળી ૧૦૯ પ્રમાણે, યા ૧૧૦ પ્રમાણે કામ માંડેલું નિષ્ફળ થાએ, તો પછી તુરત બીજું કામ મંડાએ નહીં. કોઇ ગુન્હાના કામમાંથી છોડી દેવામાં આવે, તો તુરત તેના ઉપર જામીનનો કેસ ન થઇ શકે.

પુરાવાનો બોજો આવા કામોમાં હમેશ ફરીઆદ કરનારને માથે છે. વળી જામીનના કામમાં, જેવો પુરાવો ગુન્હાની સાબીતીમાં જોઇએ, તેટલો બધો સંપુર્ણ પુરાવો જોઇએ, તેવું કાંઇ નથી. આ કલમો પ્રમાણે માજીસ્ટ્રેટને મળેલી સત્તાનો ઉપયોગ તેણે પોતાના ડાહાપણ અને વિવેક બુધ્ધિથી કરવાનો છે; તેથી જાહાં લોકોના હિતની ખાતર અને ગુન્હા થતા અટકાવવાની ખાતર, પોતાને યોગ્ય લાગે, ત્યારે પોતાની માન્યતા થવાને અમુક અંશે પુરાવો રજુ થાએ, કે પછી યોગ્ય લાગે, તો આ કલમોને આધારે જામીન લઇ શકે છે. યુરોપીઅન રૈયતની બાબતમાં– "યુરોપીઅન વેગ્રન્સી આક્ટ" અમલ પ્રમાણે કરી શકાતો હોએ ત્યાં ક. ૧૦૯–૧૧૦ નો ઉપયોગ ન થઇ શકે.

**હીસ્ટરીશીટ, યાને હકીગત પત્રકો**--કેટલાએક વખતથી નામદાર સરકારે શેહેર અને ગામડાંઓમાં "હીસ્ટરી શીટો" તૈયાર કરી રાખવા હુકમ કરેલો છે. આવાં પત્રકોમાં ગુન્હેગારોની હકીગત અને કેફીયત લખાએ છે. લુટ, ડાકાઈટી, જબરી યા ભારે રકમની ઘરફોડ ચોરી, ચોરીનો માલ જાણીને રાખવો, એવાં કામોમાં શિક્ષા થએલાના "હીસ્ટરી શીટ" રાખવાં જોઇએ. તેમજ કલમ ૧૦૯, યા ૧૧૦ પ્રમાણે જામીન લેવાયા હોય, તો એ "હીસ્ટરી શીટ" માં દાખલ કરવું. કદાચ સજા ન થઇ હોએ, તે છતાં, ઢોર ચોરીનો ધંધો કરતો હોએ. ચોરીનો માલ જાણી રાખવાનો ધંધો કરતા હોએ, તો તેવાના "હીસ્ટરી શીટ"બનાવવાં. પ્રસંગે કાંઈ ચાલ સુધરેલી લાગતી હોએ તો તેવી રીમાર્ક તેમાં લખવી. ક્રી. પ્રો. કોડ કલમ ૫૬૨ મુજબ શિક્ષાનો ઠરાવ બાદ જેના જામીન લઈ છુટકો કર્યો હોએ, તેવાની બાબતમાં "હીસ્ટરી શીટ" કરવાનું નથી.

પ્રત્યેક જીલ્લાઓમાં આ કામ સારૂ ખાસ રૂલો હોએ છે, તે મુજબ અમલ કરવો.

**બીજી કેટલીક કલમો જે જામીનના કેસમાં કામની છે તે.**—

**આ કલમ ૧૦૯ તથા ૧૧૦ મુજબ જામીન લેવાની બાબતમાં તથા કામ ચલાવવાની રીતની બાબતમાં કેટલીક કલમો જાણવા જેવી છે, તે ટુંકમાં નીચે બતાવી છે.**

કલમ. ૧૧૨.—**માજીસ્ટ્રેટને પોલીસ રીપોર્ટ પછી જામીન માંગવાનું યોગ્ય લાગે તો, જો રીપોર્ટ મળ્યો હોએ,—તેનો સારાંશ બતાવી એક લેખીત હુકમ કરી શકે, તેમાં કેટલી રકમનું ખત, કેટલી મુદતનું, અને જામીન લેવાનો હોએ તો કેટલા, કેવી જાતના, અને કયા વર્ગના, એ બધું લખવું પડે. આ બધું નક્કી થાએ, તે પોલીસ રીપોર્ટની હકીગત ઉપરથીજ થાએ છે. કેમકે તે વખતે કાંઇ પુરાવો લીધો હોતો નથી.**

**એક વાર આટલી મુદતના,અને આટલી રકમના, જામીન,એમ આ હુકમમાં માજીસ્ટ્રેટ લખે કે પછી, તેથી વધારે મુદતના,યા વધુ રકમના જામીન લઇ શકે નહીં: ઓછાં કરી શકે, પણ વધારી શકે નહિં.તેમ અસલ હુકમ બીલકુલ ફરી જાએ,એવો સુધારો કરી ન શકે. આવા હુકમને નોટીસ પણ કહે છે.**

કલમ ૧૧૩-૧૧૪. તોહોમતદાર કોર્ટમાં હાજર હોએ, તો તેને હુકમ માજીસ્ટ્રેટ વાંચી બતાવે. હાજર ન હોએ તો સમન્સ કહાડી, તે સાથે કલમ ૧૧૨માં લખેલી નોટીસ યા હુકમની નકલ તેને મોકલી તેનો જામીન દાખત કેમ લેવો નહીં,—તેનું કારણ બતાવવા કહેવું.

કલમ ૧૧૬. સુલેહના ભંગની બાબતમાં (૧૦૭ કલમ) કામ ચલાવવાનું હશે, તો તોહમતદારને જાતે હાજર ન થવા પણ વકીલ મારફતે હાજર થવા, માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તો, પરવાનગી આપી શકે.

કલમ ૧૧૭. આ કલમ પ્રમાણે પુરાવો લેવાય; તોહોમતદાર કોર્ટમાં હાજર થએથી પુરાવો લેવો શરૂ કરશે; સુલેહના ભંગ સારૂ આવું કામ ચાલવાનું હોએ તો "સમન્સ કેસ" ની રીતે પુરાવો નોંધવો. સારી ચાલ બાબતનું હોએ તો, "વારંટ કેસ" પ્રમાણે લેવો. પણ "ચાર્જ ફરમાવવો નહીં."

અમુક માણસને ગુન્હો કરવાની ટેવ છે, એમ સાબીત કરવામાં કર્ણોપકર્ણી પુરાવાથી તેની સામાન્ય ઇજત કેવી છે, તે સાબીત કરવા દેવામા આવશે; અથવા બીજી કોઇ રીતે સાબીતી આપવા દેવામાં આવશે. સામાન્ય ઇજત—એટલે ગામમાં તથા તેની આજુ બાજુમાં તેની ચાલચલગત વિશે લોકોનો સામાન્ય, ચાલુ અભિપ્રાય.

એક કરતાં વધારે તોહોમતદારો,—બે, ત્રણ યા વધુ હોએ, તો, તપાસની એકત્ર હકીગતની બાબતમા તેઓની સામેલગીરી હોએ, યા મદદગારી હોએ, તો માજીસ્ટ્રેટની મરજી પ્રમાણે એકત્ર તપાસ યા જુદી જુદી ચાલી શકે છે.

કલમ ૧૧૮. ખત યા જામીન આપવા બાબત આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટ હુકમ કરી શકે છે.

કલમ ૧૧૯. છોડી મુકવાનો ઠરાવ કરવાની આ કલમ છે.

કલમ ૧૨૨. અમુક જામીન રજુ કરેલો લાયક નથી, એમ તપાસમાં જણાએ, તો માજીસ્ટ્રેટ તેને રદ કરે, યા કબૂલ ન કરે.

કલમ ૧૨૩. જામીન આપી ન શકે તો, તેને જેટલી મુદત(ખતમાં લખેલી હોય) તેટલી સુધી કેદમાં માજીસ્ટ્રેટ મોકલી શકે. સુલેહના ભંગના કેસમાં જામીનને અભાવે, સાદી કેદ અપાએ; સારી ચાલના
કેસમાં જામીનને અભાવે, સાદી કેદ અપાએ; સારી ચાલના

કેસમાં જામીનને અભાવે, સાદી, યાસખ્ત મજુરી સાથે, જેમ માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેમ અપાઈ શકે.

એક વરસની વધુ મુદતના જામીનની બાબતમાંઆ કલમને આધારે કામ તપાસી સેશન્સ કોર્ટ, યા મુંબઈ ટાઉનમાં હાઈ કોર્ટ, ત્રણ વરસની મુદત સુધી જામીન લેવાડવા હુકમ કરી શકે.

**કલમ ૧૨૪. ૧૨૫.**—ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ગમે તે કારણસર જામીનનો હુકમ રદ કરી શકે છે; તેમજ, ખત પણ રદ કરી શકે છે.

**વિશેષ ખાસ સમજુતી**—વળી કોઈ શખસના જામીન લેવાના, તે અમુક તારીખથી લેવાએ, એમ કોર્ટ હુકમ કરી શકે છે; તેથી જામીન લાવવાની બાબતમાં ચાર પાંચ યા આઠ દહાડાની મુદત માંગે તો મળી શકે છે. જામીન આપવાનો હુકમ અને તેનીજ સાથે સાથે કેદનો હુકમ ન થાએ, પણ જામીનનો હુકમ કર્યા બાદ અમુક મુદતમાં જામીન ન આપી શકે તો, પછી કેદનો હુકમ કલમ ૧૨૩ પ્રમાણે થઇ શકે; જામીન આપવાનો હુકમ કલમ ૧૧૮ પ્રમાણે કરી શકે છે. પ્રથમ કલમ ૧૧૮ પ્રમાણે હુકમ કર્યા બાદ, પછીથીજ કલમ ૧૨૩--પ્રમાણે હુકમ થઈ શકે.

**રેગ્યુલેશન ૧૮૨૭ નો ૧૨મો**--કોઈ શખસના કલમ ૧૦૯. ૧૧૦ મુજબ સારી ચાલના જામીન લેવા કોઇ અખત્યારવાળા માજીસ્ટ્રેટે હુકમ કર્યો હોય, અને તે જામીન આપી નહીં શકે, તો તેને ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ પાસે રેગ્યુલેશન ૧૨ સને ૧૮૨૭ના પ્રમાણે ઉભો કરવો. તે કાયદાને આધારે સદરહુ શખસે ગામને ચોરે હાજરી આપવી અને રાતે સુઈ રહેવું, એવો હુકમ તે કરી શકશે. કેદમાં મોકલવાને બદલે, આ ઈલાજ ઠીક છે.

**શકદાર ઉપર દેખરેખ.**--પોલીસ સ્ટેશન ઑફીસરની ઑફીસમાં મુખ્ય ચાર પત્રકો ગુન્હેગારોની બાબતમાં રાખવામાં આવે છે, તેમાં સજા થએલા શખસોના નામ (કોગ્નીઝેબલ કેસોમાં),--પોલીસ દેખરેખ હેઠળના શખસોનાં નામ,--ક્રી. પ્રો. કો. ક. ૪૦૧ પ્રમાણે છુટેલા શિક્ષા પામેલાનાં નામ,--અને ક્રી. પ્રો. કોડ. ક. ૫૬૫ પ્રમાણે જે શિક્ષા પામેલા શખસોને પોતાના રેહેઠાણની ખબર પોલીસને આપવાનો હુકમ થાય છે, તેનાં નામો હોય છે. આવાં પત્રકોથી ગુન્હા અટકાવવામાં તેમજ પકડવામાં કેટલીકવાર મદદ મળે છે. કેટલાક ભારી ગુન્હાઓમાં સજા

થએલાઓનાં નામ શકદારના લીસ્ટમાં દાખલ કરવા સરકારે રૂલો કરેલી છે, ને ઘણું કરી જેટલી મુદતની શિક્ષા થઇ તેટલી મુદત સુધી, તે શખસ છુટયા પછી, શકદારના પત્રકમાં તેનું નામ દાખલ થાએ, યા ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ ફરમાવે તેમ ઓછી વત્તી મુદત સારૂ દાખલ થાએ, ને તેઓનાજ હુકમથી કમી થાએ છે. શકદારની તે દરમ્યાન યોગ્ય ખબર રાખી તેઓના ઉપર ચાંપતી દેખરેખ રાખવી પડે છે. આવો કોઈ શકદાર બીજે ગામ જાય, ત્યારે તે બાબત દાખલો આપવો પડે છે, ને તે હદના પોલીસ અમલદારને ખબર આપવી પડે છે. તેણે આવો શકદાર આવેથી તેના કૃત્યો તથા ચલણ ઉપર દેખરેખ રાખવી પડે છે. પાછો જાય, ત્યારે દાખલો આપવો પડે છે. આ વિશેમાં, દરેક ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ પોતાના ડિસ્ટ્રીકટ સારૂ સરકારની કરેલી રૂલોને અનુસરી, યોગ્ય હુકમ કરે છે.

**અપીલ.—સુલેહનો ભંગ ન થવા બાબતમાં કલમ ૧૦૭ના કામમાં અપીલ થઇ શકતી નથી. સારી ચાલથી ચાલવા બાબતમાં કલમ૧૦૯-૧૧૦ના કામોમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ તરફ અપીલ થઈ શકે છે.**

---

## કાયદા વિરૂદ્ધ મંડળી વિખેરવા બાબતમાં.

**સ.—કાયદા વિરૂદ્ધ કોઈ મંડળી હોય, તો તેને વિખરાઇ જવા કોણ હુકમ આપી શકે?**

**જ.**—પાંચ અગર વધારે શખસોની કાયદા વિરૂદ્ધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ કરવાને, કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય, તે અમલદાર મુખત્યાર છે. એવો હુકમ થતાંજ એવી મંડળીના દરેક અંગભૂતની એવી ફરજ છે કે, તેણે વિખરાઈ જવું. (કલમ ૧૨૭).

**સ.—કાયદા વિરૂદ્ધ મંડળી, તે કેવી?**

**જ.**—પાંચ અગર જાદે માણસોની મંડળી જેનો સામાન્ય હેતુ પીનલકોડ કલમ ૧૪૧ માં દર્શાવ્યા પ્રમાણે હોય, તેને કાયદા વિરૂદ્ધ મંડળી કહેવાય.

**સ.—પાંચ અગર જાદે માણસની મંડળી જાહેર સુલેહમાં ખલેલ કરે તેવી છે, એમ આ પ્રમાણે વિખેરતાં પહેલાં કોના અભીપ્રાયથી નકી થાય ?**

**જ.**—અમુક મંડળીની દેખીતી મનોવૃત્તિ, મંડળીની હીલચાલ, અને અમુક બાબતના સંજોગો, એ ઉપર વિચાર કરી પોલીસને એમ લાગે કે લોકોની સુલેહશાંતિમાં ખલેલ થશે, તો તે અભિપ્રાય પુરતો ગણાશે.

**વિશેષ સમજુતી.**—ઉપર પ્રમાણે હુકમ કર્યા છતાં ન વિખરાય, તો કોઇ માજીસ્ટ્રેટ અથવા પોલીસ સ્ટેશન અમલદાર જોર વાપરી શકે છે. જરૂર હશે, તો કેદ કરી શકાય (કલમ ૧૨૮). મદદ માગેથી દરેક મરદે આપવી જોઇએ. નજ વિખરાય, તો મોટામાં મોટી પદ્દીનો જે માજીસ્ટ્રેટ ત્યાં હાજર હોય તેણે લશ્કરી બળથી વિખેરવી, ને લશ્કરી અમલદારે તેની માગણી કબુલ કરી તે કામમાં મદદ કરવી; પણ એમ વિખેરતાં, અગ્રેસરોને પકડવા વિગેરેમાં બની શકે તેટલું ઓછું નુકસાન કરવું (કલમ ૧૨૯, ૧૩૦). કોઇ માજીસ્ટ્રેટ ત્યાં હાજર ન હોય, ને લોકોની સલામતી ખાતર જરૂરજ લાગે, તો કમીશન્ડ મીલીટરી ઑફીસર પણ પોતે પોતાની મરજીથી વિખેરી શકે (કલમ ૧૩૧). નામદાર મુંબાઈ સરકારે ઠરાવ્યું છે કે, આવા કામમાં છેવટના ઉપાય તરીકે બંદુક ફોડવાની જરૂર પડે, તો ત્યાં મળેલા લોકોને આવા માજીસ્ટ્રેટ યા પોલીસ અમલદારે પોતાના આવા ઇરાદાની પૂરેપૂરી ખબર સ્પષ્ટ રીતે આપવી, કે તેઓને યોગ્ય ચેતવણી મળે, ને પછીજ બંદુક ફોડવી.

---

## સ્થાવર મિલકત સંબંધે કોઇ તકરાર.

**સ્થાવર મિલકતની તકરારમાં પોલીસને વધારે સંબંધ નથી. પણ પોતાની હદમાં એ સંબંધે કોઇ ગંભીર પ્રકારની તકરાર હોય કે જેથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય, ત્યારે પોલીસ સ્ટેશન અમલદારે તેવો રીપોર્ટ હકૂમતવાળા માજીસ્ટ્રેટને કરવો. તે ઉપરથી તે ખાતરી કરશે. અને એક લેખીત હુકમ કરી બેઉ તકરારી બાજુના લાગતાવળગતા લોકોને ફરમાવી શકશે, કે અમુક મુદતમાં કબજાનો પુરાવો તેઓએ રજુ કરવો. તે પછી તેઓને સાંભળી અને જરૂરજોગ પુરાવો લઇ તકરારી મિલકત કોના કબજામાં છે, તેનો નિર્ણય કરી એવો હુકમ કરી શકે કે જેનો**

બને છે, તેણે કાયમ રાખવો, ને ફાડવવાની ઇચ્છા રાખનારે દીવાની કોર્ટમાં મદદ માગી હુકમ મેળવવો (કલમ ૧૪૫).

---

## ગુન્હો અટકાવવાને પોલીસની સત્તા.

પોલીસે કૉગ્નીઝેબલ ગુન્હાઓ બનતા અટકાવવા હરેક રીતે પ્રયત્ન કરવો, અને ન થવા દેવા સારૂ તેઓ વચમાં પડી શકે. (કલમ ૧૪૯). એવી કાંઇ ખબર હશે યા મળે, તે પોતાના ઉપરીને આપવી. (કલમ ૧૫૦). વળી કોઈ કૉગ્નીઝેબલ ગુન્હો થવાના ઇરાદાની તેઓને ખબર પડે, અને પકડ્યા શિવાય ગુન્હો અટકે તેમ નથી, એમ જણાય તો, વગર વારંટે તેવા શખ્સને તે ગુન્હો અટકાવવા પકડવા પોલીસને અધિકાર છે ( કલમ ૧૫૧ ). સરકારી મકાન, મિલકત વગેરેને ઇજા થતી અટકાવી શકે ( કલમ ૧૫૨ ).

**તોલ અને માપની તપાસણી**—પોતાની હદમાં ગમે તે જગામાં ખોટાં વજન તથા માપ કરવાનાં ઓજાર રાખવામાં આવેલાં છે એમ કોઇ પોલીસ સ્ટેશન અમલદારને ખબર મળે, તો વગર વારંટ તેવી જગામાં પેસવાનો અખ્તીયાર તેને છે. ખોટાં વજન, માપ મળી આવે તો તે જપ્ત કરી શકે, ને તેબાબતની તુરત અખત્યારવાળા માજીસ્ટ્રેટને તેણે ખબર આપવી (કલમ ૧૫૩).

---

# પ્રકરણ ૪થું. (ક્રી. પ્રો. કો. ૧૪ મો બાબ.)

## કૉગ્નીઝેબલ ગુન્હાની પોલીસ તપાસ.

---

**પ્ર.—કાગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ પોલીસે કેવી રીતે નોંધવી ?**

**જ.**—આવા ગુન્હાની ખબર મોઢેથી આપનારની હકીકત પોલીસ સ્ટેશન ઓફીસરે લખી લેવી જોઇએ, અને તેને વાંચી બતાવી, તેની સહી લેવી. અને સ્થાનિક સરકાર ફરમાવે તે નમુનાની ચોપડીમાં તેનો સારાંશ દાખલ કરવો. ( કલમ ૧૫૪ ).

**વિશેષ સમજુતી**—આવી ખબરને "ફર્સ્ટ ઇનફરમેશન" કહેવાય છે. સામાન્ય રીતે પોલીસ અમલદારો તેને "ફરીઆદ" કહે

છે. પણ કાયદામાં "ફરીઆદની" વ્યાખ્યા પ્રમાણે માજીસ્ટ્રેટ આગળ કાંઇ ખબર આપવામાં આવે તેનેજ "ફરીઆદ" કહેવાય.

રૂબરૂ મોઢેથી હકીકત આપવામાં આવે, તે પોલીસ સ્ટેશન અમલદારે લખીજ લેવી જોઇએ. પોલીસને સોગંદ આપવા અધિકાર નથી, તેથી સોગંદ ઉપર તો લખાએજ નહીં.

પોસ્ટ મારફતે યા તાર મારફતે કાંઈ ખબર ગુન્હા બાબતની આપવામાં આવે, તો તેના ખરાપણાની ખાતરી થાય, તો નોંધી લેવાનું પોલીસ સ્ટેશન અમલદારની મુનસરી ઉપર છે. ખાતરી લાયક તેને ન લાગે, યા સહીની બાબતમાં સંશય હોય, તો તે નોંધી લેવા ના કહી શકે છે.

આ બાબતમાં સરકારે નમુનો નંબર ૧૪ નો ઠરાવ્યો છે, તે પ્રમાણે છાપેલી ફરીઆદ બુક "ડુપ્લીકેટ" એવડા ફારમની આવે છે, તે ઉપર ફરીઆદ લખી લેવી, ને ફરીઆદીની સહી લેવી. દરેક પોલીસ સ્ટેશનને આવી ચોપડી હોય છે. લખીતવાર ફરીઆદ કોઇએ સમક્ષ આવીને આપી હોય, તો ચાલી શકે; તેને વિશેષ પુછવું ઘટે તો પુછીને તે નીચે લખી લઈ તેની સહી લેવી.

## રેલ્વેની હદ યા ડીસ્ટ્રીકટની હદનો શક.—

ગુન્હો બન્યો, તે રેલ્વે હદમાં કે,—ડીસ્ટ્રીકટની હદમાં—એ વિષે સંશય હોય, તોપણ હાલ સરકારે એમ ઠરાવ્યું છે કે, જેને પહેલી ખબર મળે તેણે ગુન્હો રજીસ્ટર કરવો, ને તપાસતાં માલમ પડે કે ગુન્હો બીજી હદમાં બન્યો છે, તો ફરીઆદની નકલ ત્યાં મોકલવી ત્યાં તેણે પણ રજીસ્ટર તે ઉપરથી કરવી. તપાસમાં ગુન્હો મળી આવેથી તેવા સ્ટેશને બીજા સંબંધ ધરાવતા સ્ટેશનને ખબર આપવી. અને તેણે ફરીઆદ કહાડી નાંખવી. ગુન્હો જડે નહિં, તો બેઉ રજીસ્ટરમાં તેમ બતાવવું.

આમ ગોઠવણ થયાથી ફરીઆદ રજીસ્ટર થવામાં અથડા અથડી થઇને દેર થઈ શકતી નથી.

## સ.—ફરીઆદ લખી લીધા બાદ શું વિધિ, કરવી જોઇએ?

**જ.**—ગુન્હો બન્યાનો **જાહેર રીપોર્ટ** અખત્યારવાળા માજીસ્ટ્રેટ તરફ સરકાર ઠરાવે તે અમલદાર મારફતે તે મોકલી આપવો જોઇએ, તે

તપાસ શરૂ કરવી. આ રીપોર્ટ જુદો નથી, પણ ફારમ નંબર ૧૪ જે ફરીઆદ લખી લેવાનું બેવડું ફારમ આવે છે, તેમાંથી એક ભાગ ફાડી માજીસ્ટ્રેટ તરફ મોકલી દેવો. તે પછી, તે ગુન્હાવાળી જગોએ ગુન્હાની તપાસ સારૂ પોલીસ સ્ટેશન અમલદારે જવું જોઇએ. અથવા તે કામ સારૂ લખીત હુકમ આપી કોઇ અમલદારને મોકલવો. (કલમ ૧૫૭).

**સ.—આવાં કામમાં જાતે તે જગોએ ક્યારે ન જવું ?**

**જ.**—તોહમતદારનું નામ ઠામ બતાવ્યું હોય, અને ગુન્હો હલકા પ્રકારનો હોય, તો તેણે ઉપર પ્રમાણે ગુન્હાવાળી જગોએ તપાસ કરવા જાતે જવું, યા કોઇને મોકલવો, એમ જરૂરનું નથી. ( કલમ ૧૫૭) (અ).

**સ.—તપાસ કરવાની જરૂર નથી એમ લાગે તો, પોલીસ અમલદારે શું કરવું ?**

**જ**—તપાસ ચલાવવા વાજબી યા પુરતા સબબો નથી એમ તેને લાગે, તો તેણે તપાસ ન કરવી. પણ ફરીઆદ તો લખીજ લેવી જોઇએ. તેમજ કલમ ૧૫૭ પ્રમાણેના જાહેર રીપોર્ટમાં તપાસ નહીં કરવાનાં કારણો લખી જણાવવાં. (કલમ ૧૫૭ બ).

**વિશેષ સમજુતી**—કલમ ૧૫૭(બ) પ્રમાણે અમુક સંજોગોમાં પોલીસ અમલદાર તપાસ ચલાવવાની ના પાડી શકે છે. આ કલમનો અર્થ બરાબર સમજીને અમલ થવા સારૂ હાલમાં નીચે મુજબ ઠરાવ નિયમ ઠર્યા છેઃ—

૧. કાગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ આવે, એટલે રજીસ્ટર તો કરવીજ જોઇએ, રજીસ્ટર કરવાની ના પડાય નહિ. પોલીસ સ્ટેશન અમલદારની આ બાબતમાં જવાબદારી છે, એમ ઠર્યું છે.

૨. બીલકુલ બીન અગત્યના ગુન્હાઓ જે કે ધંધાદારી ગુન્હેગારોના કરેલા ન હોય તેવા, જેની પ્રથમથીજ જડવાની કશી આશાજ ન હોય, અને સાબીત થઇ શકે તેવા પણ ન હોય, યા—

૩. પાયા વગરની, નુકશાન કરવાના ઇરાદાથી કરેલી, ભુલભરેલી માન્યતામાં કરેલી,—અને દેખીતી ખોટી કરેલી,—ફરીઆદો, જેમાં ગુન્હાનો પ્રકાર હલકો હોય, અને તે પ્રસંગ અને તે કારણ સારૂજ માત્ર મોટું સ્વરૂપ આપવામાં આવેલ હોય,

આવી જાતની ફરીઆદોમાં નીચેના પ્રકારોનો સમાસ થઇ શકે છે; એટલે,—

૪. પીનલ કોડ કલમ ૯૫માં સમાસ થાએ તેવા ગુન્હા, એટલે જે કૃત્યની બાબત એટલી તો ક્ષુલક છે, કે સાધારણ અક્કલવાળો માણસ તે વિશે ફરીઆદ કરવી યોગ્ય ધારે નહીં, તેવા ગુન્હાઓ,—

૫. જે ગુન્હાઓનું સ્વરૂપ, ફરીઆદ ઉપરથી, યા જાતે જોવાથી, દીવાની કોર્ટ લાયકના પ્રકારનું હોય, યા જેમાં વેચાણ, ગીરો, કબજા હક, ભાગલાગની હકીકત,–યા તકરારી દીવાની પ્રકારની હકીકત હોય, તેવા ગુન્હાઓ,—

૬. ખાસ સન્ના મળી હોય, તેવા પોલીસ પટેલો જે ગુન્હાઓનો નિકાલ કરી શકતા હોય, તેવા ગુન્હા,–જો હંમેશ ગુન્હો કરનારાઓએ નહીં કર્યો હોય, તો,—

૭. કોઈ બીન અગત્યનો ક્ષુલક ગુન્હો, જેમાં નુકસાન પામેલો શખસ તપાસ કરાવવા ઇચ્છા રાખતો ન હોય, તેવા ગુન્હાઓ—અગર તે ધંધાદારી ગુન્હેગારનું કૃત્ય ન હોય, અને જાહેર હિતની બાબત ન હોય તો—

૮. સાદી ઘર ફોડી યા પ્રવેશ, જેમાં કાંઇ માલ ગયો ન હોય, ને તપાસ કરવા સરખા કાંઇ નસ્તોજ ન હોય, તેવા ગુન્હાઓ—

૯. ખેતીવાડીની ઉપજની, ફળફુલની, ખાધખોરાકીની, હલકી નજીવી ચોરીઓ, જેમાં ગુન્હેગાર યા ચોરેલી મિલકતનો કશો પત્તો મળી શકે તેમ ન હોય,–યા ઓળખવું અશકય હોય, તેવા ગુન્હા,—

૧૦. સાધારણ મારામારીનાં કામો, જેમાં ચોરી વગેરે ગુન્હાઓ પછાડીથી વધારવામાં આવેલા હોય તેવો પુરો શક હોય, તેવા ગુન્હા,—

આ ઉપર બતાવેલા પ્રકારના ગુન્હાની ફરીઆદ આવે, તો પોલીસ સ્ટેશન અમલદારે લખી લઈ, તપાસ કરવા ના પાડવાનો તેને અખત્યાર સમજવો. માત્ર હકીકત ઉપર યોગ્ય વિવેકબુદ્ધિથી વિચાર કરી ના પાડવી.

અખ્ત્યાર ના પાડવાનો તો છેજ, પણ ઉપયોગ ખોટો ન થતાં, વિચાર પૂર્વક કરવો. મુખ્ય હેતુ,–વખતની વિના કારણ બરબાદી ન થાય એ છે.

આ બાબત બહુ કાળજીપૂર્વક ધ્યાનમાં રાખવાની છે.

**જાહેર રીપોર્ટ વિશેનાં સમજુત**—કલમ ૧૫૭ પ્રમાણે મોકલવાનો જાહેર રીપોર્ટ (ફ્રીઆદી ફારમ નંબર ૧૪નું અડધીઉં) માજીસ્ટ્રેટ તરફ મોકલવાનું, તે ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ, યા, વિભાગના આસીસ્ટન્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ, મારફતે મોકલવું જોઈએ. પણ આ પ્રમાણે કરવાનું તે કલમ ૧૫૭ના (અ) અને (બ) પ્રમાણે પ્રકાર હોએ, તોજ; બાકી તો તાત્કાળીક ખબર બીજાં જરૂરી કામોમાં માજીસ્ટ્રેટને મળે, તે ખાતર પરભારા ત્યાંજ મોકલવાનુ ધ્યાનમાં રાખવું. પોલીસ પટેલે શરૂ રીપોર્ટ ગુન્હાનો કર્યો હોએ, તેની ખરી નકલ આવા રીપોર્ટ સાથે ટાંકીને મોકલવાનું છે.

**સ—નૉન-કૉગ્નીઝેબલ" ગુન્હાની ફ્રીઆદ આવે, તો પોલીસે શું કરવું?**

**જ.**—પોલીસ અખત્યાર બહારના ગુન્હાની ફ્રીઆદ આવે. તો પોલીસ સ્ટેશન અમલદારે "નૉનકૉગ્નીઝેબલ" ફ્રીઆદ બુક, જેને કેટલીક જગાએ "વારંટી બુક" કહેવાય છે, તેમાં તેનો સારાંશ લખી લઇને ફ્રીઆદીને માજીસ્ટ્રેટ પાસે જવા સમજુત કરવી. ઇજા થઈ હોએ, તો ફ્રીઆદીને રીપોર્ટ લખી ઇસ્પીટાલમાં દવા થવા મોકલવો. (કલમ ૧૫૫),

પોલીસે આવા કામમાં તપાસ કરવાની નથી. તેઓને તેનો અધીકાર નથી; પણ ૧ લા વર્ગ, યા, ૨ જા વર્ગનો કોઈ માજીસ્ટ્રેટ જેને ઇનસાફ કરવાની, યા કમીટ કરવાની તે કામમાં સત્તા હોએ, તેવા કોઈ માજીસ્ટ્રેટનો હુકમ હોએ, તો જેમ "કૉગનીઝેબલ" ગુન્હાની તપાસ કરતો હોએ, તેમ આમાં પણ કરી શકે; માત્ર વગર વારંટે પકડી ન શકે.

**સ—પોલીસ અખત્યારી એટલે 'કૉગ્નીઝેબલ' ગુન્હાની ફ્રીઆદી યા હકીકત કોઇ માજીસ્ટ્રેટ, તપાસ સારૂ પોલીસ સ્ટેશન અમલદાર પાસે મોકલી શકે?**

**જ.**—હા. કલમ ૧૯૦ પ્રમાણે જે માજીસ્ટ્રેટને અધિકાર છે, તેણે કરેલા હુકમને આધારે આવી પરભારી મળેલી હકીકત ઉપરથી પોલીસે તપાસ કરવી જોઇએ. પોતાના ગુન્હા રજીસ્ટરમાં પોલીસે પોતાના અખત્યારથી એટલે, "સુઓ મોટુ"—લીધેલી ફ્રીઆદ સાથે તેને નોંધવી નહીં.

એમ એમ
પણ તેજ રજીસ્ટરમાં જુદા પાનામાં, —, —, એ રીતે નંબર આપી
૧ ૨
નોંધવી, ને તપાસ કરવી.

**નોટ**—કલમ ૧૫૭ પ્રમાણે જેમાં ફરીઆદ રજીસ્ટર કર્યા બાદ તપાસ ચલાવવાની પોલીસે તેજ કલમની રકમ (બ) પ્રમાણે ના પાડી હોએ, તેમાં તપાસ કરવા માજીસ્ટ્રેટ કલમ ૧૫૯ના આધારે હુકમ આપી શકે છે.

**સ.—પોલીસ તપાસમાં સાક્ષીઓને બોલાવવા કેવો અધિકાર છે ?**

**જ.**—તે કામની હકીકતથી વાકેફ છે એમ જણાતું હોએ, તેવો શખસ પોતાની થાણાની હદમાં યા પાસેના થાણાની હદમાં હોએ, તેને લખીત હુકમ કરી બોલાવી શકે છે. અને આ પ્રમાણે સાક્ષી સારૂ બોલાવેથી તેવા શખસે હાજર થવું જોઇએ. પોતે ગુન્હેગાર ઠરે તેવા સવાલોના જવાબો શિવાએ, બીજા બધા સવાલો પોલીસ સ્ટેશન અમલદાર તેને જે પુછે, તેના જવાબ દેવા બંધાએલો છે. (કલમ ૧૬૦, ૧૬૧).

**સ—પોલીસ આગળ સાક્ષીએ આપેલી જુબાની લખી લેવી કે કેમ ?**

**જ.**—તપાસ કરનાર પોલીસ અમલદારની મરજીમાં આવે. તો લખી લે, પણ તેમ કરવા તે કાંઇ બંધાએલો નથી. (કલમ ૧૬૧).

**સ.—એવો મજકુર લખી લે, તો સાક્ષીની સહી લેવી કે કેમ ?**

**જ.**—ના સાક્ષીની સહી ન લેવી; પણ તે ઉપર પોલીસ અમલદારે પોતાની સહી કરવી. (કલમ ૧૬૨).

**કલમ—૧૬૧-૧૬૨ ઉપર વિશેષ સમજુતી.**—કલમ ૧૬૦ પ્રમાણે માત્ર સાક્ષી તરીકેજ કોઇને બોલાવી શકાએ, તોહોમતદારને બોલાવવાની આ કલમ નથી.

વળી કલમ ૧૬૧ પ્રમાણે જુબાની લખી લેવા પોલીસ બંધાયલા નથી. કોર્ટમાં મળેલા અનુભવથી એમ ઠરે છે કે બધી જુબાની તો લખી નહિંજ લેવી, પણ અગત્યના કેસોમાં, જરૂરની થોડાક શખસોની જુબાની

પણ લખી લેવી, એ સલાહકારક છે, કેટલાક ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન-ટેન્ડન્ટ એમ ફરમાવે છે કે કોઈ પણ જુબાની લખી લેવીજ નહિં. પણ તેમ થવાથી વખતે કોઈ વાર હરકત પડે છે; તેથી જરૂર લાગે ત્યારે થોડાકની પણ લખવી ખરી. પોલીસ આગળ સાચું કહેવા કોઈ શખસ બંધાયલો નથી; એટલે એવી રીતે તેના ઉપર ખાસ બંધન નથી કે, જુઠું કહેતો, તો તેના ઉપર પીનલ કોડ કલમ ૧૯૩ મુજબ કામ ચાલી શકે. પણ તેથી તેને ફાવે તેમ જુઠું કહેવાની છુટ છે એમ ઠરતું નથી. હકીકત છુપાવે, યા ખોટી ખબર આપે તો, હકીકત ઉપરથી પુરાવો તેવો હોય તો તેવા શખસ ઉપર પીનલ કોડ કલમ ૨૦૨ યા ૨૦૩ મુજબ કામ ચાલી શકે એ વાત નિર્વિવાદે સિદ્ધ છે. ક. ૧૮૨ પણ ઉપયોગી પડે.

**સ.–પોલીસ આગળ થએલી જુબાની પુરાવામાં શું ઉપયોગી છે?**

**જ.**—પુરાવામાં તે ગ્રાહ્ય નથી. તેથી તોહોમતદારની તરફેણમાં યા વિરૂદ્ધમાં, તેનો ઉપયોગ થઇ શકતો નથી; પણ જેની લેખી જુબાની પોલીસે લીધી હોય, એવા કોઇ સાક્ષીને ચાલતે કામે કોર્ટમાં તપાસવામાં આવે, ત્યારે તેની ઉલટ તપાસણી વખતે તેના ભરોસા ઉપર દોષ આણવાની ખાતર, તે જુબાનીનો ઉપયોગ થઈ શકે છે, પણ વાજબી કારણ સર, કોર્ટ પરવાનગી આપે તોજ.

મરતી વખતની જુબાની પોલીસે લખી લીધી હોય, તેને આ રૂલનો બાધ લાગુ પડતો નથી. (કલમ ૧૬૨).

**નોટ.**—ઉલટ તપાસણી વખતે તોહોમતદારનો વકીલ આવી કોઇ લખીત જુબાની હોય, તેની માંગણી કરે છે, પણ તે દેખાડવીજ જોઇએ, એમ સાધારણ રૂલ નથી. તે કોર્ટને અરજ કરે, ને કોર્ટ તે જુબાની પોતેજ વાંચી જુએ; ને કાંઇ ઉલટ સુલટ હકીગત હોય, યા ઇન્સાફની ખાતર આપવાનું કાંઈ તેવું યોગ્ય કારણ લાગે તો, તેવો હુકમ કરે; તો જુબાની અસલ નહિં, પણ નકલ આપી શકાય છે. લખીતવાર જુબાની ન હોય તો પછી આપવાનું કાંઇ રહેતું નથી.

**સ.—કોઇ શખસની કબુલત, યા મજકુર નોંધાવવો હોય, ત્યારે શું કાયદો છે?**

જ.—કોઇ પણ શખસ કાંઇ મંજુર જાહેર કરે, કે કાંઈ કબુલત કરે, તે હરકોઇ માજીસ્ટ્રેટ નોંધી શકે છે. તેમજ,—તોહોમતદાર પકડાયા પહેલાં કે પછી, ને કામ ચાલવાનું શરૂ થયા અવલ, કોઇ શખસની સાક્ષી તરીકે પ્રતિજ્ઞા ઉપર કાંઈ હકીકત નોંધાવી લેવાની જરૂર હોય, તે એવા કારણથી કે સગપણ અગર મિત્રતાઇના કારણથી, કે બીજી કાંઈ તજવીજને લીધે તે ફરે નહિ—તો તે આજ કલમ પ્રમાણે થાય છે,

કબુલત હોય, તો તે રાજી ખુશીથી આપવામાં આવી છે એ વિષે ખાત્રી કરવી પડે છે. અને તે મુજબનું "સર્ટિફિકેટ" તે માજીસ્ટ્રેટે, તેવી લીધેલી કબુલત નીચે લખીને પોતાની સહી કરવી પડે છે. (કલમ ૧૬૪).

**વિશેષ સમજુતી.**—ઉંચામાં ઉંચા વર્ગના જે માજીસ્ટ્રેટ મળી શકે, તેની પાસે કબુલત લખી લેવાડવા લઈ જવો જોઇએ, એવો નિયમ છે. ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ પાસે નહિ, પણ બનતાં સુધી સબ–ડીવીઝનલ માજીસ્ટ્રેટ, યા કોઈ ૧લા વર્ગના માજીસ્ટ્રેટ, પાસે કબુલત લેવાડવા તજવીજ કરવી. તેનું વજન સારૂં પડશે; જો કે–કાયદામાં તો કોઈ પણ વર્ગના માજીસ્ટ્રેટ પાસે લઈ જવાની છુટ છે.

દેશી રાજ્યના માજીસ્ટ્રેટ રૂબરૂ કરેલી કબુલત પણ કાયદેસર રીતે નોંધી લીધી હોય, તો બ્રીટીશ રાજ્યની કોર્ટમાં રજુ થઈ શકે છે.

કબુલત નોંધવાની,—તે સવાલ જવાબના આકારમાં નોંધવાની છે. કબુલત નોંધતી વખતે પોલીસના અમલદારો અને માણસોને હાજર રાખવાં નહિં. તેઓને ત્યાંથી દૂર કરવાં. કબુલત સારૂં મોકલેલા શખસ ઉપર કાંઇ જબરજસ્તી યા જુલમ, માર વગેરે, ગુજર્યું નથી, તેની માજીસ્ટ્રેટે ખાત્રી કરવી પડે છે; અને પોલીસે મોકલ્યા પછી તુરતાતુરત જુબાની નહીં નોંધતાં, કાંઈ વખત સુધી તેને બેસાડી, થંડો અને શાંત પડવા દેવા પછીજ તેની જુબાની નોંધવી, કે સ્વઇચ્છાથી અને રાજી ખુશીથી કબુલત કરી છે, એમ સરટિફીકેટ આપી શકાએ. આવી લીધેલી કબુલત પરબારી જે માજીસ્ટ્રેટ પાસે ચોકસી ચાલવાની હોય, ત્યાં મોકલાશે.

**સ.—પોલીસને પોતાની તપાસ દરમ્યાન ઝાડો યા જડતી લેવાની સત્તા છે ?**

**જ.**—પોલીસ થાણા અમલદારને, પોતે કોઈ કોગ્નીઝેબલ ગુન્હાની ચોકશી કરતો હોય, તે દરમ્યાન કોઇ મુદ્દાની ચીજ શોધવાની જરૂર પડે, તો પોતાની હદમાં તે સારૂ પોતે જડતી લઈ શકે છે, પોતે જાતે કાંઈ કાંઈ કારણસર તેમ કરવા અશક્ત હોય, તો તાબાના ગમે તે અમલદારને લખીતવાર હુકમ આપી, તપસીલ બતાવીને, જડતી લેવાનો હુકમ કરી શકે ( કલમ ૧૬૫ ). પોતાની હદની બહાર જડતી લેવાડવી હોય, તો પોતાની હદમાં પોતે, જડતી લઈ શકે તેવાં કામોમાં, બીજી હદમાં પણ ત્યાંના પોલીસ સ્ટેશન અમલદાર તરફ લખાણ કરી જડતી લેવાડી શકે છે. ( કલમ ૧૬૬ ).

**વિશેષ સમજુતી.**—આવી જડતી પંચ સમક્ષ કલમ ૧૦૩ પ્રમાણે બતાવેલા નિયમથી લેવી. પંચ વગેરે હાજર રાખવા. જડતી લેવાની જવાબદારી પોલીસ અમલદાર ઉપર છે, તેથી યોગ્ય કારણ લાગે તોજ લેવી. ફરીઆદીના કહેવાથી લેવીજ જોઇએ, એમ કાંઈ બંધન નથી. પોતાને વ્યાજબી શક ઉપજે, યા વાસ્તવિક કારણ લાગે, તોજ લેવી. ચોકશી દરમ્યાન, પોસ્ટ યા તારખાતાંમાંથી કાંઇ કાગળો જોઇતા હશે તો કલમ ૯૫ કાયદામાં છે, તે મુજબ અમલ કરવો જોઇએ.

**સ.—ચોવીસ કલાક ઉપરાંત પોલીસના કબજામાં કોઇ શખસને રાખવાની બાબતમાં શું નિયમ છે?**

**જ.**—આ બાબતમાં કાયદો નીચે પ્રમાણે છેઃ—

"જ્યારે જ્યારે આ બાબત પ્રમાણે કોઈ પણ તપાસ ૬૧મી કલમથી મુકરર કરેલી ચોવીસ કલાકની મુદતમાં પુરી થઈ શકશે નહીં, એમ જણાય, અને તોહોમત અથવા આપેલી ખબર પાકા આધારવાળી છે એમ માનવાનાં સબબ હોય, ત્યારે ત્યારે પોલીસ-થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે આ કાયદામાં આગળ ફરમાવેલા રોજનામામાં તે મુકદમા સંબંધે કરેલી નોંધની એક નકલ પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને તાબડતોબ મોકલવી, અને તેજ વખતે કોઇ તોહોમતવાળો હોય તો તેને સદરહુ માજીસ્ટ્રેટની આગળ મોકલી દેવો. (કલમ ૧૬૭. ૧.)

* * * * *

ઉપર પ્રમાણે જે માજીસ્ટ્રેટ પાસે તોહોમતદારને મોકલવામાં આવ્યો હોય, તેને એ કેસનો ફેનિસાફ઼ કરવાનો અધિકાર હોય કે ન હોય, તોપણ

વખતોવખત તે માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેટલી મુદત સુધી તેવા શખસને પોલીસના તાબામાં રાખવાનો હુકમ કરી શકે; પણ એવી મુદત બધું મળી પંદર દિવસથી વધારે હોવી ન જોઇએ. આ પ્રમાણે મંજુરી આપનાર માજીસ્ટ્રેટે તેમ હુકમ કરવાનાં કારણો દફતરમાં નોંધવાં; અને આવો હુકમ કોઇ માજીસ્ટ્રેટ જે ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ, અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટ ન હોય તેણે કર્યો હોય, તો તેની નકલ, ઠરાવના કારણ સહ પોતાના તુરતના ઉપરી માજીસ્ટ્રેટ તરફ મોકલવી, એમ કલમ ૧૬૭ની રકમ (૨), (૩), (૪)માં ઠરાવ્યું છે.

**કલમ ૧૬૭ ઉપર વિશેષ સમજુતી**—આ કલમ પોલીસને બહુ ઉપયોગી છે. ચોવીસ કલાક ઉપરાંત, કોઈ કામમાં તોહોમતદારને પોલીસના કબજામાં રાખવાની જરૂર લાગે, ત્યારે પોલીસ સ્ટેશન અમલદારે વધુ વખત તેને પોતાના કબજામાં રાખવાનાં કારણો બતાવીને રીપોર્ટ કરવો; તે સાથે પોતાની તે કામની ડાએરીની નકલ, તથા તોહોમતદારને,—કોઈ માજીસ્ટ્રેટ નજીકમાં હોએ, તેની પાસે મોકલી દેવાં જોઇએ, અને તે ૨૪ કલાકની મુદતની અંદરજ મોકલવાં. ત્યાંથી વ્યાજબી કારણો લાગેથી, તથા તોહોમતદારને પુછી તે કાંઈ હરકત બતાવે છે કે કેમ, તેના સબબો વગેરે ઉપર ધ્યાન આપી, યોગ્ય લાગે તેટલા દિવસ અટકાયતમાં રાખવાની મંજુરી આપે; અને તેમ હુકમ કરવાના કારણો તે નોંધી લેશે.

તેમ મુદત ન આપવી યોગ્ય લાગે તો અખત્યારવાળા માજીસ્ટ્રેટ તરફ તે કેદીને મોકલી દેશે; યા પોતાના તાબામાં રાખી લેશે.

**યોગ્ય કારણ મુદત આપવાનાં કયાં ગણી શકાએ?**—ચોરીનો માલ યા બીજો કાંઈ ગુન્હા સંબંધે માલ તે બતાવતો હોએ, ને તેને લઇ જવાનો હોએ; તેનાં પગલાંની તપાસ સારૂ તેને કોઈ જગાએ લઈ જવાનો હોએ; તેને ઓળખાવવા સારૂ ગામોમાં ગામના યા ઘણા લોકોને દેખાડવા લઇ જવાનો હોએ; અથવા, કોઈ જગાનું વર્ણન તે આપી શકતો ન હોએ, તેવી જગા ગુન્હાહિત્ કૃત્યના સંબંધે તે બતાવવા તૈયાર હોએ, ને ત્યાં લઇ જવો હોએ; આવા કોઇ સબબો હશે, તો તેને વધુ તપાસ સારૂ, પોલીસ અટકાયતમાં વધારે મુદત સારૂ, માજીસ્ટ્રેટ

આપવાનું યોગ્ય ધારશેજ. એટલું યાદ રાખવું કે, ખાસ જરૂરી સબબો હશે, તોજ એવી વધુ અટકાયતની મંજુરી મળે. જેટલી વખતે આવી મંજુરી માંગવામાં આવે, તેટલી બધી વખતે તોહોમતદારને મંજુરી આપનાર માજીસ્ટ્રેટ પાસે હાજર રાખવો પડે.

તોહોમતદારને કબજામાં રાખવાની અરજ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટને ન કરવી. જો કદાચ ઇનસાફ કરનાર માજીસ્ટ્રેટ ત્રીજા વર્ગનો હોય તો કબજામાં રાખવાની અરજ તેનાથી ઉંચા વર્ગના માજીસ્ટ્રેટને કરવી.

માજીસ્ટ્રેટ આગળ કબુલત કરવા મોકલેલો તોહોમતદાર ત્યાં કબુલત ન કરે અથવા ફરી જાય તો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના લેખીત હુકમ વગર અટકાવમાં રાખવાની અરજ કરવી નહીં.

**નોટઃ**—યાદ રાખવું કે કલમ ૫૫ પ્રમાણે પકડયો હોએ, તેને આ કલમ ૧૬૭ લાગુ નથી. તેથી તેવા કામમાં ૨૪ કલાકથી વધુ અટકાયત થઇ શકેજ નહીં.

**સ.—કોઇ કામમાં તાબાના પોલીસ માણસે તપાસ કરી હોએ, તો શું નિયમ છે?**

**જ.**—પોતાના પોલીસ-સ્ટેશન અમલદારને લખીત રીપોર્ટથી હકીકત જાહેર કરવી. (કલમ ૧૬૮).

**સ.—પોલીસ અમલદાર, તોહોમતદારને કયારે જામીન ઉપર છુટો કરી શકે?**

**જ.**—તોહોમતવાળાને કોઇ માજીસ્ટ્રેટ પાસે મોકલવાનું વ્યાજબી થાએ તેટલો પુરતો પુરાવો અથવા એવા વાજબી આધારવાળો શક નથી, એમ આવી તપાસમાં પોલીસ-સ્ટેશન અમલદારને લાગે, તો તેને જે અધીકારવાળા માજીસ્ટ્રેટ પાસે જ્યારે હાજર થવાનું ફરમાવવામાં આવે, ત્યારે ત્યાં હાજર થવા બાબતમાં સદરહુ અમલદાર ફરમાવે તેવું ખત અને જામીન ખત આપે, તો તેને છુટો કરી શકાએ. (કલમ ૧૬૯).

**સ.—જ્યારે તપાસમાં પુરાવો પુરતો માલમ પડે, તો શું કરવું?**

**જ.**—પુરતો પુરાવો અથવા વાજબી આધારવાળો શક છે, એમ આવી તપાસમાં, કોઇ પોલીસ સ્ટેશન અમલદારને જણાય તો,—

અધીકારવાળા માજીસ્ટ્રેટ પાસે કેસ મોકલવો. આ સારૂ એક રીપોર્ટ જેને **"ચાર્જ શીટ"** કેહેવાએ **છે**, તે ભરવું પડે **છે**. (ફૉર્મનો નમુનો નં. ૨૦).

"ચાર્જ શીટ" સાથે તોહોમતદાર કેદમાં હોએ તો તોહોમતદારને હમેશ મોકલવો; જામીન ઉપર છુટો કર્યો હોએ, તો જામીન ખત તે સાથે મોકલી દેવું; તે ઉપરાંત કંઇ મુદ્દાનાં હથીઆર, માલ વગેરે હોએ, તે સીલ બંધ મોકલવાં; ફરીઆદી તથા સાક્ષીદારોના હાજર થવાના મુચરકા લીધેલા હોએ, તે મોકલવા. તેમજ કોઇ વૈધ્યકી સરટીફીકેટ હોએ તો તે, તથા જ્યારે ૨૪ કલાક ઉપરાંત તોહોમતદારને અટકાવમાં રાખ્યો હોએ, તો માજીસ્ટ્રેટ તરફથી મળેલી મંજુરી પણ મોકલવી જોઇએ. વળી, તોહોમત-દારને પ્રથમ શિક્ષા થઈ હોએ, તો તેના દાખલા પણ મોકલવા. પંચના સાક્ષી હોએ, તેના મુચરકા મોકલવાનાં નથી. ફક્ત તેનાં નામ "ચાર્જ શીટ"માં બતાવવાં. (કલમ ૧૭૦ તથા રૂદી).

ભારે ગુન્હાના કામોમાં,—"કેસ ડાએરી"ની નકલ મોકલવી, એમ મુંબઈ હાઇકોર્ટે સરક્યુલર હુકમથી ઠરાવેલું છે.

**સાક્ષીઓના હાજર થવાના મુચરકા.**—ફરીઆદી તથા સાક્ષી-ઓના કોર્ટમાં સાક્ષી આપવા હાજર થવાના મુચરકા લેવા, પણ કોર્ટમાં સાથે પોલીસ ન મોકલવી. મુચરકા આપવાની ના કહે તો, અટકાયતમાં મોકલી શકાય. (કલમ ૧૭૧).

**"ચાર્જ શીટ" વિષે સમજુતી.**—સરકારે નંબર ૨૦નું છાપેલું ફારમ ઠરાવ્યું **છે**, તેને "ચાર્જ શીટ" અથવા કલમ ૧૭૦ પ્રમાણેનો રીપોર્ટ કહે **છે**. તેમાં ફરીઆદી તથા તોહોમતદારનું નામ ઠામ,—કેદમાં કે જામીન કે મુચરકા ઉપર,—ચોરાએલી માલની તપસીલ,—તે મોકલ્યો **છે** કે કેમ,—સાક્ષીઓનાં નામ અને તેઓની શા મુદ્દા ઉપર જુબાની **છે**,—ગુન્હાનો પ્રકાર કલમ, ને ટુંકમાં બ્યાન, —કેદીને કયે દહાડે કયે વખતે પકડ્યો, તે વગેરે લખવું પડે **છે**.

પોલીસ તપાસમાં પુરાવો થએથી આ 'ચાર્જ શીટ' ભરી મોકલવાનું **છે**. કોઇ વાર તોહોમતદારને ૨૪ કલાકની મુદત અંદર, અધુરી તપાસે માત્ર રીપોર્ટ સાથેજ મોકલવાની જરૂર પડે **છે**; તેવે વખતે તેમાં થોડી હકીગત આપવી પડે છે. 'ચાર્જશીટ' પાછળથી મોકલી શકાય.

તેમજ,-કોઇ વાર મળી આવે તેટલો પુરાવો બસ જણાયાથી ચાર્જશીટ સાથે તોહોમતદારને મોકલી, વધુ તપાસ જારી રાખવામાં આવે છે. વધુ સાક્ષી મળી આવેથી "પુરવણી ચાર્જશીટ" મોકલી, યા રીપોર્ટ સાથે હકીગત લખી, વધારાના સાક્ષીના મુચરકા મોકલવા હરકત નથી, એમ મુંબઇ હાઇકોર્ટની ક્રીમીનલ સરક્યુલર બુકથી વહીવટ રાખવા ઠર્યું છે. 'ચાર્જશીટ' મોકલ્યું, તેથી વધુ તપાસ થવાની હશે, તો તે બંધ થાય, એમ કાંઇ ઠરતું નથી.

## જામીન લેવા બાબતમાં કાયદાના નિયમો.

જામીન લેવાની બાબતમાં કાયદાના નિયમો એવાં છે કે,-જે ગુન્હાઓની બાબતમાં જામીન લઇ શકાય એમ કાયદાએ ઠરાવેલું છે, એટલે કે જામીન લેવા લાયકના છે, એમ ક્રીમીનલ પ્રોસીજર કોડના પરિશીષ્ટ બીજાનાં કોષ્ટક પાંચમાં બતાવેલ છે, તેવા ગુન્હાનું તોહોમત કોઇઉપર હોય, ને તેને વગર વારંટે પોલીસે પકડયો હોય, તો તેમાં તેના જામીન લેવાજ જોઇએ; અને યોગ્ય લાગે તો ગુન્હાના સ્વરૂપ ઉપર વિચાર કરી, તેનો જાત મુચરકો લઇ, તેને છુટો કરવો.

જે ગુન્હાઓમાં જામીન લઇ નહિં શકાય એમ સદરહુ કોષ્ટકમાં બતાવેલું છે, તેવા ગુન્હાનું તોહોમત કોઇ ઉપર હોય, ને તેને વગર વારંટે પોલીસે પકડયો હોય. અને તેણે તે ગુન્હો કર્યો છે, એમ માનવાનાં વાજબી સબબ કબી જણાય,-તો,-સામાન્ય નિયમ તો એજ કે તેનો જામીન લેવાય નહિં, તેમજ મુચરકા ઉપર પણ છુટો કરાય નહિં. પણ આ રૂલને અપવાદ એવો છે કે, -તોહોમતવાળાએ સદરહુ ગુન્હો કર્યો હોય એમ માનવાના વાજબી સબબો ન હોય, પરંતુ તેના તકસીર બાબતમાં વધારે ચોકશી કરવાના પુરતા સબબ છે એમ જણાય તો, તેવી ચોકશી થતાં સુધી તોહોમતવાળાને જામીન ઉપર અગર યોગ્ય લાગે તો મુચરકા ઉપર, છોડી શકાએ. (કલમ ૪૯૬-૪૯૭)

પુરતી ચોકશી કર્યા બાદ તેણે ગુન્હો કર્યો જણાય ને તે જામીન

લેવા લાયક ન હોય, તો તેને ફરીથી પકડવા, કલમ ૫૪ ક્રી. પ્રો. કોડ પ્રમાણે કાંઇ હરકત નથી.

---

## પોલીસ ડાયરીઓ બાબતમાં સમજુતી.

**"ડાએરી"** યાને રોજનામું—બે પ્રકારનાં હોય છે. ૧. **કેસ ડાએરી; ૨. સ્ટેશન ડાએરી.**

## કેસ ડાએરી.

---

**સ.—ડાએરી રાખવાની બાબતમાં શું કાયદો છે ?**

**જ.**—આ બાબતમાં કાયદો નીચે પ્રમાણે છે:—

"(૧)—આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજરોજ એક રોજનામામાં લખવું. તે મધ્યે પોતાની પાસે ખબર ક્યારે આવી તે વખત, પોતે તપાસ ક્યારે કરવા માંડી તથા ક્યારે બંધ કરી તે વખત, જે જે જગ્યાએ પોતે જઇ આવ્યો હોય, તેઓનાં નામ, તથા પોતે કરેલી તપાસથી જે જે હકીગત માલમ પડી હોએ તેની વિગત, એટલી વાત લખવી.

(૨) પોતાની આગળ જે મુકદ્દમાની ચોકશી અથવા ઇન્સાફ ચાલતો હોય તે મુકદ્દમા બાબત પોલીસના રોજનામાં હોય, તે રોજનામ મંગાવવાનો, અને તે રોજનામાં તે મુકદ્દમામાં પુરાવા દાખલ નહિં, પણ તે ચોકશીમાં અથવા ઇન્સાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપર વાનો, હરકોઇ ફોજદારી કોર્ટને અખત્યાર **છે.** તોહોમતવાળાને અથવ તેના મુખ્ત્યારોને તે રોજનામાં મંગાવવાનો હક નથી, અથવા કોર્ટે તે જોવા લીધાં એટલાંજ સબબથી તે જોવાનો તોહોમતવાળાને અથવા તેના મુખ્ત્યારોને હક નથી; પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્ય હોય તેણે પોતાની યાદદાસ્ત તાજી કરવા સારૂ તે કામમાં લીધાં હોય અથવા તે પોલીસ અમલદારને ખોટો પાડવા સારૂ કોર્ટે તે કામમાં લીધ હોય, તો સને ૧૮૭૧ ના હિંદુસ્તાનના પુરાવાના આક્ટની ૧૬૧ મ અથવા ૧૪૫મી, જેમ હોય તેમ, કલમના ઠરાવો લાગુ પડશે."

**ડાએરીની બાબતમાં વિશેષ સમજુતી.**—ઉપર પ્રમાણે દરરોજ ગુન્હાની તપાસનું રોજનામું રાખવામાં આવે, તેને "કેસ ડાએરી" કહેવાય. દરેક કામમાં તપાસ કરનાર અમલદારે આવી ડાએરી રાખવાની છે. તેમાં પોલીસ સ્ટેશન અમલદારને ગુન્હાની ખબર કયારે કઇ વખતે પોહોંચી, ખબર આપનારનું નામઠામ, ફરીઆદની ટુંક હકીકત, ગુન્હાનો પ્રકાર, પોતે કયારે તપાસ શરૂ કરી ને પુરી કરી, કઇ કઈ જગોએ ગયા, શું શું તપાસ કરી, તેની ટુંકમા હકીકત, સાક્ષીઓ તપાસ્યા હોય તો તેઓની ટુંકમાં હકીકત, જડતીઓ લીધી હોય તો ટુંકમાં હકીકત, તોહોમતદારો પકડાયા હોય, તો કયારે કઇ વખતે પકડાયા વગેરે, ન પકડાયા હોય, તો તેઓને શોધી કાઢવા, પકડવા શું તજવીજ કરી, તે વગેરેની હકીકત ટુંકમાં પણ સંપૂર્ણ સમજાય તેમ રોજ કેસ ડાએરીમાં દાખલ કરવી. તેની એક નકલ બીજે દિવસે પોતાના ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ તરફ, યા હુકમ તેમ થાએ તો આસીસ્ટન્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ તરફ મોકલવી. દરેક ગુન્હાના કેસની ડાએરી જુદીજ હોય છે, ને તેના ઉપર જુદો નંબર પડે. કેસની તપાસ પુરી થતાં સુધી આવી ડાએરી મોકલવાની હોય છે.

આવી ડાએરીઓ પોલીસના રક્ષણીય કાગળો ગણાય છે. તોહોમતદારને તે જોવાનો કશો હક નથી. પણ ઇનસાફના કામમાં મદદ મળે તે સારૂ કોર્ટ પોતે પોતાને સારૂ મંગાવી વાંચી શકે છે. ફક્ત તેટલા ઉપરથી તોહોમતદારને જોવાનો હક પ્રાપ્ત થતોજ નથી. માત્ર એકજ સંજોગમાં તોહોમતદાર તે જોઈ શકે; અને તે એજ કે—અગર પોલીસ અમલદારને જુબાનીમાં ખોટો પાડવા કોર્ટે તેનો ઉપયોગ કર્યો હોય, યા પોતાની યાદદાસ્ત તાજી કરવા તે પોલીસ અમલદાર ડાએરીનો ઉપયોગ કરે, તો પછી પુરાવાના કાયદાને આધારે, એ ડાએરી તોહોમતદાર જોઈ શકે છે. તેથી આ પ્રમાણે ઉપયોગ ન થવા સામે હુંશીઆરી રાખવી. ડાએરી હાથમાં લઇ વાંચીને જવાબ આપવો નહિ. જરૂર હોય, તો ઘેરથી ટાંચણ (નોટ) કરીને પોલીસ અમલદારે જુબાની વખતે પાસે રાખવી. તેમાંથી જવાબ આપવાથી, તે ટાંચણ માત્ર જોવા દેવી પડે, પણ ડાએરી મળે નહિં.

**સ્ટેશન ડાએરીમાં શું શું લખાય છે.**—પરચુરણ કામકાજ, ફેરણી,–"આઉટ પોસ્ટ" તપાસણી,–રોન વગેરે બાબત,–અકસ્માત યા આત્મઘાતના કામોની તપાસ,–બાબ ૮ માં પ્રમાણે સારી ચાલ બાબતના કામોની તપાસ,–નોન કોગ્નીઝેબલ ગુન્હાઓની ફરીઆદો,–ભટકતી યા ભયંકર ટોળી આવી ગઈ હોય તો તે,–મોટી નુકસાનકારક આગ, રેલ, સાક્ષીમાં યા બીજે ગયા આવ્યાની તથા એવી બીજી પરચુરણ કામગીરીઓ,–એ વગેરે હકીકત સ્ટેશન ડાએરીમાં આવે, તે પણ રોજ રોજ મોકલવી જોઇએ.

વળી,— પોતાના હેડ ક્વાર્ટરમાંથી પોલીસ સ્ટેશન અમલદાર બહાર ગયો હોએ, યા બીજી કામગીરી ઉપર ગેરહાજર હોએ, ત્યારે હેડ ક્વાર્ટરમાં જે પોલીસ સીનીયર અમલદાર હોએ તેણે, બીજી પોસ્ટ સાથે એક રીપોર્ટ સબ ઇન્સસ્પેકટર તરફ રોજ મોકલવો; તેમાં તેની ગેરહાજરીમાં કાંઇ કેસો આવ્યા હોએ તે,–તથા તે બાબતમાં શું શું તપાસ કરી તે હકીગત ,–અને બીજી પરચુરણ હકીગત —લખી મોકલવી; અને તે, તથા સબ પોલીસ ઇન્સ્પેકટરને જે લખવાનું બીજું કાંઇ હોએ તે,– મળીને "સ્ટેશન ડાએરી" ગણાશે.

આવી ડાએરીઓ ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ યા આસીસ્ટન્ટ પાસે પહોંચવા પછી, કેસની તથા બીજી બાબતોમાં યોગ્ય દેખરેખ તેઓ રાખી શકશે, તથા જરૂર હોએ તો ખુલાસો માંગી શકે, તેને સલાહ આપી શકે, ને કાયદેસર કામ થાએ છે કે કેમ, તે ઉપર નિગેહબાની રાખીશકશે.

---

## "ફાઇનલ" એટલે છેવટનો તપાસનો રીપોર્ટ.

**આખર રીપોર્ટ.**—ગુનેહો બન્યો તેની પ્રથમ ખબર પોલીસ સ્ટેશન અમલદારને કલમ ૧૫૪થી અપાય, ને તે લખી લઇ તપાસ શરૂથયા પછી પેહેલા ચૌદ દિવસમાં અગર કાંઈ કારણસર તપાસ પુરી ન થાએ તો, " ફાઇનલ રીપોર્ટ "નું નક્કી કરેલું ફારમ (નંબર ૧૯નું) ભરી, સબ ઇન્સ્પેકટરે ડીસ્ટ્રકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ તરફ મોકલી, જાદે મંજુરી

પંદર દિવસની યા એક મહિનાની માંગવી. તપાસ કેવી રીતે કેટલી થઇ તે જોઇને, તે અમલદાર મંજુરી આપશે. તે હકીગત કેસ ડાએરીમાં દાખલ કરી, આગળ તપાસ જારી રાખવી. ગુન્હો ન જડે, ને તે કામ તપાસ ઉપર રાખવાની જરૂર હોએ તો, દર મહીને મુદત વિત્યા અને રીપોર્ટ કરી નવી મુદત માંગવી. છ માસ પુરા થતાં તે મુદતમાં આખર રીપોર્ટ કરી, ગુન્હો પડત ગુન્હાની ફાઇલ ઉપર રાખવા પરવાનગી માંગવી પડે. આવો હુકમ માજીસ્ટ્રેટ જેને તે કેસમાં હકુમત છે, તે આપે. તેથી તેવો રીપોર્ટ છેવટનો હોએ, તો ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ટેન્ટ મારફતે ત્યાં મોકલવો જોઇએ. તે માજીસ્ટ્રેટ વધુ તપાસ કરવા કહે, તો કરવી. પડત ગુન્હે રાખવા કહે તો તેમ અમલ કરવો.

જે કામમાં ગુન્હો શોધી કાઢી તોહોમતદારને પકડી ઇનિસાફ ઉપર તુરત, યા પછી, માજીસ્ટ્રેટ તરફ "ચાર્જ શીટ" સાથે મોકલવામાં આવે, તે વખતે નં. ૨૦નું ફારમ-"ચાર્જ રીપોર્ટ" ભરીને મોકલવાની બાબત કલમ ૧૭૦માં ઉપર આવી ગઇ છે, તે પણ એક જાતનો આખર રીપોર્ટજ છે.

પણ,--ગુન્હો ન મળે તો-તપાસ અંતે ગુન્હો બન્યો જણાય નહિ તો,-દ્વેષબુદ્ધિથી ખોટી ફરીઆદ જણાય તો,-ભૂલ ભરેલી સમજુતથી ફરીઆદ કરી હોએ તો,-તોહોમતદાર નાશી ગયો હોએ ને પકડાએ નહિ તો, અથવા ગુન્હાનો કાંઇ પત્તોજ ન હોએ પણ ગુન્હો બન્યો છે એ ખરૂં હોએ તો,-એવાં કામોમાં જરૂર પ્રમાણે તપાસ કરી આખર હુકમ માંગવો પડે, યા ગુન્હો ન બન્યો હોએ તેમ જણાય તો, ગુન્હામાંથી કમી કરવા કામ અખત્યારવાળા માજીસ્ટ્રેટ પાસે મોકલવું પડે છે. તે વખતે જે "આખર રીપોર્ટ" ભરવાનો તે નંબર ૧૯ નું ફારમ છે.

**સમરી હુકમ.**--આ ઉપરથી તે માજીસ્ટ્રેટ (ફર્સ્ટ કલાસથી ઓછા દરજ્જાનો ન હોઇ શકે) પોતે નિવેડાનો એક હુકમ જેને "સમરી" હુકમ કહે છે, તે સરકારે ઠરાવેલાં છાપેલાં ફારમમાં લખીને આપે છે. અને આવા રીપોર્ટ કરનાર સબ-પોલીસ ઇન્સ્પેકટર તરફ મોકલે છે. તે હુકમ ત્રણ પ્રકારના હોએ છે. (અ)—એટલે ખરી; (બ)-

એટલે દ્વેષબુદ્ધિથી કરેલી ખોટી; (क)–એટલે ખરી નહીં, ને દ્વેષબુદ્ધિથી કરેલી ખોટી નહીં,––એમ ત્રણુ વર્ગના હુકમો પૈકી ગમે તે યોગ્ય જણાએ તે આપે છે. હવે ફરીઆદ ખરી अ પ્રમાણેની ઠરે તો પડત ગુન્હે રાખી તપાસ પ્રસંગે જારી રાખવી; ફરીઆદ ब પ્રમાણેની ઠરે–એટલે દ્વેષ-બુદ્ધિથી ખોટી,–તો સુપરીન્ટેન્ડેન્ટની મંજુરી લઇ ફરીઆદ કરનાર ઉપર, ઘણે ભાગે, કલમ ૧૮૨, યા ૨૧૧ પ્રમાણે–કોઇ બીજા ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ પાસે પોલીસે ફરીઆદ માંડવી પડે છે. પણ દરેક કામમાં પરીણામમાં સાબીત થશે એવો પુરાવો હોએ, તોજ આમ કરવું. પુરાવો કેટલીક વાર નથી હોતો, તો પછી તેવો રીપોર્ટ કરી સુપરીન્ટેન્ડેન્ટને જાહેર કરી, તે વિશે જ્યાદે કાંઇ કરવાનું નથી.

ગુન્હા રજીસ્ટરે શેરા મારવા, અને ब તથા क વર્ગની બાબતમાં કમી" નો શેરો મારવો પડે છે.

જે ગુન્હાના કામા ઇનસાફ સારૂ માજીસ્ટ્રેટ તરફ મોકલાય છે, મતલબ જેનાં ચાર્જ–શીટ" ભરાયાં હોએ, તેવાં દરેક કામમાં આ પ્રકારો પૈકી ગમે તે એક પ્રકારનો હુકમ મળે છે, તેની વિધિ ઉપર મુજબજ છે.

જે કામમાં આવા "ચાર્જ શીટ" ભર્યાં નથી હોતાં, મતલબ જેમાં ગુન્હો જડયો નથી યા તોહમતદારો હાથ આવ્યા નથી, તેમાં જો ચાલતી ચોકશી દરમ્યાન પોલીસે કોઇને જામીન ઉપર રાખ્યો હોએ, તો તે જામીનખત રદ કરવા, આવા રીપોર્ટમાં અરજ કરેથી, માજીસ્ટ્રેટ સમરી હુકમ આપતાં તેવું જામીનખત રદ કરી શકે છે. આવા આખર રીપોર્ટો કલમ ૧૭૩ને આધારે થવાનો કાયદો છે.

---

# પ્રકરણ ૫ મું.

---

## અકસ્માત, આત્મઘાત તથા ખુનના કામમાં "ઇનકવેસ્ટ."

આ બાબત પોલીસને બહુ ઉપયોગની છે, અને આવા આકસ્મીક મોત, આત્મઘાત, તથા ખુનના કામમાં 'ઇનકવેસ્ટ' ભરી તજવીજ

કરવાની જુદીજ પદ્ધત છે, તે ક્રી. પ્રો. કોડ. કલમ ૧૭૪માં આપેલી છે. તે નીચે મુજબ છે.

"(૧) જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ-થાણું હોએ તે અમલદારને, અથવા તે કારણ સારૂ સ્થાનિક સરકારે નિમેલા બીજા દરેક પોલીસ-અમલદારને એવી ખબર મળે કે,—

(અ) કોઇ શખસે આત્મઘાત કર્યો છે, અથવા

(બ) કોઈ શખસને કોઈ બીજા શખસે અથવા કોઇ જાનવરે મારી નાંખ્યો છે, અથવા કોઈ શખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યો છે; અથવા

( ક ) કોઈ શખશ એવી રીતે મરણ પામ્યો છે કે જે ઉપરથી બીજા શખશે ગુન્હો કર્યાનો વ્યાજબી શક ઉત્પન્ન થાએ છે,

એટલે તુરત તે અમલદારે પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને 'ઇન્કિવેસ્ટ" ભરવાનો અધિકાર આપ્યો હોએ, તે માજીસ્ટ્રેટને તે બાબત ખબર આપવી, અને સ્થાનિક સરકારે કરેલા કાંઈ પણ કાનુનથી અથવા જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટના કોઇ પણ સામાન્ય અથવા વિશેષ હુકમથી બીજી રીતે ફરમાવ્યું નહોએ તો જે જગાએ સદરહુ મરેલા શખસનું મુડદું હોએ તે જગાએ જવું, અને ત્યાં પડોસમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓની સમક્ષ તપાસ કરીને મોતના દેખાઇતાં કારણનો રીપોર્ટ તૈયાર કરવો, અને તેમાં તે મુડદાં ઉપર જે જખમ, ભાંગેલા અવયવ, ચગદાયાની તથા નુકસાનની બીજી નિશાનીઓ માલમ પડે તેનું વર્ણન કરવું, તથા શી રીતે અથવા કેવાં (જો હોય તો) શસ્ત્રવડે અથવા હથીઆરવડે સદરહુ નિશાનીઓ કરેલી જણાય છે તે લખવું.

(૨) તે રીપોર્ટ પર તે પોલીસ—અમલદારે તથા બીજા શખસોએ અથવા તેઓમાંના જેટલાનો વિચાર તેમાં લખ્યા પ્રમાણે હોએ તેટલાઓએ સહી કરવી, અને પછી તુરત તે રીપોર્ટ જીલ્લા માજીસ્ટ્રેટની પાસે અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટની પાસે મોકલી દેવો.

(૩) જ્યારે મોતના કારણ સંબંધી કાંઇ પણ શક હોય, અથવા જ્યારે બીજા કોઈ પણ કારણસર પોલીસ અમલદાર તેમ કરવું યોગ્ય

ધારતો હોય, ત્યારે આ બાબત સ્થાનિક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને, તે પોલીસ અમલદારે તે મુડદું પાસેમાં પાસેના સિવિલ સરજન પાસે તપાસવા સારૂ અથવા આ બાબત સ્થાનિક સરકારે બીજા જે યોગ્ય વૈદકીય શખસને નિમ્યો હોય, તે શખસ પાસે તપાસવા સારૂ મોકલી દેવું. પણ હવા તરફ જોતાં તથા કેટલે દૂર તે મુડદું મોકલવું છે તેનો વિચાર કરતાં એમ જણાય કે, સદરહુ તપાસ નિરુપયોગી થઈ પડે એવી રીતે તે મુડદું રસ્તે જતાં જતાં સડી જવાનો ભય નથી તો તે પ્રમાણે મોકલવું.

(૪) મદ્રાસ ઇલાકામાં તથા મુંબઈ ઇલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે, અને પછી તે મુખીએ પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને 'ઇનકવેસ્ટ' ભરવાનો અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટને તે તપાસના પરીણામનો રીપોર્ટ કરવો.

(૫) હેઠળ લખેલા માજીસ્ટ્રેટોને ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર આપ્યો છે, એટલે, હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ, તથા જે માજીસ્ટ્રેને આ બાબત સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે વિશેષે કરીને અધિકાર આપ્યો હોય, તે માજીસ્ટ્રેટ."

ઉપર પ્રમાણે કાયદો છે. એ કારણ સારૂ સાક્ષીઓ બોલાવવા બાબત તેમજ એવા સાક્ષીઓની સાચું બોલવાની ફરજ બાબત કાયદો અલગ, છે, તે આ છે.—

"(૧) કલમ ૧૭૪ મુજબ કામ ચલાવનારા પોલીસ અમલદારને સદરહુ તપાસ કરવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તા માણુસોને અને તે કામની હકીકતથી બીજું જે માણુસ વાકેફ જણાતું હોય તે માણુસને, હુકમ લખીને બોલાવવાનો અખત્યાર છે. એ પ્રમાણે બોલાવેલો હરેક માણુસ હાજર થવાને અને સવાલોના જવાબ દેતાં કાંઈ ફોજદારી ગુન્હાનું તોહોમત પોતાની ઉપર આવી પડે, અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આવી પડે એવા સવાલો શિવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવાને બંધાએલો છે, એમ સમજવું." (કલમ ૧૭૫ અગ્ર ભાગ,)

**વિશેશ સમજુતી. ( કલમ ૧૭૪-૧૭૫ બાબતમાં ).—**
"ઇન્કવેસ્ટ" એટલે કોઇ અકસ્માત મરણુ યા ખુનની બાબતમાં મુડદાં ઉપર કાયદા પ્રમાણે ચોકશી તથા પુછપાછ, તપાસ—એ મોતના દેખીતાં કારણુ સંબંધી થાય છે, તેવા અધિકારવાળા અમલદારે કરેલી તપાસ.

કલમ ૧૭૪ પ્રમાણે આવી "ઇન્કવેસ્ટ" ભરવાનો અધિકાર મુંબઈ ઇલાકામાં તમામ વર્ગના માજીસ્ટ્રેટને છે. પણુ ઑનરરી માજીસ્ટ્રેટને ખાસ અખત્યાર આપ્યો ન હોય તો નહિ. ગામડામાં વીલેજ પોલીસ આકટ કલમ ૧૧ ને આધારે પોલીસ પટેલને પણુ આવો અખત્યાર છે, (જુઓ—આ ચોપડીનું પાનું ૨૪-૨૫).

આ કલમ પ્રમાણે જે જે વિધિ કરવાની તે નીચે પ્રમાણે છે.—પોલીસ સ્ટેશન ઑફીસરને કોઇ અકસ્માત, અકુદરતી, મોત થયાની—યા,— આત્મઘાત થયાની,—યા ખુન થયાની ખબર મળે, કે તેણે તાબડતોબ અખત્યારવાળા માજીસ્ટ્રેટને આ વિશેમાં લખીત ખબર આપવી. અને પોતે જે જગાએ આવું મોત થયું હોય ત્યાં બનતી ઝડપથી એકદમ જવું. કેટલાક જીલ્લામાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટના સરકયુલર હુકમને આધારે આવી "ઇન્કવેસ્ટ" માજીસ્ટ્રેટોએ ભરવાનું ઠર્યું છે. તેમ હોય તો પોલીસ અમલદારે 'ઇન્કવેસ્ટ' ન ભરતાં માત્ર માજીસ્ટ્રેટને મદદ કરવી. પણુ તેમ ન હોય તો પોલીસ અમલદારે પોતે ભરવી. એ કારણુસર કોઇ અથવા વધારે આબરૂદાર માણુસો જે નજીકના રહીશ હોય, તેને પંચ તરીકે બોલાવવા. કાયદા પ્રમાણે તેઓ આવવાને અને પંચ તરીકે કામ કરવા બંધાએલા છે,—એમ કલમ ૧૭૫ થી ઠર્યું છે. પંચ મળ્યા બાદ મુડદું જોવું, ને તેને હેરવી ફેરવીને તપાસવું. અને તે ઉપર પડેલા ઘા, અને નિશાણી, ઘસારા,—તેની સ્થિતિ, લંબાઈ, પહોળાઇ, ઉંડાઇ વગેરેની યોગ્ય તપાસ કરવી. આગળ પાછળ જમીનની સ્થિતિ, તથા ત્યાં આગળ લોહી, શસ્ત્ર, યા કપડાં, યા બીજી ચીજો પડેલી હશે, યા મુકેલી કોઈ મળી આવે, તેની સંપૂર્ણુ રીતે તપાસ કરવી. અને મોતનું દેખીતું કારણુ શોધી કાઢવા પ્રયાસ કરવો. તેમજ વળી, મરનારને ઓળખાવવો. ગામડાના યા શહેરના લોકોને એકઠા કરી મુડદું કોનું છે. તે નકી કરવું. ઓળખાય નહિં તો ઓળખવા બાબતમાં કેટલીક હકીકત યાદ રાખવાની

છે. દેખાવ ઉપરથી સ્ત્રીની કે મરદની લાસ છે તે તો જણાશેજ. પહેરવાનાં કપડાં, સુન્નત કરેલી હશે તો મુસલમાન વર્ગની મરદની, ડાબા જમણા નાક કાન વિંધેલા હશે તેથી, માથાના વાળની પદ્ધતિથી, કપડાંથી, ગળામાં માળા યા બીજી ચીજોથી, છુંદણાના નિશાણથી, હાથની હથેલીમાં પગમાં યા તળીઆમાં, નિશાણી યા ડાઘ ઉપરથી,—ધર્મ બતાવનાર કોઈ નિશાણીરૂપે ડામ, ડાઘ વગેરેથી.—ચામડીના રંગ, ડાઘ તથા દેખાવ ઉપરથી,—વગેરે તમામ તપાસથી, જાત, ઘણી વાર નક્કી થવામાં મદદ મળશે. તેના શરીર ઉપરનાં કપડાં દાગીના વગેરે ઓળખાણ નક્કી કરવા રાખી મુકવાં. બની શકે તો લાશનો "ફોટો" લેવાડવો,

ઉપર પ્રમાણે ઓળખાણ વિષે તજવીજ કર્યા બાદ, શરીરના ઘા, નિશાન, તથા શરીરના અવયવની કાંઇ એબ, બેઢંગાપણું વગેરે જોઇ લઇને, તે પછી શી રીતે મોત થયું હશે, તે વિષે જાણી શકે તેવા માણસોને બોલાવી પુછી તેની જુબાની લખી લેવી. આ પ્રમાણે બોલવવામાં આવે તે શખ્સ આવવાને, તથા સાચી હકીકત કહેવાને સારૂ બંધાયલો છે; એમ ઠર્યું છે. (કલમ ૧૭૫). એ સર્વ થઈ રહ્યા બાદ મોતના કારણ વિષે વિચાર કરી પંચાતનામું તૈયાર કરવું. તે વાંચી સંભાળવી, તે અભિપ્રાય કબુલ હોય, તેટલા પંચોએ તે ઉપર સહી કરવી. ને પછી પોલીસ અમલદારે સહી કરવી. મોતનું કારણ સંતોષકારક રીતે શોધી કાઢયું હોય, ને જરૂર ન જણાતી હોય, તો વૈદ્યકીય તપાસ માટે મુડદું ન મોકલતાં, લાસને અવલ મજલ પહોંચાડવા રજા આપવી. કબી નધણીઆતું હોય, તો રૂલ મુજબ પોલીસ અમલદારે તેવી લાસની વ્યવસ્થા કરવી.

મોતના કારણ વિષે નક્કી ન થઈ શકતું હોય, યા વહેમ પડતું કાંઇ લાગે. યા વૈદ્યકીય અભીપ્રાયોથી મોતના કારણ ઉપર વિશેષ અજવાળું પડશે એમ લાગે, યા બીજું વાસ્તવિક કારણ હોય, તો લાસને સીવીલ સરજન યા સરકારે નિમેલા યોગ્ય વૈદ્યકીય અમલદાર તરફ મોતના કારણની તપાસ થવા "પોસ્ટ મોરટમ" એટલે શરીર ચીરી તપાસ થવા મોકલવી. તે વખતે રીપોર્ટમાં શા સારૂ "પોસ્ટ મોરટમ" કરાવવાની જરૂર છે તે કારણ, તથા થએલા પંચનામાની નકલ, તથા તે કામની હકીકત,—તથા મળી આવેલી ચીજો, તથા મરણોત્તર ફોર્મ, સરકારે

યોજેલું છે, તેમાં હકીકત ભરીને મોકલવું. મુડદું કોઇ જવાબદાર કૉન્સ્ટેબલ યા હેડ કાન્સ્ટેબલ જે હોંશીઆર હોય ને આગળ કોર્ટમાં સાક્ષીમાં ઠીક પડે તેવો હોય, તેના ચાર્જમાં સોંપીને મોકલવું; ચારપાઇ યા ખાટલા ઉપર, ઝાડનાં પાદડાં,–કોયલાની ભુકી,–ઘાસ વગેરે પાથરીને મુડદું મોકલવું. શરીર ઉપર હોય તે નિશાન જાય નહિં, ને વધારે થાય નહિ, તેમ તજવીજથી મોકલવું, સડી ગએલું મુડદું હોય, ને "પોસ્ટ મોરટમ" થઈ શકે તેમ ન હોય તો મોકલવું નહિં. તેમ હવા, ઉષ્ણતા, રસ્તાનો અંતર, એ વગેરે ઉપર વિચાર કરતાં "પોસ્ટ મોરટમ" થતાં સુધીમાં સડી જશે, ને તેથી થઈ શકશે નહીં, એમ લાગે તો ન મોકલવું. યાદ રાખવું કે શરીરના તમામ ભાગોમાં, ગર્ભાશયનો ભાગ સહુથી મોડો સડે છે, તેથી પેટમાં ગર્ભ હોવાનો વેહેમ હોય ને ગુન્હાની બાબત ને તે સાથે સંબંધ હોય, તો સહેજ સડવા માંડયું હોય, તો એ વૈદ્યકીય રીતે તે ભાગની તપાસ થઈ શકે છે. મુડદું લઇ જનાર કોન્સ્ટેબલને જે સ્થિતિમાં તેને મુડદું સોંપ્યું હોય, તેજ સ્થિતિમાં દાક્તરને સોંપી દઇ, તેમ કર્યાની પોહોંચ લેવી, ને પછી "પોસ્ટ મોરટમ" થઇ હોએ, તેની **"નોટસ"** તથા સર્ટિફીકેટ દાક્તર આપશે, યા મોકલશે. હકીકતમાં ખુન જણાય તો, આ કાન્સ્ટેબલને જુબાની આપવી પડશે, તેમાં આ બધું કેહેવું પડે છે.

આ પ્રમાણે "ઇન્કવેસ્ટ" ચોકસી થઈ રહે પછી, તે કાગળો ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ યા સબ ડિવીઝનલ માજીસ્ટ્રેટ પાસે મોકલવા પડે છે, અને પોતાના ઉપરી ડિસ્ટ્રીક્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ યા આસીસ ન્ટની મારફતે મોકલવા પડે છે.

**ખુનના કામમાં.**—પ્રથમ તપાસ આજ રીતે ઇન્કવેસ્ટથી શરૂ થશે, ને તે આ કલમ ૧૭૪, ૧૭૫ પ્રમાણે થશે, એવા ખુનના કામમાં "ઇન્કવેસ્ટ" દરમ્યાન થએલી જુબાની વખતે સાચું બોલવાની સાક્ષીઓની ફરજ છે, તે પુરી થઇ કે પછી, તપાસ જે ચાલે, તે ક્રીમીનલ પ્રોસીજર કોડના ૧૪ માં બાબની બીજી કલમો પોલીસ ચોકશીને લગતી છે, તે પ્રમાણે ચાલવી જોઇએ. તેથી ઇન્કવેસ્ટનો તબક્કો પુરો થયા પછી સાક્ષી સાચું બોલવા બંધાયો નથી, તે ધ્યાનમાં રાખવું.

મુડદાં ઉપર જે જખમ યા ઘા પડયા હોય, તે મરનારે પોતે કરેલો

છે, કે બીજા કોઇએ, તે ઘણું કરી દાક્તરજ કહી શકે, કેમકે એ વૈદક શાસ્ત્રની બાબત છે. મુડદું ઓળખાએ નહીં, તો "ફોટો" લેવાડવો પડે છે.

**પંચાતનામાંનો નમુનો.**—એવા કામમાં કલમ ૧૭૪ પ્રમાણે જે પંચાતનામું થાએ, તેનો નમુનો નીચે મુજબ છે:—(હકીકત મુજબ ફેરફાર થાએ છે).

## પંચાતનામું.

---

**હમો નીચે લખેલા પંચો.—**

| | નામ. | ઉમ્મર. | જાત. | ધંધો. | રહેવાનું ઠેકાણું. |
|---|---|---|---|---|---|
| ૧. | ... | ... | ... | ... | ... |
| ૨. | ... | ... | ... | ... | ... |
| ૩. | ... | ... | ... | ... | ... |
| ૪. | ... | ... | .. | ... | ... |
| ૫. | ... | ... | ... | ... | ... |

એ રીતે ઉપર લખેલા પંચોએ, તમો (હિયાં જે અમલદારની સાથે રહી ાસ જોઈ તપાસી હોએ, તેનો હુદ્દો) સાથે રહી, એક લાસ, શેહેર (હિંયાં જગાનું નામ, મ્હોલો, વગેરે સ્થળની હકીકત) આગળ જોઇ. (કુવામાંથી તળાવમાંથી વગેરે જો સમક્ષ કાઢવામાં આવી હોએ, તો જેમ હોએ તેમ લખવું) સદરહુ લાસનું માથું (દિશા વગેરે) તરફ છે, અને પગ (દિશા વગેરે) તરફ છે. એ લાસને સારી પેઠે તપાસી, તથા હેરવી ફેરવીને જોઈ, તો તે (મરદ, યા સ્ત્રી વગેરે જેમ હોએ તેમ લખવું. યાદ રાખવું કે સ્ત્રીની લાસ હોએ, તો તપાસમાં પંચમાં સ્ત્રી અવસ્ય જોઇએ) ની લાસ માલમ પડી છે, અને તે લાસ (અમુક સ્ત્રી યા મરદ, નામ વગેરે) ની છે, એમ હમારા સમક્ષ મરનારના સગા••એ ઓળખી છે. એ લાસ તપાસતાં, તે ઉપર (હિયાં નિશાન કાંઇ જબરજસ્તીના, જોર જુલમના, અથવા બીજા નીશાન હોએ કે બીજી તેવી કાંઈ હકીકત હોય, ઘા હોએ, વગેરે, તે લખવું. ઘા હોય તો તપસીલવાર, લંબાઈ, પોહોળાઈ, સ્થળ વગેરે લખવું) નીશાન છે. (ન હોએ, તો "નથી" લખવું) હિયાં બીજી કાંઇ હકીકત, લાસ ઉપર કપડાં, દાગીના, વગેરે હશે તો તે લખવું; (અને કાંઈ વિશેષ હકીકત લખવા સરખી હોએ, તો લખવી) (લાસના નસકોરામાંથી, મોહોમાંથી પાણી, યા લોહી, ફીણોટ, વગેરે નીકળેલું હોય, તો તે લખવું).

હાલ હમારી રૂબરૂ લેવાયલી જુબાનીઓથી, તથા લાસના દેખાવ, તથા આ[illegible]સની સ્થિતિ અને એકંદર હકીકત [illegible]થી હમારો મત એવો થાય છે કે, ([illegible] જે મત થયો હોએ, એટલે મોતના [illegible]ણ સંબંધી દેખીતી રીતે મત [illegible]એ તે લખવો). અથવા શા [illegible]થી મોત થયું છે, તે કહી શ[illegible] નથી, તેથી દાકતરી તપાસ [illegible] એમ હમારો અભિપ્રાય છે. (એ[illegible]એ).

તારીખ માહે સને મુકામ.....

( હિયાં પંચોની સહીઓ )

* * *

* * *

મહારા રૂબરૂ. ( સહી )

સબ પોલીસ ઇન્સ્પેક્ટર તાલુકે........

નોટ.—મુડદું જડે, તે જગાનું પંચાતનામું, નિશાન, ઘસારા, ઘાસમાં યા ધૂળમાં નિશાની વગેરેનું અલગ કરવું.

અકસ્માત મરણોમાં સાધારણ મરણો ખુનથી, ઝેર ખાવાથી, ગળે ફાંસો ખાવાથી, નદી યા તળાવ, યા કુવામાં ડુબી જવાથી થાએ છે.

દાકતરી તપાસથી પુરી હકીકત જાણવાનું બને છે. પણ કેટલાંક સામાન્ય ચિન્હો અને નિશાનીઓ દરેક કામમાં ખાસ હોએ છે, તે જાણવી જોઈએ.

**ઝેર બાબતમાં**—સોમલથી હોએ, તો અગન, ગળામાં અતીશય બળતરા, લાલ ડોળાઓ, ઝાડો, ઉલટી, પેટમાં બેહુમાર અગન અને બેચેની હોએ. વછ નાગમાં ઘણું કરી એજ નીશાન હોએ છે. સ્ટ્રીકન્યામાં—શરીરના સ્નાયુઓનું વખતાવખત અકડાઇ, ખેંચાઇ જવું, તાણુ, આંકડી, દાંત બંધ થવા વગેરે હોએ છે. ક્વચિત ઉલટી હોય. અફીણમાં,—સુસ્તી, ગુંગ અવસ્થા, અવયવોનું થંડા પડવું, નાક તથા મોહોંમાંથી ફીણુ, ઉલટીમા અફીણની ગંધ વગેરે હોએ છે.

ધંતુરામાં,—બીયાનો ભુકો રોટલામાં ખવાડવાથી, ચલમમાં પાવાથી—હાથથી કલ્પિત વસ્તુ હવામાં પકડતો હોએ, કાંતતો હોએ, તેમ લાગે છે.

**પાણીમાં ડુબવાથી મરણમાં**-મ્હોમાં તથા નસકોરામાંથી ફીણ. પેટમાં પાણી, રેતી, ઘાસ, તણખલાં હાથમાં પકડેલાં, યા નખ નીચે દબાવેલાં, હાથ અને પગ કસ્યલી વળી ગએલી ચામડી સાથે, સુરાસ પડતા, જીભ જડબા વચ્ચે દબાએલી યા પછાડિ દબાયલી, ઉદ્રિ સંકોચાયલી,—વગેરે હોય; કમરાની

સ્થિતિ, પહેરવાની ઢબ, નજીકમાં કપડાં પડેલાં યા કાગળ વગેરે વખતે મળેથી કેટલીક સૂચક હકીકત મળે છે.

ગળે ફાંસો ખાધાથી મ[illegible]માં—ઓરડીનું કદ, દીવાલ કેટ[illegible]દૂર, દોરડાંની લંબાઇ, ગાંઠ કેવા પ્ર[illegible]ની,—હાથની સ્થિતિ,—જમીન[illegible]ની ઉંચાઇ, નજીકમાં કાંઇ ખુરસી [illegible] વગેરે,—થુંક શરીર તથા [illegible] ઉપર નીકળી પડેલું તે—સીધું કે મોઢાંના ખુણાઓમાંથી નીકળ્યું [illegible]. ઓરડો અંદરથી સાંકળ વાસેલો, બંધ, કે શી રીતે, તે વગેરે તપાસવું. તેથી કેટલીક અર્થસૂચક હકીત મળી આવે છે.

**સ.—પોલીસ અટકાયતમાં કોઇ શખસ હોય, ને મરી જાય તો શું થાય ?**

જ,—પંચાતનામાંનો અધિકાર હોય તેવા નજીકના માજીસ્ટ્રેટને ખબર આપવી. તેણે પંચાતનામુ કરવું (કલમ ૧૭૬.) મુડદું દાટયું હોય ને તે કહડાવી જોવાની માજીસ્ટ્રેટને જરૂર લાગે તો એજ કલમથી તેને તેવી સત્તા છે. મુંબઈ ઇલાકામાં સરકારે એવું ઠરાવ્યું છે કે, આ વિષે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને રીપોટ કરવો જોઇએ. વળી, સબઇન્સ્પેકટરે, ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટને તુરત ખબર આપવી જોઇએ. ને તેણે ત્યાં જઇ તપાસ કરી પોતાનો રીપોર્ટ બનતી ઝડપથી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ તરફ મોકલવો જોઇએ.

આવું પોલીસની અટકાયતમાં મરણ થાય, ત્યારે હમેશાં મુડદું વૈદકી અમલદાર પાસે તપાસાવવાની જરૂર છે એમ સમજવું, ઇસ્પીતાલમાં કોઇ કેદી મરી જાય, ને આસીસ્ટન્ટ સરજનથી ઉતરતા દરજ્જાનો ન હોય, તેવો અમલદાર સરટિફીકેટ આપે કે સ્વાભાવિક કુદરતી રીતે મોત થયું છે, તો પછી વધારે તપાસની જરૂર રહેતી નથી.

# પ્રકરણ ૫ મું. (अ)

---

## ચોકસી તથા ઇનસાફ કરવાની જગા.

દરેક ગુનાહાંની ચોકશી અથવા ઇનસાફ જે કોર્ટની સ્થાનિક હકુમતમાં તે બન્યો હોય, તે કોર્ટે કાવો એવો સામાન્ય નિયમ છે (કલમ ૧૭૭). જે જીલ્લામાં કાંઈ કૃત્ય કર્યું હોય તેનું પરિણામ બીજા જીલ્લામાં થયું હોય, તો તે સબબથી જે

ગુન્હાનું તોહોમત આવે, તે બાબત ચોકશી બેમાંથી ગમે તે જીલ્લામાં થઇ શકે (કલમ ૧૭૯). મદદગારીનો ગુન્હો થયો હોય, ત્યારે તે બાબતની ચોકશી જે હદમાં મદદગારી થઈ હોય,અથવા જ્યાં મદદગારી જેમાં કરી તે ગુન્હો થયો હોય, ત્યાં બેમાંથી ગમે ત્યાં થઈ શકે. ચોરી એક જીલ્લામાં થાય, ને તેનો માલ રાખવાનો ગુન્હો બીજા જીલ્લામાં થયો હોય, સો ચોરીનો માલ રાખવા બાબતનું કામ બે જીલ્લામાંથી ગમે ત્યાં ચાલી શકે (કલમ ૧૮૦) ઠગ હોવા બાબત, ડાકાઇટીની ટોળીમાં હોવા બાબત,—અથવા પહેરામાંથી નાશી જવા બાબતની તપાસ (ગુન્હાની ચોકશી) જે કોર્ટની સ્થાનીક હદમાં તોહોમતવાળો શખસ હોય, તે કરી શકે (કલમ ૧૮૧. ૧). સાપરાધ ખોટો ઉપયોગ અને સાપરાધ વિશ્વાસઘાતના ગુન્હાનો ઈનસાફ, જે મિલકત સંબંધી ગુન્હો હોય, તે મિલકતનો કોઈ પણ ભાગ જે કોર્ટની હકુમતમાં તોહોમતવાળાએ લીધો હોય, રાખ્યો હોય,—અથવા જે કોર્ટની હદમાં તે ગુન્હો કર્યો હોય, ત્યાં ગમે ત્યાં થાય. તેમજ ચોરીના ગુન્હાની તપાસ, જે કોર્ટની હકુમતમાં ચોરી થઇ હોય, યા ચોરના કબજામાં હોય, યા ચોરેલી મિલકત જાણી રાખનારના કબજામાં હોય,તે કોર્ટની હકુમતમાં થાય. હરણ કરવા અથવા ફોસલાવવાના ગુન્હાની તપાસ,જ્યાં હરણ કર્યું તે કોર્ટની હદમાં યા તો, જ્યાં તેને લઇ ગયા હોય, યા સંતાડી યા અટકાવી રાખેલ હોય, તે હદમાં થઇ શકે (કલમ ૧૮૧. ૨, ૩, ૪). ગુન્હાનું સ્થળ નક્કી ન હોય, અથવા જુદા જુદા જીલ્લામાં ગુન્હો થયો હોય, ચાલુ રહે તેવો ગુન્હો થયો હોય,—અથવા ઘણાંક કૃત્ય મળીને ગુન્હો થયો હોય, તો આ ડીસ્ટ્રીકટો પૈકી ગમે તે હદમાં તે બાબતની ચોકસી થાય. (કલમ ૧૮૨). રેલ્વે, ટેલીગ્રાફ, પોસ્ટ ઓફીસ, અથવા હથીઆર, અથવા યુદ્ધ સામગ્રી સંબંધ ગુન્હાની બાબતમાં તેનો ઈનસાફ ઈલાકાના મુખ્ય શેહેરમાં કરવો જોઈએ, પછી તે ગુન્હો ત્યાં થયો હોય કે નહીં; પણ સઘળા શાહેદો ત્યાં માલમ પડવા જોઇએ. (કલમ ૧૮૪).

વધારે માહીતી સારૂ ક્રી. પ્રો. કલમો ૧૭૭ થી ૧૮૯ સુધી, તે બુક જોવી.

**સ.—કેટલાક ગુન્હાના કામો ચલાવવાની બાબતમાં અમુક અમલદારની ફરીઆદ, યા સાંકશાન વગર, તપાસ ચાલી શકતી નથી, તે કેવા ગુન્હાઓ?**

**જ.**—આ બાબત ક્રી. પ્રો. કો, કલમ ૧૯૫, ૧૯૬, ૧૯૭, ૧૯૮ ૧૯૯ માં વિગતવાર આપી છે, તે સારૂ આકટ જોવો.

પોલીસખાતાને સંબંધે પીનલકોડ કલમ ૧૮૨ મુજબ ખોટી ખબર આપ્યાનું કામ, કલમ ૨૧૧ (પીનલકોડ) મુજબ ખોટી ફરીઆદ કર્યાનું

કામ, પીનલકોડ કલમ ૧૯૩ મુજબ પ્રતિજ્ઞા ઉપર જુઠી સાક્ષી આપ્યાનુ કામ,—લાગતા વળગતા અમલદાર યા જે કોર્ટ આગળ કામ ચાલ્યું હોય તેની ફરીઆદ, યા તેના સાંકશન વગર ચાલી શકતું નથી. તેમજ કરાર તોડવા બાબત, આબરૂ લેવા બાબત, લગ્ન વિરૂદ્ધ ગુન્હા બાબતનાં કામો, તે ગુન્હાથી જે શખ્સને નુકસાન પોહોંચ્યું હોય તેની ફરીઆદ વગર કોર્ટ સાંભળશે નહીં. છીનાળાં યા પરણેલી સ્ત્રીને ફોસલાવી લઇ જવાના ગુન્હાની ફરીઆદ, તે સ્ત્રીના ધણીની ફરીઆદ વગર, અથવા તે ધણી તરફથી જે શખ્સની સંભાળમાં સદરહુ સ્ત્રી તે ગુન્હા વખતે હોય, તેની ફરીઆદ વગર કોઈ કોર્ટ સાંભળી શકે નહીં.

---

## માજીસ્ટ્રેટોને ફરીઆદ કરવા બાબત

કોઇ માજીસ્ટ્રેટને હકુમત કયારે પ્રાપ્ત થાએ છે ને ફરીઆદ લેતી વખતે જુબાની વગેરે લેવાની બાબત કલમ ૧૯૦ થી ૨૦૫ સુધી છે. તેમાં પોલીસને જાણવા જેવું ખાસ ન હોવાથી અત્રે આપવામાં આવ્યું નથી. કોઇની ફરીઆદ ઉપરથી,-પોલીસ રિપોર્ટ ઉપરથી-બીજા કોઇથી જાણવાથી અગર પોતેજ જાણ્યાથી યા શક ઉપરથી,-એમ ત્રણ રીતે કોઇ ગુન્હો સાંભળી શકે છે. પહેલા તથા બીજા પ્રકારનો અધિકાર બધા માજીસ્ટ્રેટને ધણું કરી હોએ છે; ત્રીજા પ્રકારનો અધિકાર ધણું કરી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનેજ અપાય છે.

કેટલાક પ્રસંગે ફરીઆદના ખરાપણા વિષે શક જાએ, તો તેવો કારણુસહ ઠરાવ લખી, પોલીસ-અમલદારને લખી તેની પ્રથમ ચોકશી કરાવાય છે, પોલીસ અખત્યારી, કે બીન અખત્યારી, ગમે તે ગુન્હાની તપાસ આ રીતે કલમ ૨૦૨ પ્રમાણે કરાવવા માજીસ્ટ્રેટ મુખત્યાર છે. આવો અખત્યાર, ૧ લા તથા ૨ જા વર્ગના માજીસ્ટ્રેટનેજ આપવામાં આવે છે, એ પ્રમાણે હુકમ આવેથી પોલીસે તપાસ કરવીજ જોઇએ. પણ આવો અધિકાર વાપરી પોલીસ પાસે તપાસ કરાવવા જેમ બને તેમ ઓછું મોકલવું, એમ ઠર્યું છે.

---

## જુદી જુદી જાતના મુકરદમા ચલાવવાની રીત.

માજીસ્ટ્રેટ કોર્ટમાં મુકરદમો ચલાવવાની જુદી જુદી પદ્ધતિઓ કાયદાથી નિર્માણ થએલી છે. સમન્સ કેસોમાં જુદી; વારંટ કેસોમાં જુદી; સમરી કેસોમાં જુદી; સેશન કોર્ટમાં કમીટ થતાં અવલ માજીસ્ટ્રેટ કોર્ટમાં ચોકશી થાએ તેની રીત જુદી; અને સેશન કોર્ટમાં ઇન્સાફની રીત જુદી. આમ જુદા જુદા પ્રકારે કેસો ચલાવવા કર્યું છે.

**સમન્સ કેસો.**—એટલે એવા કેસો કે જે ગુન્હા સારૂ છ મહિનાથી જાદે શિક્ષા થઈ શકતી નથી, તેમાં પદ્ધતિ નીચે મુજબ છે:—તોહોમતદાર કોર્ટ રૂબરૂ આવેથી તેને તોહોમતનો સારાંશ સમજાવી પુછવામાં આવે કે—તેને શિક્ષા કેમ ન કરવી તેનું કારણ બતાવવું.—રીતસર તોહોમતનામું કરવાનું નહિં (ક. ૨૪૨). કબુલ કરે તો તેના શબ્દ લખી લઇ સજા થાએ (ક. ૨૪૩). નહિં કબુલ કરે તો ફરીઆદીનો પુરાવો લે, પછી તોહોમતદારનો જવાબ લઇ બચાવનો પુરાવો લે. જરૂર પડે સમન્સ કાઢે (ક. ૨૪૪). પછી છોડી મુકે યા સાબીતીનો ઠરાવ કરી શિક્ષા કરે (કલમ ૨૪૫). ફરીઆદી ગેરહાજર હોએ તો કામ કાઢી નાંખે (ક. ૨૪૭). ફરીઆદી ફરીઆદ ખેંચી લે (ક. ૨૪૮).

**વારંટ કેસો.**—એટલે જેમાં છ મહિનાથી જાદે સજા થાએ તેવા કેસોમાં પદ્ધતિ:- તોહોમતદાર કોર્ટમાં હાજર થયા બાદ ફરીઆદી તથા તેના સાક્ષીઓનો પુરાવો લે, જરૂર પ્રમાણે સમન્સથી બોલાવે; (ક. ૨૫૨). તોહોમતદારને ડીસચાર્જ કરે (છોડી દે); (કલમ ૨૫૩). તોહોમતનામું,- યા તો તેનો જવાબ લઈ સંભળાવે, અથવા પ્રથમ દર્શનિક પુરાવો હોએ ત્યારે થોડો પુરાવો નોંધ્યા પછી પણ ફરમાવે (ક. ૨૫૪). તેને તોહોમત વાંચી સંભળાવી કબુલે, તો શિક્ષા કરે (ક. ૨૫૫). ના કબુલ કરે, ને ઇનસાફ માંગે, તો ફરીઆદીના સાક્ષીને માંગે તો, તેની ઉલટ તપાસણી તોહોમતદાર કરી શકે; જો કાંઈ લખીતવાર બચાવ આપે તો લેવો. (ક. ૨૫૬). તોહોમતદારે બતાવેલા સાક્ષી બોલાવવા, યા ન જરૂર હોએ, તેની ના પાડવી (ક. ૨૫૭). ગુન્હાની ના સાબીતી થાએ તો છોડી દે, યા સાબીત થાએ તો શિક્ષા કરે (ક. ૨૫૮).

**નોટ—"ડીસચાર્જ" અને "એકવીટ"** આ બે શબ્દો તોહોમતદારને છોડી દેતાં વપરાએ છે, તેનો અર્થ જાણવો જોઇએ. 'ડીસચાર્જ'–માં છોડી દે, તોપણ વિશેષ પુરાવો મળે તો ફરી કામ ચાલી શકે; "એકવીટ" હોએ તો નિર્દોષ ઠર્યો, ને ફરીથી તેજ બાબત તેના ઉપર કામ ચાલી શકે નહિ.

**સેશન્સ કેસની પદ્ધતિ.**—માજીસ્ટ્રેટ કોર્ટમાં પ્રથમ ચોકશી વિષે ક્રી. પ્રો. કો. કલમો ૨૦૬ થી ૨૨૦ જોવી; સેશન કોર્ટમાં કામ ચાલવાની રીત કલમ ૨૬૮ થી ૩૦૯ જોવી. **સમરી ટ્રાયલ.**—એટલે સંક્ષેપ ચોકશી સારૂ કલમ ૨૬૦ થી ૨૬૫ જોવી.

## નજીવી તથા તસ્દી આપે તેવી ફરીઆદો.

કેટલાક ગુન્હાઓની ફરીઆદ માજીસ્ટ્રેટ પાસે થાએ છે. તેમાંથી પ્રોસેસ નીકળ્યા પછી યા કામ ચાલ્યા પછી તોહોમતદારને છોડી મુકવામાં આવે, તે વખતે જો માજીસ્ટ્રેટની આવી ખાતરી થાએ કે તોહોમત આણેલું, તે નજીવું અને માત્ર તસ્દી આપવા ખાતર હતું, તો ફરીઆદીને દંડ કેમ ન કરવો, તે વિશે તેને કારણ બતાવવા કહી, તેની હકીગત સાંભળીને, તેને, પચાસ રૂપીઆ સુધી દંડ કરવા માજીસ્ટ્રેટને સત્તા છે. આવો દંડ 'સમન્સ' યા 'વારંટ' કેસ હોએ, તોપણ ઉપર પ્રમાણે કરી શકે છે. (કલમ ૨૫૦). અને તોહોમતદારને તેમાંથી નુકસાની યા બદલો અપાવવા હુકમ કરી શકે છે.

---

## મેલાપી તોહોમતદારને માફી આપી સાક્ષી લેવા બાબત.

---

આ કલમ ૩૩૭મી છે, ને તેનો પોલીસને ઘણો ઉપયોગ કરવાનો પ્રસંગ આવે છે, તે કલમ નીચે મુજબ છે:—

(૧) જે ગુન્હાનો ઇન્સાફ સેશન કોર્ટથીજ અથવા હાઇ કોર્ટથીજ થઈ શકે તેવા કોઇ પણ ગુન્હાની બાબતમાં જીલ્લા માજીસ્ટ્રેટ, પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ, ગુન્હાની ચોકશી કરનારો ૧લા વર્ગનો કોઈ પણ માજીસ્ટ્રેટ, અથવા જીલ્લા માજીસ્ટ્રેટની મંજુરીયત લઇને બીજો કોઇ પણ માજીસ્ટ્રેટ, જે ગુન્હાની ચોકશી ચાલતી હોય તે ગુન્હામાં ફલાણો શખસ પ્રત્યક્ષ

અથવા પરોક્ષ રીતે સામેલ છે અથવા તે બાબત જાણીતો છે, એમ ધારવામાં આવતું હોએ, તે શખસની સાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સંબંધી તથા બીજો જે શખસ તે ગુન્હો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય, તે દરેક શખસ સંબંધી જે જે કેફિયત તેના જાણ્યામાં હોય તે સઘળી કેફિયત પુરેપુરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખત્યાર છે.

(૨) આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોએ તે કબુલ કરનાર દરેક શખસની તે મુકદમામાં શાહેદ દાખલ જુબાની લેવી.

(૩) સદરહુ શખસને જો જામીન ઉપર છોડયો ન હોએ તો, પ્રસંગ પ્રમાણે સેશન કોર્ટ અથવા હાઈ કોર્ટ તે ઇન્સાફનું કામ પુરૂં કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

(૪) પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજો જે માજીસ્ટ્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનું કહે તે માજીસ્ટ્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં; અને જ્યારે કોઈ પણ માજીસ્ટ્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહ્યું હોએ અને જે શખસને તે આપવાનું કહ્યું હોય, તે શખસની જુબાની લીધી હોય, ત્યારે તે મુકરદમાનો ઇન્સાફ તેણે જાતે કરવો નહીં, પછી જે ગુન્હો સદરહુ શખસે કર્યાનું જણાતું હોએ તે ગુન્હાનો ઈન્સાફ કરવાનો અધિકાર તે માજીસ્ટ્રેટને હોય તોપણ.

**નોટ.**—માફી આપનાર માજીસ્ટ્રેટ "કમીટ" તો કરી શકે.

**વિશેષ સમજુતી**—આવા માફી આપેલા મેલાપી તોહોમતદારને "**કીંગ્સ એવીડન્સ**" અથવા "**એપ્રુવર**"—કહેવાએ છે. આવા કામોમાં એક કરતાં વધારે તોહોમતદારો ગુન્હો કરનાર તરીકે હોએ છે. મુખ્ય બાબત તો એ છે કે તે ગુન્હો એવો હોવો જોઇએ કે જેનો ઇન્સાફ ફક્ત સેશન્સ કોર્ટજ કરી શકે. એવા ગુન્હામાં જો નજરે જોનાર સાક્ષીનો, યા બીજો સીધો, પુરાવો હોએ, તો કોઇને માફી અપાએ નહીં. પણ જ્યારે મજબુત પુરાવો ન હોએ, ને તેથી ગુન્હો કરનાર શિક્ષામાંથી બચી જાએ તેમ હશે, તો પછી આ કલમને આધારે કોઈ સહતોહોમતદાર યા મેલાપીને માફી અપાવવા તજવીજ કરવી પડે છે. બને ત્યાં સુધી મુખ્ય ગુન્હેગારને

મારી નહીંજ આપવી જોઇએ; જેનો ગુન્હામાં થોડો ભાગ હોએ પણ જે તમામ હકીગતનો જાણનાર હોએ, તેને મારી આપવી જોઇએ; વળી બનતાં સુધી એકજ મેલાપીને માફી મળે, પણ તેનાથી બધી હકીકત મળી ન શકે, તો એકાદ બીજાને પણ માફી આપી શકાશે. કેસનો ગંભીર પ્રકાર અને તોહોમતદારોની સંખ્યા તથા તેઓનાં કૃત્યો ઉપર સર્વે આધાર રહે છે.

મારી આપે તે ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ, પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ યા એ કામની ચોકશી કરી શકે તેવો ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ હોવો જોઈએ; પણ ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની મંજુરીથી કોઈ પણ માજીસ્ટ્રેટ આપી શકે. પોલીસ અમલદાર મારી આપી શકે નહીં. તોહોમતદાર મારી માગે નહીં. પણ માજીસ્ટ્રેટ આપે અને તોહોમતદાર તે કબુલ રાખે; અને તે કામની તમામ હકીગત પુરેપુરી અને સાચી કહેવાની શરતેજ મારી અપાએ. આવી મારી લખીતવાર ઠરાવ કરીને નોંધવી જોઈએ. તે પછી તેઓ સહતોહોમતદાર પ્રથમથીજ જામીન ઉપર ન હોએ, ને જો કેદમાં હોએ, તો સેશન કોર્ટમાંથી કામનો આખર નિકાલ થતાં સુધી તેને કેદમાંજ રેહેવું પડે. કાયદો આવો છે, એમ માજીસ્ટ્રેટ મારી આપતી વખતે તેને સમજાવી દઇને છેવટ તેને છોડી દેવામાં આવશે એમ કેહે, તો તે ગભરાશે નહીં, ને બીજા તોહોમતદારોને તે બિહવડાવી ઉંધું ચતું સમજાવી ફેરવી નહીં શકે. માટે આવી વખતે એવા પુર્વોપાય કરી રાખવા પોલીસ અમલદારોએ હુંશીઆરી રાખવી જોઇએ. શરમ ન રાખતાં ગુન્હા સંબંધી તમામ હકીગત ખરેખરી અને પુરેપુરી તે જાહેર કરે, તેમ યોગ્ય સમજુત તેને થવી જોઇએ.

આવી સાક્ષી તે કામમાં પુરાવા તરીકે વાપરી શકાશે. પણ પુરાવાના આક્ટની કલમ ૧૩૩ તથા ૧૧૪ ઉપર આધાર રાખી તેની ખરાપણાની પુષ્ટીમાં બીજો સ્વતંત્ર પુરાવો જોઇએ. ગુન્હાના સ્વરૂપ ઉપર, અને તોહોમતદારની તેમાં સામેલગીરી એટલે હસ્તી,—એ બે બાબતોમાં પુષ્ટીકારક પુરાવો જોઇશે.

**નોટ.**—આવી રીતે મારી આપેલો સાક્ષી મારીની શરત તોડે, યા જુઠું બોલે યા પાછળથી ફરી જાએ નો મારી રદ જશે. ને તે વખતે નહીં, પણ પાછળથી તેના ઉપર એજ ગુન્હા બદલ કામ ચાલી શકશે; અને તેની આપેલી જુબાની તેની વિરૂદ્ધ વાપરી શકાશે. પણ કસમ

ઉપર ખોટી જુબાની આપ્યાનું કામ તેની ઉપર ચલાવવાનું હોએ તો હાઇ કોર્ટની પરવાનગી જોઇએ. (કલમ, ૩૩૭ થી ૩૩૯).

---

## કોઇ તોહોમતદારની જુબાની કોર્ટમાં લેવા વિશે.

આ વિશેમાં કલમ ૩૪૨ છે. તોહોમતદારની જુબાની સવાલ જવાબના આકારમાં કોર્ટે લેવી જોઇએ. એ જુબાની લેવાની કોર્ટની ફરજ છે. અને તેનું ધોરણ એ છે કે,—તેની વિરૂદ્ધ જે પુરાવો કોર્ટમાં નોંધાયો હોએ, તેનો ખુલાસો કરવાની તેને હંમેશા તક આપવીજ જોઇએ, એવો ઇનસાફનો નિયમ છે. જવાબ આપવાની ના કહે, યા જુઠું બોલે તો તેને કાયદાનું બંધન નથી, કેમકે તોહોમતદારને કસમ અપાઇ શકતા નથી; પણ એમ ના કેહેવા ઉપરથી, યા જુઠા જવાબ ઉપરથી, કોર્ટ પોતાને યોગ્ય લાગે, તે અનુમાન તેની વિરૂધ્ધમાં ઉઠાવી શકશે. તોહોમતદારને પુછે,તો કોર્ટજ પુછે ફરીઆદી તેને પુછી ન શકે (કલમ ૩૪૨,૩૬૪)

## કયા ગુન્હાઓમાં માંડવાળ થઈ શકે.

કેટલાક ગુન્હાઓની કોર્ટમાં માંડવાળ થઈ શકે છે, તે તમામ ગુન્હાઓનું લીસ્ટ કાયદાની કલમ ૩૪૫માં આપેલું છે, તે જોવું. પણ પોલીસને ખાસ જાણવાજોગ, માંડવાળ થઈ શકે તેવા ગુન્હાઓ નીચે મુજબના છે:—

| | |
|---|---|
| ધર્મ સંબંધી કોઇનું દિલ દુખાવવાના ઇરાદાથી શબ્દો બોલવા ... | કલમ.—૨૯૮. |
| વ્યથા કરવી ... ... ... | કલમ —૩૨૩, ૩૩૪ |
| કોઈ શખસને ગેરવાજબી અટકાવ કરવો, યા કેદ કરવી... ... | કલમ.—૩૪૧,૩૪૨. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું | કલમ.—૩૫૨, ૩૫૫, ૩૫૮. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી ... ... ... | કલમ.—૩૭૪. |
| બિગાડ, કોઈ ખાનગી શખસને હાની હોય ત્યારે ... ... ... | કલમ.—૪૨૬, ૪૨૭. |
| સાપરાધ પ્રવેશ તથા ઘરપ્રવેશ ... | કલમ.—૪૪૭, ૪૪૮. |
| છિનાળું-પરણેલી સ્ત્રીને ફોસલાવી લઇ જવી વગેરે ... ... | કલમ —૪૯૭, ૪૯૮. |
| આબરૂ લેવી તથા તે સારૂ છાપવું વગેરે | કલમ.—૫૦૦, ૫૦૧, ૫૦૨. |
| સભાખાનીના ભંગ સારૂ તિરસ્કાર, | |

અપરાધ ધમકી ... ... કલમ.—૫૦૪, ૫૦૬.
મહાવ્યથા(કોર્ટની પરવાનગી લઈને) વ્યથા.—૩૨૪, ૩૩૫, ૩૩૭,૩૩૮.
આ પ્રમાણે બીજા થોડાક ગુન્હાઓ છે. તે સારૂ આકટ જોવો. અત્રે જરૂરીજ આપેલા છે—માંડી વાળવાથી તોહોમતદાર નિર્દોષ થયો—"એકવીટ" થયો, ગણાય છે.

---

## કામ ચલાવવાનું મુલતવી રાખવાનો કોર્ટનો અધિકાર.

આ બાબતમાં કલમ ૩૪૪ છે, કોઈ શાહેદીની ગેરહાજરીને લીધે, અથવા બીજાં કોઈ યોગ્ય કારણને લીધે, કોઇ પણ ચોકશી અથવા ઈનસાફનું કામ શરૂમાંજ યા વચમાં મુલતવી રાખવાનું જરૂર યા યોગ્ય લાગે તો કારણ બતાવી 'લખીત' હુકમ કરી યોગ્ય મુદત સુધી મુલતવી રાખી શકે; અને તોહોમતવાળો પહેરામાં હોય તો વારંટ કાઢી તેને અટકાયતમાં પાછો મોકલી શકે. તોહોમતવાળાએ કાંઈ ગુન્હો કર્યો છે એવો વહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય, ને તેને પાછો અટકાયતમાં મોકલવાથી વધારે પુરાવો મળે તેમ છે એમ દેખાય, તો તે વાજબી સબબ ગણાશે. આ પ્રમાણે એકી વખતે પંદર દિવસ કરતાં વધારે મુદત સુધી તેને પહેરામાં પાછો મોકલવો નહિ. એ પ્રમાણે પંદર દિવસ ગમે તેટલી વખત આપી શકાય.

---

## "જજમેંટ" યાને ફેસલા વિશે.

**ફોજદારી કોર્ટના ફેસલામાં શું નિયમ.**—મુદ્દાનાં 'પોઈન્ટો'—તે વિષે કોર્ટનો નિર્ણય,—તેનાં કારણો,—કાયદાની કલમ, તથા શિક્ષાનો ઠરાવ હોય તો તે,—છોડી મુકવાનો ઠરાવ હોય તો તેમ—એટલું ફેસલામાં લખવું જોઇએ. સદર ફેસલો ખુલ્લી કોર્ટમાં કહી યા વાંચી સંભળાવી, કોર્ટના અધ્યક્ષે તેના ઉપર તારીખ વગેરે લખી પોતાની સહી કરવી, તોહોમતદારની સમક્ષ ફેસલો આપવો પડે. માત્ર દંડની શિક્ષા હોય, અને જે તોહોમતદારની હાજરી ચાલતે કામે કોર્ટે માફ કરી હોય, તો તેનો વકીલ હાજર હોય, તો પણ ચાલે.

ફાંસીની શિક્ષા સેશન્સ કોર્ટ ફરમાવે ત્યારે તે હાઈ કોર્ટની મંજુરીની

શરતે થઇ શકે. કામ મંજુરી સારૂ હાઈ કોર્ટમાં જાય, ને કેદીને સૂચના મળે છે કે તેને અપીલ કરવી હોય, તો સાત દિવસની મુદતમાં કરવી.

**ફટકાની શિક્ષા,**—ઓરતોને થઇ ન શકે; જે મરદોને મોત, સમુદ્રપાર, શાસ્રનિક દાસત્વની, અથવા પાંચ વરસ કરતાં વધારે મુદતની કેદનો હુકમ થયો હોય, તેને ફટકાની શિક્ષા થઈ ન શકે; તેમજ પીસતાલીસ વરસ કરતાં વધુ ઉમ્મરના મરદને પણ એ સજા ન થઇ શકે. (કલમ ૩૯૦ થી ૩૯૬ ).

---

## અપીલોના હક બાબત પોલીસે જાણવાજોગ બાબતો.

સેકન્ડ કલાસ તથા થર્ડ કલાસ માજીસ્ટ્રેટના ઠરાવ ઉપર અપીલ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને થાય; ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટના ઠરાવ ઉપર અપીલ સેશન્સ કોર્ટમાં થાય. ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ ફકત ૫૦ રૂપીયા દંડ કરે, યા ફકત વધતામાં વધતી એક મહિનાની કેદની સજા કરે, તો અપીલ થઇ શકે નહિ. "સમરીટ્રાયલ" ની રીતે, જો ત્રણ મહીના કેદની ફકત સજા કરી હોય, યા ૨૦૦ રૂપીઆ દંડની ફકત સજા કરી હોય તો અપીલ થઇ શકે નહિ—સેશન્સ જડજના ઠરાવ ઉપર અપીલ હાઈ કોર્ટમાં થાય. વિશેષ હકીગત સારૂ આકટની કલમો ૪૦૪ થી ૪૩૧ સુધી જોવી.

**'એકવીટલ'** એટલે ચાર્જ ફરમાવી નિર્દોષ ઠરાવવામાં આવે તે ઉપર ફકત સરકારજ અપીલ કરી શકે (કલમ ૪૧૭). પોલીસને એમ લાગે કે નિર્દોષ ઠર્યો હોએ તેવા કોઇ તોહોમતદાર વિરૂદ્ધ અપીલ કરવી છે, તો પોતાના ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટને પ્રથમ લખવું. તેઉ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને લખે. તે સરકારના "લીગલ રીમેમ્બ્રન્સર" ને લખે. વાજબી લાગે ને અપીલ કરવાની જરૂર લાગે તો તે હાઇકોર્ટમાં સરકારી વકીલને લખી અપીલ કરાવી શકે. સરકારે એવું ઠરાવ્યું છે કે દરેક નિરદોષ ઠર્યાના ઠરાવ ઉપર અપીલ કરવાની નથી. ગેરવાજબી ઠરાવ હોએ, તો તે ઉપર હમેશ અપીલ કરવી એમ નથી. પણ કાંઈ કાયદા સંબંધી ગેરસમજુત, યા હકીગત સંબંધી ગેરસમજુત, યા ગેરવાજબીપણું, એવા પ્રકારનું થયું છે કે જેમાં પ્રજાહિતનો, સરકારી રાજ્યનીતિનો,

સરકારી મોહોટી આવક ને નુકસાન વગેરેની બાબતને લીધે ખાસ અપીલ કરવાની તેવા કોઇ કારણસર ખાસ જરૂર છે એમ હોએ, તોજ અપીલ "એકવીટલ" ઉપર કરવાની છે.

વળી કોઇ કોર્ટના ઠરાવ ઉપર "રીવીઝન" કરાવવાની ઇચ્છા હોએ, યા કોઈને છોડી મુકયો એટલે "ડીસચાર્જ" કર્યો હોય તેને કમીટ કરાવવાનો હોય, યા તેના ઉપર કામ ચલાવવા કામના કાગળો તપાસાવવા હોએ, તો ક્રી. પ્રો. કોડ કલમ ૪૩૫, ૪૩૬, ૪૩૭, ૪૩૮, ૪૩૯ પ્રમાણે વ્યવસ્થા થઇ શકે, તે સારૂ આકટ જોવો.

---

## જે પોલીસ અમલદારે ચોકશી કરી હોએ, તે કામ ચલાવી ન શકે.

આ વિશે કલમ ૪૯૫ છે કે, તેમાં એમ ઠર્યું છે, પોલીસ ચોકશી જેણે કરી હોએ, એટલે તે કામમાં પુરાવો એકઠો કરવામાં કાંઇ પણ ભાગ લીધો હોએ, તેવો કોઈ પોલીસ અમલદાર "પ્રોસીકયુશન" નું કામ ચલાવવા કોર્ટમાં ઉભો રહી શકે નહીં, કેસ "કોગ્નીઝેબલ" હોએ કે, "નોન-કોગ્નીઝેબલ" હોએ, તેથી કાંઈ આ નિયમમાં ફરક પડતો નથી.

---

## વૈદકી તથા બીજા પૂરાવા બાબત વિશેષ નિયમો.

કોઈ સીવીલ સરજનની યા વૈદકી સાહેબની જુબાની કોઈ માજીસ્ટ્રેટે તોહોમતદાર સમક્ષ લઇ તે ઉપર કાયદામાં ઠરાવેલું સર્ટિફીકેટ લખી સહી કરી હોએ, તો તેને ફરીથી સાક્ષીમાં બોલાવ્યા વગર તે તોહોમતદારના કામમાં સેશન્સ કોર્ટમાં દાખલ થઇ શકે છે. જરૂર પડે તો તેને બોલાવવો. (કલમ ૫૦૯).

તેમજ કાંઇ પદાર્થ અથવા વસ્તુની તપાસ યા પૃથક્કરણ કરી સરકારના "કેમીકલ એનેલાઇઝરે" રીપોર્ટ કર્યો હોએ, તેવો રીપોર્ટ, કોઇ ચોકશી યા ઇન્સાફના કામમાં કાયદેસર રીતે પુરાવામાં, તે અમલદારને બોલાવ્યા વગર, દાખલ થઈ શકે. (કલમ ૫૧૦).

---

નોટ.—ઝેરની બાબતમાં, લોહીવાળાં ઓજાર, હથીઆર, કપડાં, વગેરે બાબતમાં પુછાવેલા આવા અભિપ્રાયોને આ ઠરાવ લાગુ પડે છે.

---

**સ.—કોઇ શખસને અગાઉ ગુન્હો સાબીત થઇ શિક્ષા થઇ હોએ, તો તે કેવી રીતે સાબીત કરવો ?**

**જ.**—ચાર રીતે આવી સાબીતી આપી શકાય. ૧ લું,—શિક્ષા કરનાર કોર્ટનું દફતર જેના તાબામાં હોએ, તેની સહી સાથનો ઇન્તેખાબ યા દાખલો રજુ કરવો; અથવા, ૨ જું,—જે જેલમાં તેણે સજા ભોગવી હોએ, ત્યાંના જેલરની સહી સાથેનું સર્ટિફીકેટ રજુ કરવું; અથવા, ૩ જું,—જે વારંટની રૂઇએ તેણે શિક્ષા ભોગવી હોએ, તે અસલ વારંટ મંગાવી રજુ કરવું; અથવા, ૪થું,—"ફીંગર ઇમ્પ્રેશન" લઇ, બુરોમાં તેનું કાર્ડ મળે, અને તે શખસને સજા થઇ હતી એમ નિકળે તો, તે કાર્ડ રજુ કરવો.

આમાં લખેલી પેહેલી, બીજી, તથા ત્રીજી રીતમાંથી ગમે તે રીતે સાબીતી રજુ કરવામાં આવે, ત્યારે ઓળખાણનો પુરાવો—એટલે શિક્ષામાં ગએલો જે શખસ હતો, તે આજ, તોહોમતદાર છે, એમ પુરાવો હંમેશ જોઇએ, (કલમ ૫૧૧).

---

## પોલીસે પકડેલી મિલકતની વ્યવસ્થા.

નધણીયાતી, યા શક ઉપરથી પોલીસે જે મિલકત પોતાના કબજામાં કીધી હોએ, તે વિશે કોઈ માજીસ્ટ્રેટને રીપોર્ટથી જાહેર કરવું જોઇએ. માલીકને પાછી આપવા, અથવા તેવો કોઇ માલીક ન જણાય તો તે ક્યાં રાખવી ને ક્યાં રજુ કરવી તે વિશે તે હુકમ કરી શકશે. માલીક હશે, તો યોગ્ય લાગે તે શરતે માજીસ્ટ્રેટ તેને તે આપી શકે છે; નહિં તો જાહેરનામાં છ મહીનાની મુદતનાં પ્રસિદ્ધ કરી, તે દરમ્યાન જરૂર લાગે તો નાશ થતો અટકાવવા તે વેચી નાંખે, અને મુદત વિતે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ, યા સબડીવીઝન માજીસ્ટ્રેટ, યા કોઈ પહેલા વર્ગના માજીસ્ટ્રેટનો હુકમ મેળવી વેચી નાંખી, સરકાર ખાલસા કરી શકે. (કલમ ૫૨૩, ૫૨૪, ૫૨૫).

## પ્રથમ ગુન્હો કરનારને ખત ઉપર છોડવા બાબત, તથા ગુન્હેગારોના પત્તા જાહેર કરવાના હુકમ બાબત.

ચોરી, ઘરમાં ચોરી, સાપરાધ ખોટો ઉપયોગ, ઠગાઈ, અથવા જે ગુન્હા બાબતમાં બહુ તો બે વરસની શિક્ષા થઇ શકે, તેવા કોઇ કામની સાબીતી અમુક શખસ ઉપર થાય, અને ગુન્હો પહેલવહેલોજ હોય, તો તેની પ્રથમ સારી વર્ત્તણુંક, ગુન્હાનું નજીવું રૂપ, તેની અવસ્થા વગેરે ઉપર વિચાર કરી તેને સારી ચાલથી ચાલવાના ખત, યા જામીન સાથે ખત, ઉપર છોડવો યોગ્ય લાગે તો ઘણામાં ઘણું એક વરસની મુદતનું ખત, કોઈ ફ્રર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ લઇ, તેને છોડી શકે. કોઈ બીજા, યા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટને એમ કરવું યોગ્ય લાગે તો અને સરકારે ખાસ તેવો અખત્યાર તેને આપ્યો હોય તો તેઉ પોતાનો તેવો મત લખી કામના કાગળો કોઇ ફ્રર્સ્ટ ક્લાસ અથવા સબ ડીવીઝન માજીસ્ટ્રેટ પાસે મોકલે, અને સાથે તોહોમતદારને મોકલે, યા જામીન ઉપર છોડે; અને તે યોગ્ય લાગે તેમ હુકમ કરે. (કલમ ૫૬૨).

**નોટ.**—હાલમાં આ કલમનો વધારે ઉપયોગ થવાની જરૂર છે, એમ સરકારે અભિપ્રાય આપ્યો છે; અને આ કલમ માત્ર નાની ઉમ્મરના નાદાન માણસોનેજ સારૂ માત્ર છે, એવું કાંઈ નથી, એમ મુંબઇ હાઈકોર્ટના એક ફેસલાને આધારે સરકારે જાહેર કર્યું છે.

**અગાઉ ગુન્હો કર્યો હોય તેવા ગુન્હેગારે પતો જાહેર કરવા બાબતમાં**—કોઈ શખસ ઉપર પીનલ કોડ બાબ ૧૨માં પ્રમાણે સિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી અથવા બાબ ૧૭ માં પ્રમાણે મિલકત સંબંધી, એવો ગુન્હો પ્રથમ સાબીત થયો હોય, કે જેમાં ૩ વરસ યા વધુ કેદની શિક્ષા થઇ શકતી હોય, અને તેવાજ પ્રકારના કોઇ ગુન્હાની ફરી સાબીતીનો ઠરાવ કોઈ હાઈકોર્ટ, શેશન્સ કોર્ટ, પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ, પેટા તુકડી માજીસ્ટ્રેટ, અથવા ૧ લા વર્ગનો કોઇ માજીસ્ટ્રેટ જેને આ બાબત સરકારે ખાસ અખત્યાર આપેલો હોય તે કરે, ત્યારે સમુદ્ર પારની, યા કેદની, શિક્ષા કરતી વખતે સદરહુ કોઇ કોર્ટ એવો પણ હુકમ કરી શકે છે કે, સદરહુ શિક્ષા જે તારીખે પુરી થાય તે તારીખથી વત્તામાં વત્તી પાંચ વરસની મુદત સુધી, તે છુટયા

બાદ પોતાનું રહેવાનું ઠેકાણું તથા તેમાં કાંઇ ફેરફાર થાય, તો તે પોલીસને જાહેર કરે. (કલમ ૫૬૫). તેમાં ગફલત થાએ તો પીનલ કોડ કલમ ૧૭૬ પ્રમાણે તે શિક્ષાને પાત્ર થશે.

**નોટ**—દરેક પોલીસ સ્ટેશને આવા હુકમ થએલા શખસોના કલમ ૫૬૫ પ્રમાણેના પત્રકો રાખવામાં આવે છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## ઇન્ડીયન પીનલ કોડ.(હિન્દુસ્તાનનો ફોજદારી કાયદો).

**વાખ્યાઓ.**—પ્રથમ કેટલીક હંમેશ જરૂરની વાખ્યા જાણવી જોઇએ તે નીચે પ્રમાણે:—બ્રીટિશ ઇન્ડિયા—કલમ ૧૫; જડ્જ—કલમ ૧૯; સરકારી નોકર—કલમ ૨૧; જંગમ મિલકત—કલમ ૨૨; ગેરવાજબી લાભ—કલમ ૨૩; ગેરવાજબી હાની—કલમ ૨૩; બદ દયાનત—કલમ ૨૪; ખોટું બનાવવું—કલમ ૨૮; લેખ—કલમ ૨૯; કિંમતી દસ્તાવેજ—કલમ ૩૦; બુદ્ધિપૂર્વક—કલમ ૩૯; નુકસાન—કલમ ૪૪; શુદ્ધ બુદ્ધિ—કલમ ૫૨. વિશેષ કાયદો—સ્થાનિક કાયદો—કલમ ૪૧; કલમ ૪૨.

આ બધી વાખ્યાઓ પીનલ કોડમાંથી મોઢે કરવી જોઇએ.

**શિક્ષાના પ્રકારો.**—પીનલ કોડ પ્રમાણે ગુન્હેગારોને જે શિક્ષા થઈ શકે છે તે આ છે; ૧. મોત. ૨. સમુદ્ર પાર (કાળાં પાણી). ૩. શાસનિક દાસત્વ. ૪. કેદ, સાદી એટલે આસાન, અને સખ્ત મજુરી સાથે. ૫. મિલકત સરકાર જપ્ત થવી. ૬. દંડ. વળી,—કેદની શિક્ષામાં બીજો એક પ્રકાર છે, તે "એકાંત કેદ" છે. (ક. ૭૩). અને ફટકાની શિક્ષા પણ સને ૧૮૬૪ ના આકટ ૪ થો–તથા સુધારા વધારાના આકટ ૩ જા સને ૧૮૯૫ નો,–તથા સને ૧૯૦૦ ના ૫ માં પ્રમાણે થઈ શકે છે.

દંડની શિક્ષા બાબતમાં પોલીસે જાણવાજોગ એ કે,–દંડ વસુલ ન થયો હોએ તો, ઠરાવ થયાની તારીખથી ૭ વરસ સુધી વસુલ થઈ શકે. વધારે તપસીલ સારૂ કલમ ૭૦ જોવી.

---

**વધારેલી શિક્ષા**—સિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધે ગુન્હો,—માલમિલકત વિરૂદ્ધ ગુન્હો,—જેને માટે ત્રણ વરસ યા વધુ કેદની શિક્ષા થઇ શકે એવા કોઈ ગુન્હાનો તકસીરવાર કોઇ શખસ પ્રથમ ઠર્યો હોએ, અને તેના ઉપર તેવાજ કોઇ ગુન્હાનું કામ સાબીત થાએ, તો તે વખતે તેને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દસ વરસ સુધી કેદની શિક્ષા થઇ શકે છે. (કલમ ૭૫). પોલીસને આ કલમ ઉપયોગની છે. પ્રથમ આવા કોઇ ગુન્હાની સાબીતી વડી સરકાર યા સ્થાનિક સરકારની હકુમત તળેની કોઇ દેશી રાજ્યની હદમાં આવેલી કોર્ટે કરી હોએ, તોપણ આ કલમ પ્રમાણે અમલ થઇ શકે, એવો કાયદામાં સુધારો થયો છે.

## સાધારણ અપવાદો.

---

'સાધારણ અપવાદો' માં એવાં કેટલાંક કૃત્યો છે, કે જે ગુન્હાહીત કૃત્યો છતાં, અમુક સંજોગોને લીધે તેને ગુન્હામાં ગણાતાં નથી. કાયદાની ભુલથી નહીં, પણ હકીગતની ભુલથી કરેલું કાંઇ કૃત્ય,-કલમ ૭૬; ઇન્સાફનું કામ કરતાં જડજે કરેલું કૃત્ય, અને કોર્ટના હુકમ મુજબ કરેલું કૃત્ય—કલમ ૭૭-૭૮; કાયદાની ભુલથી નહીં, પણ હકીગતની ભુલથી રજા સમજી પોતે શુદ્ધ બુદ્ધિથી કરેલું કોઇ કૃત્ય-૭૯; કાંઈ કાયદેસર ઘટતી સંભાળ છતાં કામ કરતાં પ્રતિકુળ-હાનિ અટકાવવા ગુન્હાના ઇરાદા વગર કરેલું કૃત્ય—કલમ ૮૦-૮૧; એવાં કૃત્યો ગુન્હામાં ગણાતાં નથી.

નીચે લખેલા અપવાદો પોલીસને ખાસ જાણવા જેવા છેઃ—

**સાત વરસથી ઓછી ઉંમરના** બાળકે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હામાં ગણાય નહીં (ક. ૮૨).

**સાત વરસથી વધારે ને બાર વરસથી ઓછી** ઉંમરનું બાળક જેની અકલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામ થશે એ બાબત વિચાર કરી શકે તેટલી પુખ્ત થઇ નથી, તેણે કરેલી કાંઈ વસ્તુ ગુન્હામાં ગણાય નહીં (કલમ ૮૩).

**દીવાના શખસનું કામ.**—જે શખસ કાંઇ કામ કરતી વખતે દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂં છું, અથવા જે કામ હું કરૂં છું તે ખોટું છે, અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તેવું કામ ગુન્હામાં ગણાએ નહીં (ક. ૮૪).

**નોટ.—ફક્ત ગાંડો છે, તેટલો બચાવ બસ થશે નહીં; પણ તે કૃત્ય કરતી વખતે ગાંડપણના સબબથી, તેનામાં સમજશક્તિની તે વખતે ગેરહાજરી હતી, એમ સાબીત થવું જોઇએ; કેમકે ગાંડો માણસ છતાં, અમુક વખતે સમજશક્તિ ધરાવી શકે છે.**

**મરજી વિરૂદ્ધ કેફમાં કીધેલું કામ.**—જે શખસ કાંઇ કામ કરતી વખતે, કેફના સબબથી, હું કેવી રીતનું કામ કરૂં છું એ, અથવા હું જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે, એવું જાણી શકતો નથી, તેનું તે કામ ગુન્હો સમજવો નહિં; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે તેમ, અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોએ તોજ. (કલમ ૮૫).

**નોટ—રાજીખુશીથી યા જાણીને કેફ કરી હોએ, તો ગુન્હોજ છે. અજાણપણામાં.—તે ન જાણે તેમ—યા તેની મરજી વિરૂદ્ધ—કેફ કરાવી હોએ, તોજ ગુન્હો નથી.**

**કબૂલતથી કરેલાં કેટલાંક કૃત્ય.**—ગુન્હામાં ગણાએ નહીં, તે વિશે કલમ ૮૭ થી ૯૧ જુઓ.

**ધમકી યા ડરથી કરેલું કૃત્ય.**—ગુન્હામાં ગણાયે કે નહીં, તે વિષે કાયદો નીચે પ્રમાણે છે;—

૭૪,—"ખુન તથા રાજ્યવિરૂદ્ધ જે ગુન્હાઓને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે, તે ગુન્હાઓ શિવાય, જે કાંઈ કોઈ શખસને કાંઇ ધમકીને લીધે કરવું પડે, અને તે ધમકી એવી હોય કે જેથી, તે કામ કરતી વેળાએ, તે શખસના મનમાં કારણસર એવી દેહેશત પેદા થાય, કે જો હું એ કામ નહીં કરીશ, તો મારૂં તાત્કાલિક મોત થશે, તો તે કામ ગુન્હો છે, એમ સમજવું નહીં; પણ તે કામ કરનાર શખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલિક મોત કરતાં કાંઇ ઓછી હાનીની કારણસર દેહેશતથી, એવી હાલતમાં પોતે આવ્યો હોય કે, તેથી તેની ઉપર તે દાવ થયો હોય, એમ થવું ન જોઇએ.

ખુલાસો ૧લો.—જે શખસ પોતાની ખુશીથી અથવા મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઇટ છે એમ જાણીને, તે ડાકાઇટોની ટોળીમાં ભળે. અને પછી કાયદા મુજબ ગુન્હો હોય, એવી કાંઈ વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો રજો.—કોઈ શખસને ડાકાઇટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો હોય, એવી કાંઇ વસ્તુ તેની પાસે કરાવે; જેમકે કોઇ લુહાર પાસે તેનાં હથીઆર લેવડાવીને પોતે કોઈ ઘરમાં પેસીને તે લુટી લેવા સારૂ તે ઘરના બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે" (કલમ ૯૪).

**નોટ.—ધમકી, જબરજસ્તી, યા ડર,—એ ક્યારે વાજબી બચાવ ગણાએ છે ?** ખુન, તથા રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓમાં, જેમાં ફાંસીની શિક્ષા થઇ શકે, તેવા કોઇ કૃત્યને અંગે આવો બચાવ ચાલેજ નહીં. પણ બીજા કામોમાં,—તાત્કાલિક મોતનો વાજબી ડર લાગે એવી ધમકી તે વખતે અપાઇ જણાએ, તો બચાવ થાએ; પણ તેમાં અપવાદ એટલો છે કે પોતાની રાજી ખુશીથી એવી સ્થિતિમાં આવેલો ન જોઇએ, અથવા મોત નહીં, પણ કાંઈ તેથી ઓછી હાની થશે એવી બીકને લીધે, તેવી સ્થિતિમાં આવી પડેલો હોવો ન જોઇએ. એ રીતે હોએ, તોજ આવો બચાવ વાજબી ગણાશે, નહીં તો કદી નહીં.

**જુજ હાનિનું કૃત્ય.**—કોઇ હાનિ કોઇ કૃત્યથી થશે, યા થાએ, તે એવી જુજવી હોએ કે, સાધારણ સમજ અને સ્વભાવનો કોઈ શખસ, તેવી બાબતમાં ફરીઆદ કરવી યોગ્ય ધારે નહીં તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હામાં ગણાએ નહી. ( કલમ ૯૫ ),

નજીવી,—કીમત ન હોએ, તેવી ચીજની ચોરી, એ ગુન્હામાં ગણાશે નહીં. કોઈની દાબડીમાંથી તપખીરની ચપટી ચોરવી, ટાંચણી, સાહીના ખડીઆમાંથી થોડી સાહી, નિર્જી પાંદડાં, ચીથરાં જેની કીંમત બહુ જુજ હોએ, તે વગેરેની ચોરી ન ગણાય.

---

## ખાનગી બચાવના હકો બાબત.

ખાનગી બચવાના હકો બે પ્રકારના હોએ છે. **શરીરનો**, તથા **મિલકતનો.** કોઈ પણ શખસને પોતાનું શરીર તેમજ બીજા કોઇનું, અને પોતાની તેમજ બીજા કોઈની સ્થાવર યા જંગમ મિલકતનો ખાનગી બચાવ કરવાનો હક છે,

**શરીરના ખાનગી બચાવમાં મોત નિપજાવાય.**—૧લું.-જો બચાવનો હક અમલમાં ન લેવાય, તો અમુક પ્રકારના હુમલાથી પરીણામે મોત થશે, એવો વાજબી ભય હોય તો; ૨જું,—ઉપર પ્રમાણેના પ્રકારનો હુમલો જેમાં મહાવ્યથા પરીણામે થશે, તેવો વાજબી ભય હોએ તો; ૩જું,—બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો; ૪થું,—સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનની ઇચ્છા પૂર્ણ કરવાના ઇરાદાથી હુમલો; ૫મું,-મનુષ્ય નયન યા હરણ કરવાના ઇરાદાથી હુમલો; છઠ્ઠું,--કોઈ શખસને ગેરવાજબી કેદ કરવા સારૂ હુમલો, જેમાંથી એવો વાજબી ભય ઉપજે કે પોતાના છુટકારા સારૂ સરકારી અધિકારીઓને અરજ કરવાનું બની નહીં શકે. આ પ્રમાણેના પ્રકારનો કોઈ હુમલો હોય તો, મોત સુધી હાનિ અથવા બીજી કોઈ હાનિ, હુમલો કરનાર ઉપર થઈ શકે **છે**. ( કલમ ૧૦૦).

ઉપર પ્રમાણેનો કોઇ હુમલો ન હોએ, તો પછી બીજા શરીર સંબંધી કોઈ ગુન્હાની બાબતમાં તેવો ગુન્હો કરનારને મોત શિવાએ બીજી કોઈ હાનિ, ખાનગી બચાવના હકમાં, કરી શકાએ. (કલમ ૧૦૧).

**આવો હક ક્યારે શરૂ કરાએ, ને ક્યારે બંધ કરવો.**--ગુન્હો કરવાનુ પ્રયત્ન થતાં અથવા ધમકી આપતાં, શરીરને ભય વાજબી રીતે ઉપજે કે,--આ હક શરૂ થાએ; અને જ્યાં સુધી તેવી બીક જારી રેહે, ત્યાં સુધી હક જારી રેહે. (કલમ ૧૦૨).

**મિલકતના ખાનગી બચાવના હકમાં મોત ક્યારે નિપજાવાય.**-૧લું--અપહરણ; ૨જું,-રાતને વખતે ઘર ફોડવું; ૩જું,-કોઈ ઇમારત, તંબુ અથવા વહાણુ માણસના ઘર દાખલ, યા મિલકત રાખવાના, ઘર દાખલ વપરાતું હોય, તેમાં કોઇ ઉપર આગથી બિગાડ કરવો; ૪થું,--ચોરી, બીગાડ અથવા ગૃહપ્રવેશ,-તે એવી હાલતમાં થાય કે તેથી વાજબી એવો ભય ઉત્પન્ન થાય કે જો ખાનગી બચવાનો હક અમલમાં નહીં લે, તો પરીણામે મોત અથવા મહાવ્યથા થશે. આવા પ્રકારની કાંઇ હકીકત હોય ત્યારે મિલકતના ખાનગી બચાવવાના હકમાં મોત, યા બીજી કાંઈ હાની ગુન્હેગારને કરી શકાએ. (કલમ ૧૦૩). ઉપર બતાવેલા પ્રકાર ન હોય તો

તેમાં કોઇ ચોરી, અપહરણ, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશના ગુન્હા સારૂ યા યત્ન સારૂ, મોત નહીં, પણ તેથી હલકી હાનિ ખાનગી બચાવના હકમાં થઇ શકે. (કલમ ૧૦૪).

**આવો હક ક્યારે શરૂ ને ક્યારે બંધ થાય.**—૧લું,—જ્યારથી કાંઈ મિલકતને જોખમનો વાજબી ભય ઉત્પન્ન થાય ત્યારથી બચાવનો હક શરૂ થાય; ૨જું—ચોરીથી મિલકતનો ખાનગી બચવાનો હક, મિલકત લઈ ગુન્હેગાર નાસી જાએ, અથવા સરકારી અધિકારીઓનો આસરો મળે, અથવા તે મિલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રહે છે; ૩જું,—અપહરણથી મિલકત બચાવવાનો હક, જ્યાં સુધી ગુન્હેગાર કોઇ શખસને મોત, વ્યથા, ગેરવાજબી અટકાવ, એમાંથી કાંઈ કરે,—યા—કોશિસ કરે અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો અથવા શરીર સંબંધી તાત્કાલિક અટકાવનો ભય જારી રહે, ત્યાં સુધી જારી રહે છે; ૪થું,—સાપરાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રહે ત્યાં સુધી જારી રહે છે, ૫મું,—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચવાનો હક, તે ઘર ફોડવાથી શરૂ થએલો ગૃહપ્રવેશ જ્યાં સુધી જારી રહે, ત્યાં સુધી જારી રહે છે. (કલમ ૧૦૫.)

**નોટ.—કોઇ નાના બચ્ચાનું કરેલું કૃત્ય,—ગાંડા માણસે, યા કેફ કરેલા માણસે કરેલું કૃત્ય, જો કે ગુન્હાહીત્ ન ગણાય તોપણ, એવાં કૃત્યો સામે ખાનગી બચાવનો હક તો છેજ**

**ખાનગી બચાવનો હક શામાં નથી.**—આ નીચે લખેલા કામમાં એવો હક નથી.

૧લું.—કોઈ સરકારી નોકરે હોદ્દાની રૂએ શુદ્ધ બુદ્ધિથી કરેલું કામ અથવા શરૂઆત, પછી તે કાયદા પ્રમાણે વાજબી હોય કે ન હોય, પણ જો તેથી મોત થવાની યા મહાવ્યથાની વાજબી ધાસ્તી ના ઉપજે તેમ હોય, તો ખાનગી બચાવ તે સામે થાય નહીં; પણ જો તે શખસ સરકારી નોકર છે, એવી તેને માન્યતા યા ખબર હોય તો; ૨જું,—ઉપર પ્રમાણે કોઈ સરકારી નોકરના હુકમથી કરે છે, અથવા કોશિશ કરે છે, એમ

કોઇને ખબર યા માન્યતા હોય, યા તેવો હુકમ યા અખત્યાર દેખાડે તો —તેવાં કોઈ કૃત્ય સામે ખાનગી બચાવનો હક નથી; ૩ જું,—સરકારી અધિકારીઓનો આસરો મેળવી શકાય તેટલો વખત હોય, તો કોઇ કૃત્ય વિરૂદ્ધ ખાનગી બચાવનો હક નથી; ૪ થું,—કોઇ પણ કામમાં બચાવના કારણુસર કરવાની જરૂર જેટલી હાની શિવાય વધારે હાની કરવાનો ખાનગી બચાવનો હક નથી. (કલમ ૯૯).

---

## મદદગારી બાબત.

**સ.—કોઇ શખસે મદદગારી કરી એમ કયારે સમજવું?**

જ.—કાંઈ વસ્તુ સંબંધી નીચે લખ્યા પ્રમાણે જે માણસ કરે, તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી એમ સમજવું:—

પહેલું.—તે વસ્તુ કરવાને કોઇ શખસને ઉસ્કેરે; બીજું,—તે કરવા સારૂ કોઇ શખસ સાથે મસલતમાં સામેલ થાય, જો તે મસલત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કરવામાં આવે તો; ત્રીજું,—કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાપૂર્વક સાહ્ય કરે.

**નોટ.**—મુદ્દાની બાબતમાં ઇરાદાપૂર્વક ખોટું સમજાવી યા હકીકત છુપાવી (તેની કાયદેસર ફરજ વિરૂદ્ધ) કાંઇ કૃત્ય કરાવે, અથવા કરાવવા કોશિશ કરે, તેણે તેમાં **ઉસ્કેરણી** કરી એમ સમજવું. તેમજ કાંઇ કૃત્ય થતાં પહેલાં, યા તે વખતે, તે કૃત્ય થવામાં સવલતા મળે તેમ કાંઈ કામ કરે તેણે તેમાં સાહ્ય કરી સમજવું. (કલમ ૧૦૭).

**વિશેષ સમજુતી.**—ઉસ્કેરણી કરવામાં જાતે હાજર રહેવું જોઇએ, એમ કાંઇ જરૂરનું નથી. ત્રીજાની મારફતે, યા ટપાલમાં કાગળ મોકલી પણ ઉસ્કેરણી થઈ શકે.

મદદગારીના ગુન્હામાં ત્રણ બાબતો છે—**ઉસ્કેરણી, મસલતમાં સામેલગીરી,** અને **ઇરાદાપૂર્વક સાહ્ય** કરવી. ત્રણમાંથી ગમે તે પ્રકારે મદદગારી થઈ શકે છે.

**મસલતમાં સામેલગીરી યા ટોળીમાં હોવું.**—બે અથવા વધારે માણસોનું એક સામાન્ય કામ સારૂ, યા હેતુ સારૂ, મંડળીરૂપ થવું, યા ટોળકી બનવી, તેને એકત્ર થવું કહેવાય; અને જો કાયદા વિરૂદ્ધ કોઈ કૃત્ય સારૂ એવું એકત્ર થવાનું બને, તો તેવું એકત્ર ટોળીમાં થવું તેને "કૉન્સ્પીરસી" કહેવાય. આટલુંજ બસ નથી, પણ આવી "કૉન્સ્પીરસી" ની ટોળી તરફથી કાંઇ કૃત્ય યા ગેરકાયદે પગલું તેના સામાન્ય કાયદા વિરૂદ્ધ હેતુના કામ સારૂ થાએ યા લેવાય, તો તે મદદગારી કહેવાએ. **ઇરાદાપૂર્વક સાહ્ય**—એટલે કોઈ કૃત્ય થવામાં સેહેલાઈ, સવડતા મળે, એવું કાંઇ ગેરકાયદે કૃત્ય કરવું, યા કાયદેસર ફરજ છતાં ન કરવું.

**સ.—'મદદગાર'—એટલે શું ?**

**જ.**—"જે શખસ કાંઈ ગુન્હો કરવામાં મદદગારી કરે અથવા જે કામ મદદગાર શખસના ઇરાદા અથવા જ્ઞાનથી ગુન્હો કરવા જો કાયદા પ્રમાણે કોઈ શકિતમાન શખસે કર્યું હોય, તો ગુન્હો થાય, એવું કોઈ કામ કરવામાં મદદગારી, તે શખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો.—કાંઈ કામની કાયદાવિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી, તે ગુન્હો થઈ શકે છે. પછી તે કામ કરવાની અગર તે મદદગારની ફરજ નહીં હોય, તો પણ.

ખુલાસો ૨ જો.—મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઈ જરૂર નથી કે, મદદગારી કરેલું કામ થવું જોઇએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે, તે અસર પેદા થવી જોઇએ.

ખુલાસો ૩ જો.—એવું કાંઈ જરૂર નથી કે, જે શખસને મદદગારી કરી હોય, તે શખસ કાંઈ ગુન્હો કરવાના કાયદા પ્રમાણે શકિતમાન જોઇએ, અથવા તે સખસને કાંઈ પણ સાપરાધ ઇરાદો અથવા જ્ઞાન જોઇએ.

ખુલાસો ૪ થો.—કોઈ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે. માટે મદદગારીમાં મદદગારી કરવી, તે પણ ગુન્હો છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો.—મસલતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઈ જરૂર નથી, કે જે શખસ ગુન્હો કરે, તે ગુન્હેગારે તે ગુન્હા બાબત

મનસુબો કરવો જોઇએ. જે મસલત મુજબ તે ગુન્હો કરવામાં આવે, તે મસલતમાં તે સામેલ થયો, તો બસ છે. (કલમ ૧૦૮).

**મદદગારીના ગુન્હામાં સજા વગેરે.**—જે ગુન્હાની મદદગારી કરી હોય, તે ગુન્હો તે પરિણામે થાય,—તો કાયદામાં બીજી ખાસ સજા ન ઠરાવી હોય તો, મુખ્ય ગુન્હાની જે શિક્ષા હોય, તેજ શિક્ષા "મદદગાર" ને થઇ શકે છે (કલમ ૧૦૯). સરકારી નોકરે રૂશ્વત લેવાનો ગુન્હો પી. કો. ક. ૧૬૧ પ્રમાણે કર્યા હોય, તો આપનારે મદદગારી કરી એમ ગણી શિક્ષાને પાત્ર છે.

"મદદગારી" કરનાર શખસ મુખ્ય ગુન્હો કરતી વખતે ત્યાં હાજર હોય, તો તેને કલમ ૧૧૪ લાગે છે.

**જામીન બાબત.**—મુખ્ય ગુન્હામાં જામીન લેવાય, તો મદદગારીમાં લેવાય; નહીં તો નહીં. વગર વારંટે મુખ્ય ગુન્હામાં પકડાય, તો મદદગારીમાં તેમજ થાય.

**નોટ.**—બ્રીટીશ હિંદુસ્તાનની બહાર ગુન્હો થયો હોય, તો પણ મદદગારી જો બ્રીટીશ હિન્દુસ્તાનમાં થઇ હોય, તો તે મદદગારી બદલ શિક્ષા થઇ શકે. (કલમ ૧૦૮ અ) મદદગારી—એ મુખ્ય ગુન્હો છે. તેથી જે ગુન્હામાં મદદગારી કરી હોય, તે સાબીત ન થાય, તોપણ મદદગારી એ સ્વતંત્ર રીતે ગુન્હો હોઇને શિક્ષા તે સારૂ થઇ શકે.

કોઇ પોલીસ અમલદાર ગુન્હો કબુલ કરાવવા કોઇને મારે યા જબરજસ્તી કરે, તે વખતે બીજો કોઇ પોલીસનો માણસ હાજર હોય ને બોલે નહીં ને મુંગોજ ત્યાં ઉભો રહે, તો તેણે તે કામમાં મુંગા રહી પસંદગી આપી, તેથી "મદદગારી" નો ગુન્હેગાર છે.

---

## રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ.

રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ પીનલ કોડમાં કલમ ૧૨૧–૧૩૦ સુધીમાં આપેલા છે. તેમાં હાલમાં કેટલાક વખતથી "બેદીલી ઉત્પન્ન કરવી" એ બાબતની કલમ ૧૨૪ અ છે તેનો ઉપયોગ બહુ કરવો પડે છે. તેમજ એક કોમની વિરૂદ્ધ બીજી કોમની દુશ્મનાઇ યા વૈરભાવ ઉત્પન્ન થાએ, તે બાબત કલમ ૧૫૩ અ છે. કલમ ૧૨૪ અના કામમાં પોલીસ વગર વારંટે પકડી શકતી નથી. વારંટજ નિકળે છે. અને તે જામીન નહીં

લઇ શકાએ, તેવો ગુન્હો છે. નામદાર સરકારના હુકમથી ફરીઆદ મંડાએ; તે વગર કોઈ કોર્ટને તે ગુન્હો સાંભળવા અધિકાર નથી. (ક્રી, પ્રો. કો. ક. ૧૯૬). સેશન્સ કોર્ટ, ચીફ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ, અથવા ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ, અથવા કોઇ ૧લા વર્ગનો માજીસ્ટ્રે જેને સરકારે આ ગુન્હો સાંભળવાને ખાસ અખત્યાર આપ્યો હોએ, તે શિવાએ બીજો કોઇ સાંભળી ન શકે.

કલમ ૧૫૩ અ નો ગુન્હો પોલીસ અખત્યારી નથી, જામીન લેવાય નહીં, માંડી વળાય નહીં. ને સરકારના હુકમ વગર કોઈ કોર્ટ સાંભળે નહીં. પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો કોઈ પણ માજીસ્ટ્રેટ આ ગુન્હો સાંભળી શકે છે.

---

# લોકોની સમાધાની વિરૂદ્ધ ગુન્હાઓ.

## સ.—કાયદા વિરૂદ્ધ મંડળી કોને કેહેવી?

જ.—"જો પાંચ અગર વધારે શખસોની એક મંડળી મળે, અને જે શખસો તે મંડળીમાં હોય, તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય, તો તે મંડળીને કાયદા વિરૂદ્ધ મંડળી કહેવી.

પેહેલો.—હિંદુસ્તાનની કાયદા કરનારી અથવાં હકુમત કરનારી સરકારને અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારને અથવા કોઈ લેફ્ટેનન્ટ ગવર્નરને અથવા પોતાના હોદ્દાનો કાંઈ કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, સાપરાધ બળ કરીને, અથવા બળ દેખાડીને ડરાવવો; અથવા

બીજો.—કાંઇ કાયદો કે કોઈ કાયદેસર હુકમ બજતાં હરકત કરવી અથવા,

ત્રીજો.—કાંઇ બિગાડ, અથવા સાપરાધ પ્રવેશ અથવા બીજો ગુન્હો કરવો; અથવા,

ચોથો.—કોઈ શખસની ઉપર સાપરાધ બળ કરીને અથવા તેને સાપરાધ બળ દેખાડીને, કાંઈ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો; અથવા, કોઈ શખસનો આવવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો

હક અથવા બીજો જે નિરાકાર વસ્તુ સંબંધી હક તે શખસના કબજામાં કે ભોગવટામાં હોય, તે તેની પાસેથી લઈ લેવો, અથવા, કાંઇ હક કે ધારેલો હક અમલમાં લાવવો અથવા,

પાંચમો.—સાપરાધ બળ કરીને અથવા સાપરાધ બળ દેખાડીને, જે કામ કરવાની જે શખસની કાયદા પ્રમાણે ફરજ નહીં હોય તે કામ તે શખસ પાસે કરાવવું અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોએ, તે કરવામાં તેની પાસે કસુર કરાવવી,

ખુલાસો.—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોએ, તે પાછળથી કાયદા વિરૂદ્ધ મંડળી થઈ શકે. (કલમ ૧૪૧).

**કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત.**—જે હકીગતોને લીધે કોઈ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળી થતી હોએ તે હકીગતો જાણ્યા છતાં, જે માણસ ઈરાદાથી તે મંડળીમાં સામેલ થાએ, અથવા તેમાં જારી રેહે, તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત સમજવો. (કલમ ૧૪૨).

**વિશેષ સમજુતી.**—"કાયદા વિરૂદ્ધ મંડળી"ની બાબતમાં મુખ્ય ત્રણ બાબતો છે. ૧ લું.—પાંચ માણસો અથવા તેથી વધારે સંખ્યા, તે મંડળીમાં જોઇએ; ૨ જું.—તે મંડળીનો કોઇ સામાન્ય હેતુ જોઇએ,—પહેલાથી નક્કી કર્યો હોએ, યા પછીથી; ૩ જું,—તે સામાન્ય હેતુ કલમમાં બતાવ્યા પ્રમાણેની પાંચ બાબતો પૈકી એક કોઈ પણ બાબતમાં જોઇએ. એ પ્રમાણે જો હોએ, તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કેહેવાએ.

અમુક હકીગતોને લીધે ઉપર કહેલી પાંચ અગર જાદે માણસોની મંડળી ગેરકાયદાની મંડળી છે એવી માહીતી છતાં,—અથવા એવી માહીતી અને ખબર છતાં એવી મંડળીમાં ઇરાદાપૂર્વક સામેલ થાએ, અથવા એવી માહીતી મળવા છતાં ઇરાદાપૂર્વક તેમાં સામેલ રહે, તો તેવા દરેક શખસને "કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત" કેહેવો.

**નોટ.—કાયદા વિરૂધ્ધ કોઇ મંડળીને વિખેરી નાંખવાની સત્તા પોલીસ-સ્ટેશન અમલદારને છે, તે બાબત ક્રી. પ્રો. કો. ક. ૧૨૭ નીચે આ ચોપડીમાં આગળ હકીકત આપી છે, તે બારૂ પાનું ૭૫, ૭૬ જોવું.**

સ.--હુંગામો કોને કહેવો ?

જ.—કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂદ્ધ મંડળી અથવા તેનો કોઈ અંગભુત બળ અથવા જુલમ વાપરે, તો તે મંડળીના દરેક અંગભુતે હંગામાનો ગુન્હો કર્યો, એમ સમજવું. (કલમ ૧૪૬).

**વિશેષ સમજુતી.**—જ્યાં સુધી પાંચ અગર જાદે માણસની કોઈ મંડળી અમુક ગુન્હો કરવાના સામાન્ય હેતુથી ભેગી મળી છે, ત્યાં સુધી કલમ ૧૪૧ પ્રમાણે તે કાયદા વિરૂદ્ધ મંડળી છે; ને તેમાં એવું જાણી સામેલ રહેનાર કલમ ૧૪૨ પ્રમાણે તેનો અંગભુત છે; અને તેવા દરેક અંગભુતને કલમ ૧૪૩ પ્રમાણે છ મહિના સુધી ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા એ બને શિક્ષા થઈ શકશે.

એવી મંડળીએ પોતાનો સામાન્ય ગુન્હાહીત્ હેતુ પાર પાડવા ખાતર જ્યાં કે બળ, યા જુલમ વાપર્યું, કે તુરતજ હંગામાનો ગુન્હો થયો; મતલબ ગુન્હાનો પ્રકાર વધ્યો, અને કાયદામાં હંગામાને સારૂ બે વરસ સુધી કેદ, યા દંડની, યા બેહુ શિક્ષા થઇ શકે છે (કલમ ૧૪૭). આ ગુન્હાઓમાં,–એક હકીગત ખાસ યાદ રાખવાની એ છે કે,–એવી કાયદા વિરૂદ્ધ મંડળીના કોઈ શખસે એવો સામાન્ય હેતુ પાર પાડવા ખાતર કાંઈ પણ ગુન્હો એ કામસર કર્યો હોએ, અથવા તેવો ગુન્હો એ હેતુસર થશે એવો સંભવ હશે, એમ મંડળીના બીજાને જાણીતું હોએ, ત્યારે તે મંડળીના દરેક આસામીની તે અંગે જવાબદારી છે; પછી ગુન્હો એકજ આસામીએ કર્યો હોએ, તોપણ (કલમ ૧૪૯).

આ શિવાએ આ ગુન્હાના વધેલા પ્રકારો બાબત બીજી કલમો છે, તે સારૂ કાયદો જોવો.

**બખેડો ક્યારે કહેવાએ.**—બે અથવા વધારે શખસો કોઈ જાહેર જગોમાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ "બખેડો" કર્યો, એમ સમજવું. (કલમ ૧૫૯).

**જામીન વગેરે બાબતમાં રીત.**—ગેરકાયદે મંડળીના અંગભુત થવાનો ગુન્હો—કલમ ૧૪૩ માં,-વગર વારંટે પોલીસ પકડી શકે. જામીન લઇ શકાએ. કોઈ પણ માજીસ્ટ્રેટ સાંભળી શકે. હંગામો—કલમ

૧૪૭ ના કામમાં,—એજ પ્રમાણે પકડાએ, તથા જામીન લેવાય, તથા સંભળાએ. બખેડાની—કલમ ૧૬૦ માં,—પોલીસ વગર વારંટે પકડી ન શકે, સમન્સ કેસ છે. જામીન લેવાય.

**નોટ.**—પીનલ કોડમાં ઘણી જગાએ ગુન્હાઓની વ્યાખ્યાઓની કલમ જુદી છે, અને તેની શિક્ષાની કલમ જુદી છે. હંમેશ શિક્ષાની કલમજ લખવી, યા ટાંકવી પડે છે.

**લોકોની સમાધાની વિરૂદ્ધના ગુન્હાઓ પીનલ કોડમાં બાબ ૮ માં, કલમ ૧૪૧ થી ૧૬૦ સુધી છે.**

હંગામો અને બખેડા વચ્ચે ફરક—માણસોની સંખ્યા હંગામાના ગુન્હામાં પાંચ યા જાદે, ગેરકાયદે મંડળી, અને સામાન્ય તેના હેતુ સારૂ કોઇ અંગભુતે બળ અથવા જુલમ વાપરવું, એ છે. બખેડામાં—માણસો બે અથવા જાદે જોઇએ; જગ્યા જાહેર જોઈએ, અને જાહેર સુલેહમાં ગડબડ થવી જોઇએ.

---

## સરકારી નોકરોના, યા તેઓ સંબંધી ગુન્હાઓ.

આ બાબતમાં પોલીસને ખાસ જાણવા જોગજ આ ચોપડીમાં આપેલું છે, તે નીચે પ્રમાણે.—લાંચ રૂશવત—કાયદેસર મેહેનતાણા શિવાએ કાંઈ રોકડ યા બીજો અવેજ કોઈ સરકારી નોકર પોતાના હોદ્દાનું કામ બજાવતાં, કોઈ શખસ ઉપર તે કામમાં કાંઈ મહેરબાની બતાવવા, અથવા ઇતિરાજી બતાવવા યા ન બતાવવા વગેરે સારૂ લે, તેને રૂશવત ગણી છે, ને તે બાબતમાં લેનારને સજા ઠરી છે. આ વિષે કલમ ૧૬૧ તથા ૧૬૫ સુધી બધી જોવી. લાંચ આપનાર મદદગાર તરીકે રૂશવતના કામમાં ગુન્હેગાર ગણાએ છે, ને તે પણ શિક્ષાને પાત્ર છે. તે છતાં, લેનાર ઉપર કામ એકલા ઉપર ઇલાયદું ચાલે, ત્યારે આપનારને, તેનો મેલાપી છતાં, સાક્ષીદાર તરીકે તપાસી શકાએ છે. પુરાવાના આકટની કલમ ૧૩૩ તથા ૧૧૪ પ્રમાણે આવા મેલાપીની જુબાનીને પુષ્ટિકારક બીજા પુરાવાની જરૂર છે, એમ સાધારણ નિયમ છે; પણ લાંચ રૂશવતનાં કામોમાં મેલાપીને પુષ્ટિકારક પુરાવાથી ખરો બતાવવોજ જોઇએ, એમ નથી; તેના એકલાના કહેવા ઉપર પણ વજન રાખી શકાએ, અથવા સહેજસાજ પુષ્ટિ હોએ, તોએ ચાલે. આ વિષે આ ચોપડીના

પુરાવાના આકટના પ્રકરણમાં કલમ ૧૩૩ નીચે હકીકત આપેલી છે, તે જોવાથી વિશેષ સમજણ પડી શકશે.



## સરકારી નોકરોના કાયદેસર અખત્યારનો તિરસ્કાર.

પોલીસને જાણવાજોગ ખાસ બાબતો સંક્ષેપ્તમાં નીચે પ્રમાણે છેઃ— દરેક કલમ નીચે જામીન લેવાએ કે નહીં, ને સમન નીકળે કે વારંટ તે લખી જણાવ્યું છે. કલમો ૧૭૨ થી ૧૯૦ સુધીની આ બાબતને લગતી **છે, તેમાં વગર વારંટે પોલીસ કોઈ કામમાં પકડી શકે નહીં.** ફરીઆદજ માંડવી જોઇએ.

**કલમ.** **સારાંશ હકીકત.**

૧૭૨. કોઇ સરકારી નોકરનો સમન યા હુકમ ન પોહેચે, તે ઈરાદાથી નાસી જવું યા સંતાવું.
(સમન). (જામીન લેવાય).

૧૭૩. સમન્સ યા બીજો હુકમ પહોંચતો ઇરાદાથી અટકાવવો, અથવા જાહેર થતો અટકાવવો.
(સમન). (જામીન લેવાય).

૧૭૪. કોઇ સરકારી નોકર તરફથી સમન્સ યા હુકમ થવા છતાં, તે મુજબ ઇરાદાથી ગેરહાજર થવું.
(સમન). (જામીન લેવાય).

૧૭૬. કોઈ સરકારી નોકરને કાયદેસર રીતે ખબર આપવા ફરજ છતાં તેણે ન આપવી તે.
(સમન). (જામીન લેવાય).

૧૭૭. ઇરાદાપૂર્વક ખોટી ખબર ઉપર પ્રમાણે હોય, ત્યારે આપે તો.
(સમન). (જામીન લેવાય).

૧૮૨. કોઈ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં આણે તે સારૂ, અને બીજા શખસને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી ખબર આપવી તે.
(સમન). (જામીન લેવાય).

૧૮૬. સરકારી કામમાં કોઈ સરકારી નોકરને અડચણ કરવી વગેરે.
(સમન). (જામીન લેવાય).

૧૮૭. કાયદાથી ફરજ છતાં, સરકારી નોકરને મદદ ન હીં કરવી તે (સમન). (જામીન લેવાય).

૧૮૮. કોઇ સરકારી નોકરને કાયદા મુજબ કરેલો હુકમ નહીં માનવો તે. (સમન). (જામીન લેવાય).

**કલમ ૧૮૨ પ્રમાણે ખોટી ખબર આપવી તે.**—"કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દાનો કાયદેસર અખત્યાર વાપરતાં કોઈ શખસને નુકસાન અથવા દુઃખ થાએ, અથવા સાચેસાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય, તો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં કસુર કરે એવા ઇરાદાથી, અથવા તે એમ કરશે એવો સંભવ છે એવું જાણ્યા છતાં, જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબરને ખોટી જાણતો હોએ અથવા ખોટી માનતો હોએ, એવી કાંઈ ખબર આપે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંથી ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિઆ સુધીના દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે."

**વિશેષ સમજુતી.**—આ કલમ ૧૮૨ પોલીસને અતી ઉપયોગની છે. કોઈ ફોજદારી કામના સંબંધે પ્રથમ ૧૫૪ પ્રમાણે પોલીસ સ્ટેશન અમલદાર પાસે ફરીઆદ આવે, તે ઉપરથી ક્રી, પ્રો. કોડ ના ૧૪ માં બાબ પ્રમાણે પોલીસ તપાસ કરે, ને ગુન્હો બનેલો ન જણાય તો, કલમ ૧૭૩ અન્વયે "ફાઇનલ રીપોર્ટ" કરી માજીસ્ટ્રેટ પાસે મોકલે છે. ત્યાંથી વર્ગ વ પ્રમાણે સમરી હુકમ મળે તો તેવા કામમાં ફરીઆદી ઉપર ફરીઆદ કરવા બાબતમાં આ કલમનો ઉપયોગ થાય છે. તેમજ બીજાં કેટલાંક ઉપસ્થિત થતાં કામોમાં કલમ ૧૮૨ નો ઉપયોગ થાય છે. તેથી એ કલમનો ખરો અર્થ પોલીસના મોટા દરજ્જાના અમલદારોએ સમજવો જરૂરનો છે. મુખ્ય બાબતો આ છેઃ—

૧ લું—તોહોમતદારે જેને ખબર આપી, તે સરકારી નોકર હતો;

૨ જું—તોહોમતદારે જે ખબર આપી તે જુઠી હતી;

૩ જું—તોહોમતદારે એવી ખબર આપી ત્યારે તે ખબરજુઠી છે, એમ તે જાણતો હતો, અગર એમ માનતો હતો.

૪થું--એમ ખબર આપવામાં તોહોમતદારનો ઈરાદો એવો હતો કે—મજકુર સરકારી નોકર એવું કાંઈ કરે, યા ન કરે કે જે તેવી ખબર વગર તેમ નહીં કરતે; અથવા તેવી ખબર એવા ઈરાદાથી આપી કે તેનો કાયદેસર અધિકાર બીજા કોઈ શખસને નુકસાન કરવામાં અથવા ત્રાસ આપવામાં વાપરે.

આટલા મુદ્દા આ કલમ ૧૮૨ ના કામમાં જરૂરના છે.

આ જગ્યાએ એના જેવીજ દેખાતી, પણ જુદા પ્રકારની, એવી રીતે વપરાતી કલમ ૨૧૧ પીનલ કોડની છે, તે ઉપર પણ અત્રેજ વિચાર કરવો સુગમતા ભરેલું છે; તે આ છે,—જો " કોઈ માણસ કોઈ શખસને નુકસાન કરવાના ઈરાદાથી તે શખસની ઉપર કાંઈ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઈ શખસની ઉપર કાંઇ ગુનોહ કર્યાનું ખોટું તોહોમત મુકે, અને તે એવું જાણીને કે તે શખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહોમત મુકવાનું કાંઈ વાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે ફોજદારી કરે તે એવા કોઇ ગુન્હાનાં ખોટાં તોહોમત પરથી કરે કે તે ગુન્હાને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની, અથવા સાત વર્ષ કે તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, "

---

**વિશેષ સમજુતી.**—આ કલમ સંભાળ પૂર્વક વાંચવાથી જણાશે કે, તેમાં બે ભાગ છે. ૧ લું-**નુકસાન કરવાના ઈરાદાથી કોઇ શખસ ઉપર ફોજદારી પગલાં ભરવાં;** અને ૨ જું,-**કોઇ શખસની ઉપર કાંઇ ગુન્હો કર્યાનું ખોટું તોહોમત મુકવું.** —હવે દરેક ભાગ છુટો લઈ વિચાર કરીએ, —તો પહેલો પ્રશ્ન એવો ઉઠે છે કે, ફોજદારી પગલાં ભરવાં, એટલે શું ? ખુલાસો એટલોજ છે કે, પોલીસ આગળ ફોજદારી પગલાં ભરવાનાં તે કલમ ૧૫૪ ક્રી. પ્રો. કોડ પ્રમાણે—એટલે

ફરીઆદ કોઈ પોલીસ અખત્યાર ગુન્હા સંબંધે કરીને; અને માજીસ્ટ્રેટ આગળ ફોજદારી પગલાં ભરવાનાં તે કલમ ૧૯૦-૨૦૦ ક્રી. પ્રો. કોડ પ્રમાણે, એટલે ત્યાં ફરીઆદ કરીને યા તે કલમો પ્રમાણે બીજી વ્યવસ્થા થઈ હોએ તે રીતે.

બીજો પ્રશ્ન એવો ઉઠે છે કે,–ગુન્હાનું તોહોમત મુકવું, એટલે શું? ખુલાસો એટલોજ છે કે,—પોલીસ આગળ કલમ ૧૫૫ ક્રી. પ્રો, કોડ પ્રમાણે નૉન-કૉગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ કરીને; અને માજીસ્ટ્રેટ આગળ કલમ ૧૯૦-૨૦૦ ક્રી પ્રો. કોડ પ્રમાણે વ્યવસ્થા થઇને.

આટલું પ્રથમ સમજ્યા બાદ, આ કલમના મુખ્ય મુદ્દા કયા છે, તે જોઇએ, તો પુરાવાને અંગે મુદ્દાની બાબતો આટલી સાબીત કરવાનીછેઃ—

૧.—નુકસાન કરવાના ઇરાદાથી તેમ કરવું જોઇએ;

૨.—તે ખોટું હોવું જોઇએ;

૩.–તે વ્યાજબી અને કાયદા મુજબ કારણ વગર,—કરેલું હોવું જોઇએ; એટલે,—દ્રૂપબુદ્ધિથી કરેલું.—એટલે વાજબી અને યોગ્ય કારણ વગર.

આ બાબતમાં જુદી જુદી હાઈ કોર્ટોના અનેક ફેસલાઓ થએલા છે, અને બેઉ કલમો—૧૮૨ તથા ૨૧૧—ના અર્થ સમજાવવા તજવીજ થએલી છે. તેમાં ખાસ પોલીસને જાણવા જોગ બે ફેસલા, આપણી મુંબાઈ હાઇકોર્ટના છે. પ્રથમ ફેસલો–સરકાર—વિરૂદ્ધ—જીજીભાઈ ગોવિંદનો–ઈન્ડિયન લૉ રિપોર્ટસ વાલ્યુમ. ૨૨. પાનું ૫૯૬ મેં છે. તેમાં હકીગત એવી હતી કે અનોપ તળસીઆ અને બે બીજાઓ ઉપર જીજીભાઈ ગોવિંદ નામના શખસે ભરૂચના ડિસ્ટ્રીકટ પોલીસ ઇન્સ્પેકટરની રૂબરૂ ચોરીની ફરીઆદ કરીને ફોજદારી શરૂ કરી,—એટલે માંડી. તેમાં પોલીસે તપાસ કરી. બે શખસોને પકડવામાં આવ્યા, ને એક જડતી લેવાઇ. તપાસની અંતે પોલીસને ખાતરી થઈ કે કેસ ખોટો છે, તેથી કાયદા મુજબ માજીસ્ટ્રેટને કલમ ૧૭૩ પ્રમાણેનો આખર નિકાલનો રિપોર્ટ મોકલ્યો; અને તેણે તે કામ ગુન્હામાંથી કમી થવા હુકમ કર્યો; અને ફરીયાદ દ્રૂપબુદ્ધિથી ખોટી,—એમ ઠરાવ્યું. તે પછી જીજીભાઈ (અસલ

ફરીઆદ કરનાર ) ઉપર કલમ ૨૧૧ પ્રમાણે કામ ચલાવવામાં આવ્યું, અને તેને મી. સી. ફ્રોસેટ-સેશન્સ જડ્જ સાહેબે,–તકસીરવાર ઠરાવી શિક્ષા કરી. અપીલ ઉપર એ કામ મુંબાઈ હાઈકોર્ટમાં ગયું, ત્યાં તમામ એ બાબત ઉપરના અગત્યના ફેસલાઓ તકરાર દરમ્યાનમાં રજુ કરવામાં આવ્યા. તેમાં ન્યાયમૂર્તિ મી. રાનડેએ ઠરાવ્યું કે.—કોઈ શખસ કોઈ કૉગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ પોલીસ આગળ કરીને ( ખોટું તોહોમત મુકીને ) ફોજદારી કાયદાને ગતીમાં મુકે, તો તેણે કલમ ૨૧૧ ના પહેલા ભાગ પ્રમાણે **ફોજદારી પગલાં** ભર્યા, એમ ગણવું.

આ પછી બીજો અગત્યનો ફેસલો, મુંબઇ હાઇકોર્ટમાં —સરકાર–વિરૂદ્ધ—રામકૃષ્ણ યશવંત આદરકર. "બોમ્બે લૉ રીપોર્ટ" વાલ્યુમ ૯ મું. પાનું ૩૩ મે છે. તેમાં ન્યાયમૂર્તિ મી. બૅટીએ ઠરાવ્યું છે કે,—કલમ ૧૮૨ એવા કામોમાં લાગુ પડે છે કે, જેમાં અમલદારોને કાંઈ ખબર આપવામાં આવી હોએ, —તે એવા ઇરાદાથી યા એવું જાણવા છતાં કે,-તે અમલદારે કરવું ન જોઇએ, યા કરવા ચુકવું ન જોઇએ, તેવું કાંઇ કૃત્ય, તેવી ખબરને લીધે તે કરશે, યા કરવામાં ચુકશે; અથવા પોતાનો કાયદેસર અધિકાર બીજા કોઇને ઇજા થાએ યા ત્રાસ થાએ તેમ વાપરશે. આ ગુન્હો, કલમ ૨૧૧ પીનલ કોડમાં વર્ણવેલા ગુન્હાથી તદન જુદોજ ગુન્હો છે; તે તો બીજા કોઇ શખસ ઉપર ફોજદારી કોર્ટોને ગતીમાં મુકવાના યત્નના સંબંધમાં છે. કલમ ૨૧૧ માં જે કૃત્યને શિક્ષાને પાત્ર ગણ્યું છે, તે એવું છે કે જેનાં પરિણામો બહુ ગંભીર થાએ, અને તેથી એવું કૃત્ય કરનાર કોઈ શખસની ઉપર ગંભીર વિચાર કરવા જેવું હોએ છે. તેથી, એવા કામોમાં ફરીઆદ તર્ફે આટલું સાબીત કરવું બસ છે કે,—જે પગલુ લેવામાં આવ્યું, તેને માટે કાંઇ વાજબી અથવા કાયદેસર પાયો ન હતો, અને તોહોમતદારને આ પ્રમાણે ખબર હતી. પણ કલમ ૧૮૨ ના કોઈ કૃત્ય સારૂ આથી કાંઇક વધારે પૂરાવાની જરૂર છે. એ કલમમાં ગુન્હાનો સમાસ કરવામાં,—ફરીઆદ તર્ફે એમ સાબીત થવું જરૂરનું છે કે,—એવી ખબર આપવાને કાંઇ વાજબી અને સંભવિત કારણ ન હતું એટલુંજ નહીં, પણ તે આપેલી ખબર ખોટી હતી,—એવું તે ચોકસ જાણતો હતો, યા માનતો હતો.— * * *

ઉપર પ્રમાણે આ બેહુ કલમોનો અર્થ કરેલો છે તેથી ખોટી ખબર બાબતની ફરીઆદ માંડતાં કેટલાક પુરાવા સંબંધે વિચાર કરવાની જરૂર રહે છે. આ બધી બાબતોનો એકંદર વિચાર કરતાં એક નિયમ ચોકસ કરી શકે છે કે—કોઈ માણસનું નામ દઈને તેના ઉપર કોઈ શખસ તરફથી ફોજદારી માંડવામાં આવે, યા ખોટું તોહોમત મુકવામાં આવે,—તો ૨૧૧ કલમના પેહેલા ભાગ પ્રમાણે ફરીઆદ માંડવી; અને તોહોમત ગંભીર પ્રકારનું હોય, તો કલમ ૨૧૧ મુજબજ માંડવી જોઇએ. બીજી હરેક બાબતોમાં, અને ખાસ કરીને, ગંભીર પ્રકારના ગુન્હાની બાબત જેમાં ન હોએ, તેમાં,—અને અમુક શખસ, યા અમુક વ્યકિતનું નામ તોહોમતદાર તરીકે, યા ગુન્હામાં સામેલ છે, એમ કહી દેવામાં આવ્યું ન હોએ, તો કલમ ૧૮૨ પ્રમાણે ફરીઆદ માંડવી યોગ્ય છે. તે સાથે વળી, એ બાબતની સાબીતી અર્થે પૂરાવો કેવો અને કેટલો છે, તે જોવો, ને તે ઉપર વિચાર રાખવો. ઉપર કહ્યું છે તેમ, કલમ ૨૧૧ ના કામમાં, ફોજદારી માંડવા યા તોહોમત લાવવા વાજબી અને કાયદેસર કારણની, યા તેવા આધારની, ગેરહાજરી હતી,—એટલે તેવું કાંઇ હતું નહિ, એટલુંજ બતાવવાની જરૂર છે. પણ ૧૮૨ ના કામમાં તો તોહોમતદાર જાણતો હતો યા માનતો હતો કે—એવી ખબર જુઠી યા ખોટી છે,–એમ ચોકસ બતાવવું પડે છે આ બધી હકીકત ઉપર વિચાર કરીને ૧૮૨ યા ૨૧૧ નો પહેલો ભાગ, જે યોગ્ય લાગે તેનો ઉપયોગ કરવો. દરેક કામ તેના ચોકસ સંજોગો, કામની હકીગત, ગુન્હનો યા ખબર આપી હોય તેનો પ્રકાર, મળી શકતો પુરાવો,–એ બાબતો ઉપર આધાર રાખે છે. પોલીસ અમલદારે તમામ હકીકતનો વિચાર કરી અમુક નિર્ણય ઉપર, પોતાની અક્કલ અને વિવેકબુદ્ધિથી ઉપરના કાયદાનું વિવેચન ધ્યાનમાં રાખી, આવવાનું ઉચ્ચિત છે.

ક્રી. પ્રો. કોડ કલમ ૧૭૩ પ્રમાણેનો ફાઇનલ યા આખર રીપોર્ટ મોકલ્યા બાદ, માજીસ્ટ્રેટ પોતાની મરજીથી ફરીઆદીને બોલાવી પોતાનો મુદ્દો સાબીત કરી આપવાની તક આપી શકે; યા ફરીઆદી તેવી અરજ કરે તોપણ તેવી તક આપે; તે છતાં પણ, સાબીત ન કરી શકે,–યા "આખર રીપોર્ટ" ઉપરજ આધાર રાખી માજીસ્ટ્રેટ ચોકસ નિર્ણય ઉપર

આવી પોતે "સમરી હુકમ" ब વર્ગનો જો આપે, તો પછી પોલીસે ફરીઆદી ઉપર કામ ચલાવવાનું રહે છે. બધાંજ કામોમાં પુરાવો સારો હોય એમ ભાગ્યેજ બને છે. તેથી જેમાં પુરાવો સારો છે અને પરિણામે સાબીતી થશે એમ લાગતું હોએ, તે કામમાંજ ફરીઆદ માંડવી યોગ્ય છે. બાકીના કામોમાં પોલીસ સુપરીન્ટેન્ડન્ટ સાહેબ હજુર તે મતલબનો રીપોર્ટ કરી જાહેર કરી દેવું જોઇએ છે કે, પોતાના ઉપર કશી જવાબદારી ન રહે પોલીસ તરફથી આ રીતે ब વર્ગની સમરી ઉપરથી, યા બીજા કામોમાં પોલીસને ખોટી ખબર કાંઇ આપી હોએ, તેવા કામોમાં,—જે અમલદારને તે ફરીયાદ અગર ખોટી ખબર આપી હોએ, તેની ફરીયાદથી કોર્ટમાં કામ ચાલી શકે છે; અથવા તેની મંજુરીથી તેના તાબાનો નોકર ફરીઆદ કરે, અથવા તેમના ઉપરીના હુકમથી ફરીયાદ માંડી શકાએ (ક્રી. પ્રો. કોડ કલમ ૧૯૫).

કલમ ૨૧૧ માં, જ્યારે માજીસ્ટ્રેટ કોર્ટને સંબંધે તે ગુન્હો બન્યો હોય,—મતલબ ફરીયાદ ત્યાં કરી હોય તેથી, યા કામ ત્યાં ચાલ્યું હોય તેથી,—માજીસ્ટ્રેટ કોર્ટમાં તે કામનો સંબંધ હોય, ત્યારે—તે કોર્ટના સાંકશન વગર, યા ફરીયાદ વગર, યા તેની ઉપરી કોર્ટના હુકમ વગર, ફરીયાદ ચાલી શકતી નથી. કલમ ૧૯૫ ક્રી. પ્રો. કોડ(બ) રકમ.

કોર્ટ સાંકશન આપે તે કલમ ૧૯૫ (ક્રી. પ્રો. કોડ) પ્રમાણે આપે છે. ખોટી ફરીયાદનું કામ તેના ઉપર કેમ ન ચલાવવું, તેની કારણદર્શક નોટીસ પ્રથમ નીકળે, ને પછી પ્રથમ દર્શનીક પુરાવા કામ ચલાવવા જોગ લાગે, તોજ કોર્ટ સાંકશન આપે. આવી નોટીસ સામાવાળાની અરજથી નીકળે. પોતેજ નોટીસ કાઢયા વગર, કામ ચલાવવાની ઇચ્છા રાખે, તો ક્રી. પ્રો. કો. કલમ ૪૭૬ પ્રમાણે અમલ કરે, અને તે કોર્ટની પોતાનીજ ફરીયાદ તરીકે ગણાએ.

**જામીન વગેરે બાબતમાં—કલમ ૧૮૨ તથા ૨૧૧,—બેઉ પોલીસ અખત્યાર બહારના ગુન્હાઓ છે. બેઉ જામીન લેવા લાયક છે, કલમ ૧૮૨ માં પહેલાં 'સમન્સ' નીકળે. કલમ ૨૧૧ માં,—પહેલાં 'વારંટ' નીકળે.**

# પ્રકરણ ૭મું.

---

## ખોટો પુરાવો તથા ઇન્સાફ વિરૂદ્ધ ગુન્હાઓ.

**સ.—ખોટો પુરાવો એટલે શુ ?**

**જ.**—"કાંઇ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોય, અથવા કાંઇ પણ બાબત સંબંધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય, તે માણસ એવી કાંઇ વાત કહે કે ખોટી હોય, ને તે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરી છે એમ તે ન માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૨ લો.—કાંઈ વાત મોહોડેથી કહી હોય, અથવા કોઈ બીજી રીતે કહી હોય, તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો.—શાહેદી આપનાર શખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી; અને જેમ જે વસ્તુ કોઈ શખસ જાણતો ન હોય, ને તે કહે કે હું જાણું છું, તેથી તે શખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય, તેમજ જે વસ્તુ તે માનતો નહીં હોય તે વિશે તે એમ કહે કે હું એ માનું છું, તો તેથી પણ તે શખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઇ શકે છે" (પીનલ કોડ કલમ ૧૯૧).

**નોટ.—શિક્ષાની કલમ ૧૯૩ છે. આ તો માત્ર વ્યાખ્યાની કલમ છે.**

**સ.—ખોટો પુરાવો બનાવવો, તે શું ?**

**જ.**—"જે કોઇ માણસ કોઇ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધ્યે કાંઇ ખોટી વાત લખે, અથવા કાંઈ લેખ કરે, અને તેમાં કાંઇ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે કાંઇ ઇન્સાફી મુકરદમામાં અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી ઓદ્ધાથી કાયદા મુજબ ચાલતા મુકરદમામાં અથવા કોઈ લવાદની આગળ, તે બીના, ખોટી રકમ,

અથવા ખોટી વાત, પુરાવામાં રજુ થાએ, તથા તે રજુ થનારી બીના અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી તે મુકરદમામાં પુરાવા ઉપરથી જે શખસ કાંઇ અભીપ્રાય બાંધનાર હોય, તે શખસના મનમાં તે મુકરદમાના ફેસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે, તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

**વિશેશ સમજુતી.—ખોટો પુરાવો આપવો,** એ ગુન્હામાં અગત્યના મુદ્દાઓ જે સાબીત કરવાના તે આ છેઃ—

૧ લું.—કાયદા પ્રમાણે પ્રતિજ્ઞા યા કસમના બંધનથી, સાચું બોલવા તે બંધાયો હતો;

૨ જું.—અગર, કોઈ ખાસ કાયદા અનુસાર, તે સાચું બોલવા બંધાયો હતો;

૩ જું.—કહેલી યા જાહેર કરેલી હકીગત જુઠી છે, એમ સાબીત થવું જોઇએ;

૪ થું.—તે હકીગત જુઠી છે એમ તે જાણતો હતો, અગર માનતો હતો, અગર સાચી માનતો ન હતો, અને ઇરાદાપૂર્વક તેમ છતાં બોલેલો હતો.

**ઇરાદાપુર્વક બોલેલો—**એ બાબત અગત્યની છે. એવો **ઇરાદો** આગળ પાછળની હકીગતથી પુરવાર થઇ શકશે.

પ્રતિજ્ઞા પ્રમાણે તે સાચું બોલવા બંધાએલો હતો, યા તેમ નહીં તો કોઈ કાયદાના બંધનને લીધે સાચું કહેવાની તેની ફરજ હતી, એમ સાબીત કરવું પડે. પ્રતિજ્ઞા કાયદાપૂર્વક અને અખત્યારવાળા અમલદારે આપી હતી, અને તેની જુબાની તેને કોર્ટ સમક્ષ વાંચી બતાવેલી હતી, એમ સાબીતી જોઇએ. તે હકીગત ખરી નથી, અને જુઠી છે, એમ તેની માહીતી યા માન્યતા જોઇએ. અગત્યની બાબતમાં યા મુદ્દાની બાબતમાં જુઠું બોલ્યો, એમ સાબીત કરવાની કાંઇ જરૂર નથી. હકીગત જુઠી છે, એમ પણ સાબીત થવું જોઇએ. તોહોમતદારને કસમ અપાતા નથી, તેથી તે સાચું બોલવા બંધાએલો નથી. તેથી તેના ઉપર આ કલમ પ્રમાણે કામ ચાલી શકે નહીં. વળી કલમ ૧૬૧ ક્રી. પ્રો.

કોડ પ્રમાણે કોઇ સાક્ષીની જુબાની પોલીસ અમલદાર આગળ થઈ હોય, તેને આ કલમ લાગુ નથી, કેમકે પોલીસ આગળ સાચું કહેવું. એવું સાક્ષીને કાયદાથી બંધન નથી, તેમ કસમ ત્યાં અપાઈ શકતા નથી.

પણ યાદ રાખવું કે—કલમ ૧૭૪ ક્રી. પ્રો. કોડ પ્રમાણેની ચોકસી દરમ્યાન કોડની કલમ ૧૭૫ પ્રમાણે બોલાવેલા સાક્ષીઓ એવી તપાસ વખતે સાચું બોલવા કાયદાથી બંધાએલા છે. તેથી ત્યાં ઇરાદાપૂર્વક જુઠું બોલે તો આ કલમ લાગુ પડે, શિક્ષા કલમ ૧૯૩ પ્રમાણે થાય.

**ખોટો પુરાવો બનાવવો.**—આમાં સાબીત કરવાના મુદ્દા નીચે પ્રમાણે છે:—

૧લું,—તોહોમતદારે કાંઇ બીના, યા હકીકત, યા સંજોગ હસ્તીમાં આણ્યો;

રજું.—તે એવા ઇરાદાથી કે એ બીના, હકીકત યા સંજોગ પુરાવા તરીકે કોઈ ઇનિસાફી કામમાં પુરાવામાં રજુ થાય;

૩જું.—એવામાં દાખલ થઇને; પુરાવા ઉપરથી જે શખસ અભીપ્રાય બાંધનાર હોય, તે શખસના મનમાં તે મુકદમાના ફેસલાને લગતી કાંઈ જરૂરી બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે.

યાદ રાખવું કે—ગુન્હાનો મોટો મુદ્દો એમ છે કે, કોર્ટને આડે રસ્તે દોરવી ઇનિસાફ ઉંધા વાળવાનો ઇરાદો હતો. અને તેવા ઇરાદાથી કાંઇ બીના યા હકીકત હસ્તીમાં આણી એટલોજ છે. ઇનિસાફ આથી ખરેખર ઉંધો વળ્યો, એમ બતાવી આપવાની કાંઇ જરૂર નથી,

આ કલમ ૧૯૨ નીચે આપેલાં દૃષ્ટાંતો બહુ સ્પષ્ટ છે, તેથી કલમનો હેતુ અને ઉદ્દેશ સમજાશે. કોઇ શખસ બીજા કોઇના ઘરમાં યા પેટીમાં ચોરેલો માલ મુકે, યા ખાડો ખોદી દાટે, એવા ઇરાદાથી કે, તેની જડતીમાં ચોરેલો માલ જડે, ને શિક્ષામાં જાય,—એ વગેરેનો આ કલમમાં સમાસ થાય. શિક્ષાની કલમ ૧૯૩ છે.

**વિરોધી જુબાનીઓ.**—એક સાક્ષીએ એક જુબાની આપ્યા બાદ બીજે વખતે બીજી કોઇ જુબાની આપી હોય, અને એકથી બીજી વિરૂદ્ધ હોય, તો ફકત તેટલાજ ઉપરથી તેને સજા થઇ શકતી નથી, પણ

તે મુદ્દાની બાબતમાં એટલી તો એક એકથી ઉલટી છે, કે કોઇ રીતે તે એનું સમાધાનપણું હોઈજ શકે નહિં,—એમ સાબીત કરવું પડે.

**સાંક્શન વિગેરે બાબતમાં**.—કોર્ટે આપેલી કોઇ સાક્ષી ખોટી છે, એમ બતાવી પ્રતિજ્ઞા ઉપર કે કાયદાના બંધન છતાં, ઇરાદાપૂર્વક ખોટી જુબાની આપ્યાનું કામ કોઈ શખ્સ ઉપર ચલાવવાનું હોય, ત્યારે તે કોર્ટનું સાંક્શન, કામ ચલાવવા બાબતમાં ક્રી. પ્રો. કો. કલમ ૧૯૫ પ્રમાણે જોઇએ, અથવા તેજ કોડની કલમ ૪૭૬ મુજબ તે કોર્ટે ફરીઆદ કરેલી હોવી જોઈએ. એવું સાંક્શન આપતાં પહેલાં, નોટીસ કાઢી તોહોમતદારને તે વિરૂદ્ધ કારણ બતાવવાની તક મળવી જોઇએ.

**જામીન વગેરે બાબતમાં.—કલમ ૧૯૩ ના કામ બદલમાં,—પોલીસ અખત્યારી ગુન્હો નથી; જામીન લેવાય; પ્રથમ વારંટ નીકળે.**

**બનાવટી પુરાવાની બાબતમાં શિક્ષાની કલમ ૧૯૩ જ છે.**

**નોટ.—પ્રતિજ્ઞા ઉપર ખોટી જુબાની આપ્યા બાબતમાં બીજા બારે પ્રકારો સારૂ આકટમાં કલમો જોવી.**

**જાણવાજોગ:—**

બીજી કેટલીક કલમો ઇનિસાફ વિરૂદ્ધ ગુન્હાના પ્રકરણમાં જરૂરની છે, તે નીચે પ્રમાણે:—

કલમ ૨૦૧—ગુન્હેગારોને બચાવવાના ઇરાદાથી, પુરાવો ઉડાવવો યા ખોટી ખબર આપવી,—તે છે. આ ગુન્હો પોલીસ અખત્યારી નથી. જામીન લઈ શકાય; પ્રથમ 'વારંટ' નીકળે.

કલમ ૨૦૨—ગુન્હાની ખબર આપવાની કાયદાથી ફરજ છતાં ખબર આપવામાં ઇરાદાપૂર્વક કસુર કરવી.—

કલમ ૨૦૩—ગુન્હો થયો હોય, તે સંબંધી ખોટી ખબર આપવી તે.—

આ બેઉ કલમો ૨૦૨–૨૦૩ પોલીસને ઉપયોગી છે. હાલમાં પોલીસ અમલદારોમાં મોહોટે ભાગે એવી માન્યતા ફેલાઈ છે કે, ક્રી.પ્રો. કો, કલમ ૧૬૧ પ્રમાણે કોઇ સાક્ષીને પોલીસ ચોકશી દરમિયાન પૂછવામાં આવે, ને તે હકીકત ખોટી કહે. તો પછી **પોલીસ નાઇલાજ છે**. લોકો પણ સામાન્ય રીતે એમજ માને છે, કે પોલીસ આગળ ગમે તેમ જુઠું

બોલી શકાએ છે, ને પોલીસનો કાંઈ ઈલાજ નથી. પણ એ બધી માન્યતા ભુલ ભરેલી છે. જુના કાયદામાં સાચું બોલવાની ફરજ હતી, તે કાયદો જ્યારે સુધારી તેવી ફરજ દૂર કરી, ત્યારે કાયદા બાંધનારી સભાએ એવો ખુલાસો કર્યો હતો, કે પોલીસના હાથમાં કલમ ૨૦૨ તથા ૨૦૩ એ પ્રમાણેના ઈલાજો, જુઠું બોલનાર ઉપર છેજ. કલમ ૨૦૨માં તો ખાસ હકીકત એવી છે કે ખબર આપવાને બંધાએલો એવો કોઈ સખસ ખબર આપવામાં ઈરાદાપૂર્વક, કસુર કરે તોજ—ગુન્હો ગણાએ. ક્રી. પ્રો. કોડ કલમ પ્રમાણે જે વર્ગના લોકો ખબર આપવા બંધાએલા છે, યા બીજા કાયદાથી બંધાયા છે, તેઓનો સમાસ તેમાં થઈ શકે. પણ કલમ ૨૦૩તો સામાન્ય કલમ છે. તેમાં લખ્યા પ્રમાણે સાબીતી કરવા સરખો પુરાવો હોએ, તો એ કલમ પ્રમાણે પોલીસ આગળ જુઠું બોલનારને શિક્ષા થઈ શકે છે. તેમાં સાબીત કરવાના મુખ્ય મુદ્દા આ પ્રમાણે છે.—૧.—ગુન્હો ખરેખર બનેલો છે; ૨.—સાક્ષી જાણતો હતો, યા તેને માનવાનું કારણ હતું કે ગુન્હો બનેલો છે; ૩.—તે ગુન્હાને લગતી હકીગત, બાબતો,—થોડી યા બધી તેને ખબર હતી; ૪.—તે છતાં તે વિશે પોલીસે પુછતાં, માહીતી સંબંધી ઈનિકાર કર્યો, યા ખોટી અને ઉડાઉ હકીકત, યા અપૂર્ણ હકીગત બતાવી; ૫.—સાક્ષીદાર પોતે જાણતો હતો કે પોતાને ખબર છે, તે ન કહેતાં, ખોટુંજ કહ્યું છે.

ઉપર પ્રમાણે પુરાવો હોએ, તો સાક્ષીદાર પોલીસ આગળ જુઠું બોલ્યો, તેથી આ કલમમાં તેનો સમાસ થઈ શકશે. માત્ર તેવી બાબતો મળવી જોઇએ. ઉદાહરણ તરીકે,—કોઇ ખેતરમાં બે પાર્ટીઓ વચ્ચે ખુનખાર લડાઈ થઈ, ને કુહાડીઓ ઉછળી, પરિણામે એક બે માણસ મરણ પામ્યાં. જોડેના ખેતરમાં આગળ પાછળ માણસો ઉભેલાં છે, ને તેઓ આ સર્વે જુએ છે. રસ્તેથી જનાર ગાડાંવાળા યા વાટે જનાર કેટલાક આસામીઓ આ બધું જુએ છે. નજીકમાં એક છાપરું છે, તેમાં રહેતા ત્રણ ચાર આસામીઓ પણ જુએ છે, તે છતાં, પોલીસ ચોકશી વખતે એ બધા યા થોડા ઈનિકાર કરે, ને કહે કે હમો ત્યાં ખેતરમાં યા રસ્તે હાજર ન હતા, ને હમે તો ગામમાંથી બહાર ન જતાં પોતપોતાના ઘરમાં હતા,

તેથી શું બન્યું તે જાણતા નથી, તો તેઓ ત્યાં નજીકમાં હતા, ને હકીગત જોઈ શકયા હતા, તેથી જાણુકાર હતા, એટલું છતાં ઇનિકાર ગયા, એમ પુરાવો મેળવવામાં આવે, તો કલમ ૨૦૩ પ્રમાણે એવા જુઠ્ઠુ કહેનાર બધા શિક્ષામાં જશે.

**જામીન વગેરે બાબત.**—પોલીસ અખત્યાર બહાર. જામીન લેવાય; કલમ ૨૦૨ માં "સમન્સ" ને કલમ ૨૦૩ માં 'વારંટ' નીકળે.

કલમ ૨૧૧.—નુકશાન કરવાના ઇરાદાથી ગુન્હાનું ખોટું તોહોમત મુકે. તે છે; તે સારૂ કલમ ૧૮૨ નીચે આ ચોપડીમાં હકીકત લંબાણથી દર્શાવેલી છે.

કલમ ૨૨૪.—કાયદા મુજબ પકડતાં, કોઇ શખસ સામે થાય, યા કાયદાસર કેદમાંથી નાસી જાય,—તેને માટે છે; (પોલીસ અખત્યારી છે. જામીન લેવાય.)

કલમ ૨૨૫. अ.—સરકારી નોકર કોઈને પકડવામાં ગફલત કરે, નાસી જવા દે, તો; (પોલીસ અખત્યાર બહારનો—જામીન લેવાય).

કલમ ૨૨૫. ब.—કાયદાસર પકડવામાં સામા થવું, કાયદાસર કેદ યા અટકાયતમાંથી નાસી જવું, વગેરે, જેનો મમાસ બીજી કોઇ કલમમાં ન થતો હોય, તે બાબત માટે છે. પોલીસને હંમેશાં આ કલમ જરૂરી છે. (પોલીસ અખત્યારી છે. જામીનન લેવાય).

કલમ ૨૧૨.—ગુન્હેગારોને છુપાવે, આસરો આપે, તેને માટે છે;

કલમ ૨૧૬.—કેદમાંથી નાઠેલાને- એજન— એજન—

કલમ ૨૧૬—અપહરણ અને ડાકાઇટી કરનારને આસરો આપે, તેને સારૂ છે.

**જામીન બાબતમાં.**—કલમ ૨૧૨ તથા ૨૧૬ તથા ૨૧૬ अ પોલીસ અખત્યારી છે. જામીન લેવાય.

---

# પ્રકરણ ૮મું.

---

## સિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હાઓ.

પીનલ કોડમાં આ સિક્કા વિરૂદ્ધ ગુન્હાનુ **પ્રકરણ ૧૨મું** છે, અને પોલીસને તે બહુ અગત્યનું છે; અને તેથી એમાં સમજુતી બહુ બંબાણથી આપેલી છે. આ ૧૨માં બાબ પ્રમાણે જે ગુન્હા બદલ ત્રણ વરસ કેદની યા જાદે શિક્ષા થઇ શકે, એવા કોઈ પણ ગુન્હાનો તકસીરવાર ઠરેલ શખસને, ફરીથી એજ બાબ પ્રમાણેના કોઈ એવાજ ગુન્હા સારૂ તકસીર

ચાર ઠરાવવામાં આવે, ત્યારે તેને પીનલ કોડ કલમ ૭૫ પ્રમાણે **વધારેલી શિક્ષા** કરવામાં આવે છે, તે વિશે આગળ કલમ ૮૫ નિચે આપેલું છે, તે અત્રે યાદ રાખવી જોઇએ છે.

**સિક્કાની વ્યાખ્યા.**—"સિક્કો એટલે જે ધાતુ ચાલુ સમયે નાણાં દાખલ વપરાતી હોએ, તથા જે પર છાપ મારીને નાણાં દાખલ વાપરવા માટે તેહને કોઇ સંસ્થાનના અથવા ઉપરી સરકારના હુકમથી, બહાર પાડી હોએ, તે ધાતુ." (કલમ ૨૩૦).

**રાણીનો સિક્કો.**—જે સિક્કા ઉપર છાપ મારીને તેને રાણીના હુકમથી, અથવા હિંદુસ્તાનની સરકારના, અથવા કોઈ પણ પ્રેસીડન્સીની સરકારના, અથવા રાણીના રાજ્ય માંહેલી કોઈ પણ સરકારના, હુકમથી નાણાં દાખલ વપરાવા માટે બહાર પાડયો હોય, તે સિક્કો, તે રાણીનો સિક્કો. (કલમ ૨૩૦).

**કઇ કઈ ચીજો સિક્કો છે, અને કઈ કઇ નથી.**—ફરકા—આદી રૂપીઓ એ સિક્કો ગણાય, એમ કાયદાથી ઠર્યું છે. કોરીઓ ને સિક્કો ગણવો નહીં. ત્રાંબાનો છાપ વગરનો કડકો સિક્કો નથી. બીલ્લાઓ અને ચાંદ સિક્કા નથી. જે સિક્કાને કંપનીનો રૂપીઓ કેહેવામાં આવે છે, તે રાણીનો સિક્કો છે. (કલમ ૨૩૦ નાં દ્દષ્ટાંતો).

**નોટ.**—ખોટું બનાવવું, એની વાખ્યા કલમ ૨૮ માં આપી છે; તે પ્રમાણે,—જે શખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે, એવા ઇરાદાથી કે તે સરખાંપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે, તે શખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું."

તેના ખુલાસામાં બતાવ્યું છે કે નકલ બરાબર થવી જોઇએ, એમ જરૂરનું નથી. તેમજ,—બનાવટ કરે તે વસ્તુનું એવું સરખાપણું હોએ કે ફરબે થાએ, તો બનાવટ કરનારનો ઇરાદો ફરેબ કરવાનો હતો એવું અનુમાન, વિરૂદ્ધ પૂરાવાની ગેરહાજરીમાં, કરવામાં આવશે.

**શિક્ષાની કલમો.**—જે માણસ સિક્કો ખોટો બનાવે, અથવા જાણીબુજીને ખોટો બનાવવાનો કાંઇ પણ ભાગ કરે તેને ૭ વર્ષ સુધીની

ગસે તે પ્રકારની કેદની શિક્ષા, તથા દંડ થશે. (કલમ ૨૩૧). અને રાણીનો સિક્કો બનાવે, તો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા, ઉપરાંત દંડ પણ થશે. (કલમ ૨૩૨).

બીજી કલમો જાણવાજોગ સંક્ષેપમાં નીચે આપેલી છે:-

| કલમ. | હકીગત. |
|---|---|
| ૨૩૩. | સિક્કો બનાવવાનાં હથીઆર બનાવવાં અથવા વેચવાં તે વિશે. |
| ૨૩૪. | રાણીનો સિક્કો ખોટો બનાવવા સારૂ હથીઆર અથવા સામાન પાસે રાખવો. |
| ૨૩૫. | સિક્કો ખોટો બનાવવાનાં કારણુસર હથીઆર યા સામાન પાસે રાખવો. યા રાણીનો સિક્કો ખોટો બનાવવા સારૂ એ પ્રમાણે કરવું તે. |
| ૨૩૬. | બ્રીટીશ હિંદુસ્તાનની માંહે રહીને, બ્રીટીશ હિંદુસ્તાનની બહાર કાંઇ ખોટો સિક્કો બનાવવામાં મદદગારી કરવી. |
| ૨૩૭, ૨૩૮. | ખોટા સિક્કો યા રાણીનો સિક્કો (ખોટો) આ દેશમાં લાવવો, અથવા આ દેશમાંથી બહાર લઇ જવો. |
| ૨૩૯,૨૪૦. | કોઇ સિક્કો, યા રાણીનો સિક્કો ખોટો છે, એમ જાણીને રાખ્યો હોય તે બીજાને દગલબાજીથી આપવો |
| ૨૪૨,૨૪૩. | કોઈ સિક્કો, અથવા રાણીનો સિક્કો કોઈ શખસની પાસે આવતી વખતે એમ જાણ્યું હોએ કે આ સિક્કો ખોટો છે, તે છતાં પાસે રાખવો. |

આ ગુન્હાઓ મુખ્ય છે, અને ઘણાખરા બને છે. બીજી કલમો માટે કાયદો જોવો. સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હાઓની કલમો ૨૫૫ થી તે ૨૬૩ સુધી છે, પોલીસને તે કલમોનું કવચીતજ કામ પડે છે, તેથી જરૂર પડે, કાયદો જોવો.

**ખોટા સિક્કોઓની બાબતમાં વિશેશ સમજુતી**—ખોટા સિક્કા પાડવાના ગુન્હાઓ ચાલુ જમાનામાં વધી પડયા છે; અને પ્રથમ જ્યારે અમુક જાત, જેવાકે બીજાપુર તાલુકાના છપરબંદ લોકોજ, આવા ગુન્હાઓમાં ઘણા ચાલાક તથા પ્રવીણ હતા, ત્યારે હાલ કેટલાંક વરસોથી કાઠીઆવાડ તથા ગુજરાતના કેટલાક સોનીઓ, લુવારો, તથા બીજા રખડતા પરદેશી, પઠાણો, તથા સાધુ, ફકીર વગેરે લોકો આવા ગુન્હાઓ કરતા જણાયા છે. તે પોલીસે આ બાબતમાં કેટલીક ખાસ હકીગત જાણવી તથા યાદ રાખવી જોઇએ છે. આ ચોપડી લખનારને પોતાની

લાંબી નોકરી દરમ્યાન ખોટા સિક્કાના ગુન્હા સંબંધી બાબતનો અસાધારણ અનુભવ મળેલો હોવાથી, તથા નામદાર સરકારે એ બાબત ખાસ તપાસ કેટલાક નામાંકિત યુરોપીયન અમલદારો પાસે કરાવેલી, તે સંબંધમાં, કર્તાએ ખાસ અભ્યાસ કરેલો હોવાથી, આ બાબતમાં અનુભવથી સિદ્ધ એવી કેટલીક અતિ ઉપયોગી સૂચના તે આપી શકે તેમ છે. તેથી હાલ ચાલતી રીતિનું પુરતું જ્ઞાન મળી શકશે, અને કામમાં બહુ મદદ મળી શકશે.

ખોટા સિક્કા બનાવવાની બાબતમાં, ગુન્હેગારો ઘણું કરી રૂપીઆ વધારે બનાવે છે. એઆની, પાવલી અને અડધા કવચીતજ બનાવે છે, કેમકે તેમાં વધારે લાભ નથી, ને મેહેનત તો તેટલીજ છે. પણ આવા નાનાં સિક્કાઓ પણ કોઇવાર બને છે ખરા.

**ખોટા સિક્કા બનાવવાની બે રીતો.**—આ ખોટા સિક્કા બનાવવામાં બે રીતનો ઉપયોગ થાએ છે. એક તો–બીબું યા **"મોલ્ડ"**થી બનાવે છે; બીજું,–**"ડાઇ"**–યાને છાપથી બનાવે છે. બીબાં યા 'મોલ્ડ'ની રીત સેહેલી અને ખાત્રીપૂર્વક છે, જ્યારે "ડાઇ"ની રીત મુસ્કેલી ભરેલી છે, અને ધારેલું પરિણામ લાવતાં અપૂર્ણતા રહી જાએ તેવી છે. બીબાં યા 'મોલ્ડ' મોટે ભાગે મટોડી, યા કવચિત રેતીનાં બનાવવામાં આવે છે. ગોપીચંદ અથવા બાલાપુ, અથવા ચીકણી મટોડીના ગાંગડાનો ભુકો કરી ચાળી સાફ વસ્ત્ર ગાળ કરી, પછી તેમાં થોડું પાણી મેળવી, રેતી હોએ તો સેહેજ ગાળેલો સરસ યા ગુંદર મેળવીને–તેનો જરૂરજોગ ઘાડો લોચો પ્રથમ માફકસર ઘટ બનાવે. તે પછી તેના બે ચકતાં યાને **"ડીસ્ક"** બનાવે છે. તે પછી એક ચોખ્ખો સાફ અક્ષરોવાળો તથા છાપ સરસ રીતે ઉઠેલી હોએ, તેવો રૂપીઓ લઇને તેને કોપરેલ યા મીઠું તેલ, યા એરંડીયું સેહેજ લગાડીને, તે બે ચકતાંની વચમાં મુકે. પછી તે સિક્કાની આગળ પાછળ તેમજ ઉપર તળે ધીમે ધીમે દબાવીને એક નાની ઘડીઆળ જેટલું ઉંડું કામ બનાવે. પછી તેને ફેરવી ફેરવી જરૂરજોગ ડાબતાં ડાબતાં, ઓઠું પોતાને ફાવટ આવે, તેવું તૈયાર કરી તેમાં નિશાન ખસ-રીને, તેને કોર આગળથી એવી રીતે કાપીને બે અડધીયાં બનાવે કે બરાબર જોઇતી ચોકસાઇથી ગોઠવાય. પછી પેલો રૂપીઓ તેમાંથી કાહાડી

લે, અને તેમાં એક એવી ઝીણી ધીસો પાડે કે તેમાંથી જે ધાતુ ઓગાળીને રૂપીઓ બનાવવો હોએ, તેનો રસ બરાબર રેડી શકાએ. પછી તે ઓહાંને અંગારા યા ગરમ રાખમાં અમુક વખત રાખી મુકી સખત પાકું બનાવે, અથવા ઉપર ખૂબ ચીથરાં વીંટાળી તેને સળગાવીને પકવે, ને તે પછી ચપુની અણીથી તેને સાફસુફ કરી નાંખે. એ રીતે એ કામના અનુભવી અને ચાલાક માણસને હાથે બહુ થોડા વખતમાં આવું ઓહું તૈયાર થઇ શકે છે. પછી છાણમાં તે ઓહાંને એવી રીતે ગોઠવે કે રસ રેડવાની બનાવેલી ધીસી ઉપરની બાજુ તરફ ગોઠવાઇ રહે. તે પછી તાંબુ, કાંસું, કલાઇ, સીસું, અને જસત, એટલી ધાતુમાંથી ફાવટ આવે તેમ મેળવણી કરી તેનો ગાળીને ઉનો રસ બનાવે; અને પછી કડછીથી, યા પળીથી, યા ચમચાથી, યા સીપોડીથી પેલા રસમાંથી જોઇતો જોઇતો રસ પેલી ધીસી વાટે સંભાળથી રેડે. એ કામના વાકેફગાર શખસોને અનુભવથી એવી હથોટી આવી જાએ છે કે એક સિકકો પાડવામાં આટલોજ રસ જોઇએ, એમ સેહેજે જાણી શકે છે, અને રેડતાં બરાબર તેમાં ઉતરી જાએ, એમજ રેડી શકે છે. થોડીવાર રહેવા દીધા પછી તે સિકકો બંધાઈ જાએ છે, તે કાઢી લેતાં, તેના ઉપર ઝીણી રેતરડી, ચપુ કાનસ વગેરેથી કાપા વગેરેમાં સુધારા કરી લેવામાં આવે છે. ને સાફસુફ કર્યા પછી, એ રીતે રૂપીઆનો સિકકો તૈયાર થઈ શકે છે. ધાતુની મેળવણી બાબતમાં, એવી ખૂબી અનુભવથી આવે છે કે રૂપાના જેવોજ દેખાવ તથા ખખ-ડાવતાં તે બોદો ન બોલે, પણ તેનો રણકો, ખરા રૂપીઆ જેવોજ થાય છે. આવા એક "મોલ્ડ"માને બીબાં ઉપરથી દસવીસ રૂપીઆ સાધારણ રીતે પાડી શકે છે. વખતે સો રૂપીઆ સુધી પાડી શકે; અને બીબું સારૂં મજબુત બન્યું હોએ તો,—અને કામ બનાવનાર માણસ અનુભવી અને એ કામનો હુંશીઆર કરવઇયો હોએ તો તેથી વધારે રૂપીઆ પાડતાં પણ બગડે નહીં, ને ભાંગે પણ નહીં. પણ જરૂર હોય ત્યારે નવું તૈયાર કરતાં કાંઇ ખરચ પડતો નથી, ને ઝાઝી મેહેનત પણ નથી. અનુભવવાળા કરનારને માત્ર નાનાં છોકરાની રમત જેવું આ છે, અને તે છતાં તેનો ઉપયોગ આટલો બધો તેઓને લાભકારક છે.

આ રીત સામાન્ય છે; પણ આવાં ઓઠાં બનાવવાની જુદી જુદી ફાવે તેવી રીત, ગુન્હેગારો પોતાની તીવ્ર મગજશક્તિથી ઉપજાવીને, ઓઠાં જુદી જુદી રીતે બનાવી શકે છે.

**બીજી રીત—'ડાઇ'યાને છાપથી બનાવવાની છે.**—પોતાને ફાવટ આવે તેમ લોઢાના, યા ત્રાંબાના, યા સીસાના કડકા ઉપર અને કવચીત સખત લાકડાના ચકતાં ઉપર ખરો સિક્કો દાબીને ઉતારી લે, ને પછી ઝીણાં ટાંકણાથી કોતરી કાઢે છે. ને તેના ઉપરથી પણ 'ડાઇ' બનાવી ધાતુના કકડા લીસા બનાવીને ઘા મારી યા ઠોકઠાક કરી, ખોટા રૂપીઆ બનાવી કહાડે છે. આ રીતથી બનાવતાં જોઇતો ઘાટ આવતો નથી, અને તેમાં કોરમાં, યા, આંકામાં અપુર્ણતા રહી જાએ છે, તે બહુ કોશીસ છતાં, જોઇતી સફાઇથી હાથે સુધારી શકાતી નથી. કાનસ, ચપુ વગેરેથી સુધારી લેવાની હંમેશ જરૂર રેહે છે. આવા પ્રકારે બનાવેલા રૂપીઆ વેહેલા પકડાઈ જાએ છે. વળી એ રીત મુશ્કેલી અને મહેનત ભરેલી છે, અને તે છતાં, તેને અગે હંમેશ અપુર્ણતા રહેલી છે લુહાર, સોની વગેરે જેઓ આવા 'ડાઇ'યા છાપા બનાવવામાં હોંશીઆર હોએ છે, તેઓ આ રીત પોતાની હસ્તકૃત હોઇને પસંદ કરે છે. 'ડાઇ' બે જાતની થાએ છે; ચીતરીને ખોદાય, ને ડાબીને પછી છાપ પડી રેહે તે ખોદાય.

**ખોટા સિક્કામાં શું ઓજાર તથા સામાન મળી આવે છે—** ખોટા સિક્કા પાડનારની અથવા પાડવાની જગાની જડતી લેતાં જે ચીજો મળી આવે છે, તે આ મુજબ છે:—કાતરો, કાત, ચપુઓ, ચીપીઆઓ, ચીમટાઓ, કડછી, પળી, ચમચા, માટીનો વાડકો, કટોરો યા તેવું વાસણ, ઝીણી ઘસવાની રેતરડીઓ, કાનસો, નાના મોટા સોયાઓ, સોયો, નળીઓ, અળસીનું તેલ યા કોપરેલ યા એરંડીયું, ગુંદર, સરસ, સુરમાની ધાતુ, કાંસુ, તાંબુ, જસત, કલાઈ, સીસું વગેરે, ધાતુના કડકા યા પતરાંઓ, કોયલાનો વાટેલો ઝીણો ભુકો, ચાળેલી રાખ, ઘસવાની પથરી, યા પથર, ચામડાંની નાની ધમણ, ભુંગળીઓ, કસોટીનો પથર, પારો, ગંધક, સુરોખાર, ઝીણી રેતી, ઘસવાનું મીઠું, ચીથરાં, ખીલા, અણી તથા ઝીણી ધાર કાહાડી ઘસેલાં, માટી, રેતી, ગોપીચંદન, ચામડું વગેરે,

**ખોટા સિક્કા ચલાવવાની રીત, પકડવાની રીત, જડતી વગેરે બાબત.**—ખોટા સિક્કા બનાવવાને નિરાંતની જરૂર હોવાથી હંમેશ એકાંત જગા, એકાંત ઘર, જાંહાં ઝાઝો પગરવ ન હોએ,–તેજ પસંદ કરવામાં આવે છે. પણ બીજા દેખીતા ધંધા સાથે આ કામ પણ કોઈ કરતો હોએ, ત્યારે એકાંત જગાની જરૂર નથી. ભટકતા લોકો જે આવો ધંધો કરનાર હોએ છે, તેઓ ભાડે ઘર લાંબો વખત રાખી રહે, અથવા નદી, તળાવ યા પાણી નજીક હોએ, તેવી જગા પસંદ કરી કોઇ ભાંગેલું બીસ્માર ખંડેર, દેહેરૂં, છાપરી યા ઉજડ ધર્મશાળા, યા છેવટ પીપળા યા વડ યા લીમડાનું મોહોટું છાયાવાળું ઝાડ નીચે જગા પસંદ કરે છે. સિક્કા બનાવનાર અહીં રહે છે, યા અમુક કામ કરે છે, એવી બાતમી પોલીસને ક્વચીતજ મળી શકે છે. પણ સિક્કા બનાવ્યા બાદ તેને ચલાવવા પડે, તે દરમ્યાનમાં,–ચલાવવાનાં કૃત્ય અને ક્રમમાં પકડાઈ જાએ છે. સિક્કા બનાવવાનું કામ કરનારને પોતાની મેહેનત અને જોખમનો યોગ્ય ફાયદો મેળવવામાં ભરોસાના માણસોની વધારે જરૂર રહે છે, તેથી પોતાના મળતીયા, યા સગાં,–ખાસ કરી ઓરતો ને બચ્ચાંઓ, નાના છોકરાઓ, સાથે રાખે છે, તેઓ એ વિદ્યામાં બહુ કુશળ અને ચાલાક હોય છે. પોતાના ગામની નજીક આવા લોકો ફાવતા નથી. તેથી દૂર પ્રદેશ હંમેશ પસંદ કરે છે. રૂપીઓ વટાવવાને બહાને ગામડીઆ અને બીન કેળવણીના અભણ ઓછી અક્કલના ગમારોને પસંદ કરી, તેઓ પાસે પરચુરણ લઇ, પ્રથમ ખરો રૂપીઓ બતાવી, પછીથી ચાલાકીથી ખોટો બનાવટી રૂપીઓ સેરવી દે છે, યા ચપળતાથી બદલી નાંખે છે. જે તે શખ્સ લઈ ખરો સમજી, ગામડાંના આવા લોકો, મરદ તથા ઓરતો ચાલ્યાં જાય છે. વળી બજારમાં સોદો લેવા જતાં અવારનવાર દુકાનો ઉપર જઈ હોંશીઆરીથી ભીડાભીડમાં રૂપીઆ ચલાવી દે છે. રૂપરંગમાં તથા ખખડાવતાં ખરા રૂપીઆના રણુકાનો આભાસ હોવાથી, અભણ અને બીનવાકેફગાર દુકાનદારો, તેમજ ફેરીઆ તથા રસ્તા ઉપર બેસી વેચનારાઓ સેહેજ છેતરાઈ જાય છે. એ રીતે વેપાર ચલાવતાં કબી કોઇ ઓરત, યા છોકરો પકડાઈ જાય, યા વહેમ આવવાથી રૂપીઆની વધારે તજવીજ થાય, તો તેઓની સાથના બજારમાં ફરતાં માણસો હોય, તેની શોધ કરવી

જોઇએ. તે પછી તેઓથી પુછપાછ કરતાં તેઓના ઘર તે બતાવે નહિં, તો બીજી યોગ્ય પુછપાછમાં છેવટ ઘર જડે છે. ને ત્યાં એકદમ જડતી લેવાથી, તેમજ, એવા શક યા વહેમવાળાને તથા તેના મળી આવેલા સોબતીના અંગની જડતી લેવાથી ખોટા રૂપીઆ બીજા પણ મળી શકશે. અને ઘરોમાં ખોટા સિક્કા પાડવાનાં સાધનો ઉપર બતાવેલાં છે, તે ઘણું કરી જડશે. આજ રીતે ઘણા ગુન્હા આવા પ્રકારના પકડાએલા છે. વળી મેળાઓમાં, જાત્રામાં આવા બનાવ બનવાની બહુ સારી તકો હોય છે, અને સોદો લઇ, તે પાછો કોઇ બાહને આપી, રૂપીઆની આપ લે વખતે, ચાલાકીથી ખોટા રૂપીઆ ચલાવી દે છે. ધર્મશાળા તથા દેવસ્થાનોમાં તથા એવી જગાએ ઉતરેલા પરદેશીઓને હંમેશ તપાસતાં, તથા તેઓનું ગુજરાન અને આજીવિકાના સાધનો ઉપર, તથા તેઓની હીલચાલ ઉપર અગર ઘટતી નજર રાખવામાં આવે, તો કેટલીકવાર વાજબી શક ઉપજે છે. ફક્ત ભીખ માગવાનું માત્ર બહાનું તરીકે સાધન બનાવના હોએ, તેવા લોકો ટપાલ મારફતે પોતાને દેશ 'મનીઓરડરો' મોકલતા પકડાયાના દાખલાઓ બન્યા છે. અને તેવાઓની યા તેમની રહેવાની જગોની જડતી લેતાં, પોલીસ છેતરાઇ જાય છે. ગોપીચંદન યા માટીનો ભુકો, યા ચંદનના નાના મણકા, યા માટી યા ચંદનનો તાજ મહાલ આકૃતિનું દેહેરાસર,–સીંગાસન, યા દેવના તેમાંથી બનાવેલાં બાવલાં દેખાય છે. તે અમારા ઇષ્ટદેવ છે. એમ બતાવીને તેની ગલાલ, અબીલ ચંદનફુલ વગેરેથી હંમેશ પુજા કરેલી દેખાડે છે. પણ, તે વિશેની બારીક તપાસમાં આ બધું માત્ર બીબાં બનાવવાની માટી હોવાનો અનુભવ મળ્યો છે, માત્ર છેતરવા સારૂ અને વ્હેમ દૂર થવા સારૂ અનેક યુક્તિઓ રચાય છે. માટીનો ભુકો યા રેતી વગેરે જડે તો, તે મહાત્માની જડી બુટી છે,–કોઈ પવિત્ર તીર્થની મટોડી છે, ઔષધ છે,–વગેરે જવાબો તૈયાર રાખી મુકે છે. તેથી અનુભવ વગરના પોલીસ અમલદારો છેતરાઈ જાય છે. જડતી લેતાં સાવચેતીથી આ બધું બારીકાઇથી જોવું, અને તપાસવું. ને ઉપલક ઉડાઉ જવાબથી સંતોષ ન પકડતાં, તપાસમાં ઉંડા કાળજીપૂર્વક ઉતરવું. પોલા વાંસ, પોલી લાકડી, ગેંડી વગેરે ખાસ બારીકાઇથી તપાસતાં આવી માટી, યા સીકકા જડી આવે છે. શરીરની જડતી લેતાં મોહોંમાં ખાડામાં

સીક્કા રાખતાં, ગુદામાં રાખતાં, ઓરતો પોતાની છુપી જગામાં રાખતાં, ચોટલામાં, જટામાં, તથા ફડકાવાળાં કપડામાં રાખતાં, પણ માલમ પડયાં છે. ઘરની ઝડતી લેતાં, ઘરમાં રહેનારાઓને પહેલાં દૂર કરી, પુરતો નીગેહબાનીથી છુટા રાખવા; કેમકે એવા ખોટા સીક્કાના ઓઠાં વગેરે તૈયાર હોય, ત્યારે અંદર અંદર તેઓ બહારથી દેખાવની લડાલડી કરી, તેને ભાંગી તોડી નાંખે છે. ને તેઓ મુદ્દાની ચીજો હાથ આવે નહી, તેમ હરેક બની શકતી તજવીજ કરે છે.

જુદા જુદા અમલદારો તથા દુકાનદારોની પુછપાછમાં, આવા લોકો પોતાની હસ્તી તથા ધંધો બને તેમ છુપાવવા ખાતર, તેમજ પાછળ પકડવાનાં સાધનો ન રહે, તે સારૂ પોતાનાં નામ, રહેવાની જગો, પોતાની સાથેના માણસોની બાબતો,—તથા નિર્વાહના માર્ગ હેરફેર બતાવે છે. એકજ ટોળીના, સમુહના, અને ઘણીવાર સગાંઓ છતાં,—જાણે એક બીજાને ઓળખતાજ નથી—એમ બતાવે છે. તેથી આવી હકીકતની તપાસ રાખતાં, કાંઇ આ પ્રમાણેનું જણાય તો,—વિશેષ ધ્યાન અને બારીકાઇથી તપાસની જરૂર છે, એમ સમજવું. વળી,—જરા પણ વ્હેમ યા સંશય આવે કે, ઉઘાડા પડી જવાનો, યા—ફસાઇ જવાનો વખત આવેલો છે, યા એવી કાંઈ ચકચાળ જોવામાં આવે કે—આવા ભટકતા ગુન્હા કરનાર નાઠાજ છે, એમ સમજો. જુદે જુદે વાટે તથા રસ્તેથી અમુક અંતરે મળવું, એમ નિશ્ચય ઠેરવી, બનતી ઝડપથી જવાનાજ. દેશના અજાણ્યા તેથી, નિશાનીઓનો ઉપયોગ કરે છે; તે એવી રીતે કે રસ્તામાં વળવાની જગો આવે ત્યાં ઝાડમાં ખીલો યા કોઈ કોતરકામ, યા કાંઈ લુગડાનું ઇંધાણુ, યા પત્થરનો ઢગલો, યા એવું કાંઇ નકકી કરેલું નિશાન કરી જાય છે કે, પાછળ આવનાર શખસને તે સંજ્ઞાથી સમજ પડે છે કે આ રસ્તે જવું. એમ આખે રસ્તે નિશાનો જોતો જોતો જાએ છે, ને છેવટ કોઈ નિર્ભય જગે પાછા આવી મળે છે, અને પોતાનો ધંધો શરૂ કરે છે.

ફકીર, સાધુઓ વગેરે ઉપર આ કારણથી વિશેષ નજર રાખવા સરખું છે; ને થોડો અનુભવ અને યોગ્ય તર્કશકિતની ખીલવણી સાથે આ હકીગત સુઝતી આવે છે.

**ખરા ખોટા સિક્કાની પારખ,**—બનાવટી સિક્કા જ્યારે કદરૂપા અપૂર્ણું બનાવટવાળા, બેઠા, બોદા અવાજવાળા, યા કોઈ રીતે કૃત્રિમ રૂપ સૂચક હોય છે, ત્યારે તે બનાવટી છે, એમ જાણુવાને વાર લાગતી નથી, તેમ બહુ અક્કલની જરૂર પડતી નથી. પણ બહુ હોંશઆરીથી કરેલા બનાવટી સિક્કામાં એવો તો ઉસ્તાદી હાથ રહેલો હોય છે કે તે દોષરહિત, અને આમેહુબ રૂપ, રંગ ને અવાજમાં, જાણે ખરા સિક્કા જેવોજ હોય છે. તેથી તે બનાવટી છે એમ જાણવામાં ખાસ માહીતી, ગુણદોષ બાબતની હોય, તોજ ચોકસ નિર્ણય થઈ શકે છે, તેથી આ પુસ્તક કર્ત્તા પોતાના અનુભવ તથા ખાસ અભ્યાસ ઉપરાંત એ બાબતમાં મોટા યુરોપિયન પોલીસ અમલદારોનાં અનુભવ સિદ્ધ પુસ્તકો ઉપરથી, નિચેની સૂચનાઓ રજુ કરે છે, અને તેથી ખાસ જ્ઞાન એ બાબતનું યથાસ્થિત મળશે.

| ખરા સિક્કાનું વર્ણુન. | ખોટા બનાવટી સિક્કાનું વર્ણુન. |
|---|---|
| ૧. કિનારની જાડાઇ, બધેબધ જ્યાં જુઓ, ત્યાંથી સરખીજ, | કિનારની જાડાઇ સઘળે સરખી નહીં, પણ ઓછી વત્તી. |
| ૨. રંગ,ચળકતો રૂપેરી સફેત, તાજા જેવો, રૂપાનો સિક્કો છે, એમ દેખાતો, અને વપરાયલો છતાં ઓળખાઇ આવે તેવો;ખરો સિકકો દાટેલો હોય યા બીજી રીતે ડાઘવાળો હોએ, તો રંગનો પ્રકાર જ્યાં રહ્યો હોય, ત્યાં ઉપર પ્રમાણે. | રંગ કાળાસપર,ભુરાશ પડતો અસ્વચ્છ મિશ્રીત, રાખોડી રંગ, થંડો પડી ગએલો, અને ખરા સિક્કા રૂપાના ચળકાટ રહીત, ઝાંખો, ફીકકો. |
| ૩. ગોળ કોર ઉપરના દાંતા એક સરખા અને હાર દોર. કાપા યા દાંતા ગણી જોતાં ૧૫૦, દાંતા સરખે અંતરે, બરાબર સાફ કાપેલા, વચ્ચે જગા બધે બધ એક સરખી, ઉંડાઇ સરખીજ. | બેડોળ, વાંકાં, ત્રાંસા,નમતા, દાંતાની સંખ્યા ઓછાવત્તી, વચેની જગા સરખે અંતરે નહીં પુરાઇ ગએલી,સરખી ઉંડાઇ નહીં, હારદોર નહીં, દાંતામાં કેટલાક વાંકાચુંકા, ભાંગેલા, ખોડવાળા વગેરે. |
| ૪. વગાડતાં અવાજ સાફ, ઉંચો રણુકો કરતો હંમેશ મુજબ. | વગાડતાં રણુકો સાફ નહીં, સહેજ બોદો યા તીવ્ર. જેથી માંહે હલકી ધાતુનું મિશ્રણુનો ભાસ આવે |
| ૫. ખરો સિક્કોવાળતાં વળી ન જાએ. | ખોટો સિકકો વાળે યા જોરથી દાબે, તો વાંકો થાએ, વળી જાએ. |

| ખરા સિક્કાનું વર્ણન. | ખોટા બનાવટી સિક્કાનું વર્ણન. |
|---|---|
| ૬. બેઉ બાજુ ઉપર છાપ, આગળ તથા પાછળથી સ્પષ્ટ તરી આવેલી, સરખી અને સ્પષ્ટ ઉપડેલી, અક્ષરો સાફ અને બરાબર ઉપડેલા, જાડાઇ સરખી, સિક્કાની કોરની અંદરની બાજુના મણકા સરખાં કદ અને દેખાવનાં. સને ૧૮૭૬ના તથા તે સુધીના સિક્કા ઉપર ઉમેજી અક્ષરે "વિકટોરીઆ કવીન" શબ્દ હોએ; તે પછીના વરસોના સિક્કામાં "વિકટોરીઆ એમપ્રેસ" શબ્દ હોએ; સને ૧૯૦૩ પછી "એડવર્ડ ૭ મો, કીંગ એન્ડ એમ્પરર" શબ્દો હોએ; સને ૧૯૧૪ થી "જોર્જ ધી ફીફ્થ, કીંગ એમ્પરર" શબ્દો હોએ. | ખોટા બનાવટી સિક્કામાં છાપ સરખી સ્પષ્ટ ઉપડેલી ન હોએ, અક્ષરો સાફ સફાઇદાર ન હોએ, સરખા બધેથી ન હોએ, કાંઇ વાંકાચુકા હોએ, જાડા પાતળા, ઝાંખા હોએ, મણકા નાના મોટા, છુંદાયલા સમાંતરે ન હોએ, ખોડખાંપણવાળા હોએ, બરાબર ઉપડેલ બધેબધથી ન હોએ, 'ડાઇ' ઉપરથી સિક્કો પાડયો હોએ, તો વખતે ઉમેજી અક્ષર 'એન" ઉંધો, પડેલો જણાય; આકૃતિમાં કાંઇક ન્યુનતા, બેડોળપણું હોએ. |
| ૭. વજન તોળતાં સરખુંજ હોએ. ઘસાયલો સિકકો હોએ તોએ લગભગ તેજ હોએ. આ સારૂ તેજ વરસના બીજા સિક્કા સાથે સોનીના ખરા કાંટામાં તોળી જોવું. | વજન વધારે ઓછું હોએ. |
| ૮. ખરા સિક્કાની ધરતી યા જમીનની સપાટી સાફસુફ, સરખી, અને દોષરહિત હંમેશ હોએ, ને સ્પષ્ટ રીતે લીસી હોએ. | ખોટા બનાવટી સિક્કાની જમીન યા સપાટી (જે ઉપર છાપ મારવામાં આવે છે તે જમીન) ને દુરબીન યા મોટું દેખાડનાર કાચ—"મેગ્નીફાઇંગ ગ્લાસ" થી સંભાળપૂર્વક તપાસતાં,–બહુ ઝીણાંબારીક કાંણાં કાંણાં દેખાશે, જાણે ઉપર ઝીણી ફોલ્લીઓ હોએ, તેમ દેખાશે, કાંઇ પદાર્થ વળગી રહેલો. ઝીણા મસા જેવું, અથવા બારીક તડ, ફાટ, ચીર, બારીક ટેકા વગેરે દેખાશે. એક સરખી સાફ તદન નહીંજ હોએ. આમ હોએ તો બનાવટી સિક્કાની અકસીર નીશાની છે. |

| ખરા સિક્કાનું વર્ણન. | ખોટા બનાવટી સિક્કાનું વર્ણન. |
|---|---|
| ૯. સિક્કાની કોર ઉપર હાથ ફેરવતાં, લીસી અને એક સરખી લાગશે. | હાથ ફેરવતાં કાંઇક જગાએ તુટીતાટી યા ખડબચડી, અને આંગળાંને ખુંચતી લાગશે. તેથી બનાવટી છે, એમ જણાશે. |
| ૧૦. એજ વરસના બે સિક્કા વચ્ચે, સિક્કાને મુકવો. કીનાર ત્રણે સિક્કાની એક સરખી એક નીચે એક રહે તેમ મુકવી બધેથી સરખીજ લાગશે. દાંતાઓમાં પણ કાંઈ ફરક નહીં લાગે. | એ પ્રમાણે ત્રણ સિક્કા જોડે તપાસતાં, કિનારમાં, તથા દાંતામાં ફેરફાર જણાશે. |
| ૧૧. ખરો સિક્કો અંગુઠા તથા હાથની પહેલી આંગળી વચ્ચે પકડી, પાછલી બાજુ (રીવર્સ બાજુ) ની છાપના મધ્ય બિંદુમાંથી એક કલ્પીત લીટી દોરીને, પછી સિક્કાને ચક્કર ફેરવવો; તો બીજી બાજુનું માથું બરાબર યોગ્ય જગે ઓળંબે મુકેલું જણાશે. | બનાવટી સિક્કામાં આમ ઘણી વખતે બનતું નથી. ઓછું, યા 'ડાઈ' બરાબર ધ્યાન રાખી ન ગોઠવ્યાથી ફેરફાર થઇ ગયો જણાશે. |

ઉપર અગીઆર પ્રકારે તપાસણી કરવાથી 'બનાવટી' સિક્કો પકડાઈ આવશે. ખરી ખાતરીની તપાસ તો ટંકશાળમાંજ થાએ છે, જ્યાં તેની "સ્પેસીફીક ગ્રાવીટી" તથા "એસેઇ" વિગેરે બાબતની તપાસ, એ કામના ખાસ કુશળ અમલદારો કરી શકે છે.

**નોટ.—ચલણી નોટોની બનાવટ વિશેમાં.**—'ફોટોગ્રાફી'ની રીતથી ખોટી નોટો ચલણી નોટો જેવી બનાવવામાં આવે છે; અથવા કાગળ ઉપર તમામ લખાણ "ટ્રેઇસીંગ" કરી બરાબર ઉતારી લેવામાં આવે છે. ખોટી નોટની બાબતમાં રંગના ફેરફારથી પણ નોટ પકડી શકવાનું કોઇવાર અશકય છે. પણ એક સેહેલો અને સરસ રસ્તો એ છે કે જે કાગળ ઉપર તે નોટ બનાવી હોએ, તે સરકારી છાપનો "ગવરમેંટ" પેપર—લીટીવાળો છે કે કેમ? સાદો કાગળ હશે તો તુરતજ માલમ પડી જશે, ને ખોટી નોટ છે, એમ જણે જાણે પકડાઈ જશે.

**નોટ.**—ખોટા સિક્કા સંબંધી ઉપરની માહિતીનો ઘણો આધાર, મહેરબાન એમ. કેનેડી સાહેબ ઈન્સ્પેક્ટર-જનરલ ઓફ પોલીસ, મુંબઈ ઇલાકો, એમની ચોપડી **"ક્રીમીનલ કલાસીસ ઇન ધી બૉમ્બે પ્રેસીડન્સી,"** તથા મહેરબાન એફ. એમ. વીન્સેંટ સાહેબ (સી. આઇ. ડી. ખાતું) સીમલા, ઇંડીઆ, એમની ખાસ શોધખોળની કરેલી નોટો ઉપરથી, તથા મદ્રાસ પોલીસ ગેઝેટ સને ૧૯૦૬ માં આપેલી સૂચના ઉપર, રાખી, તે સાથે ગ્રંથકર્ત્તાએ પોતાના ખાસ અભ્યાસ તથા અનુભવ ઉપરથી, આ હકીગત આપેલી છે, તેથી તે પોલીસ અમલદારોને ખાસ ઉપયોગી પડે તેવી છે.

**જામીન વગેરે બાબતમાં,—સિક્કા સંબંધી તમામ કલમો ૨૩૧ થી તે ૨૫૪ સુધીમાં, હરેકમાં પોલીસ વગર વારંટે પકડી શકે છે, એટલે પોલીસ અખત્યારી ગુન્હાઓ છે. જામીન લેવા.**

સ્ટાંપ સંબંધી ગુન્હાઓ.—કલમ ૨૨૫થી તે ૨૬૩ અ સુધીમાં પોલીસથી વગર વારંટે પકડી શકાય છે.

---

## કાટલાં તથા માપ સંબંધી ગુન્હા.

ક્રી. પ્રો. કોડ. કલમ ૧૫૩ને આધારે કોઈ પોલીસ સ્ટેશન અમલદારને પોતાની હદમાં ખોટાં કાટલાં યા માપ પકડવા સારૂ કોઇ જગામાં પેસવાનો અધિકાર છે, તે હકીગત આગળ આવી ગઇ છે. એ સંબંધી ગુન્હાઓ સંક્ષેપમાં આ છે:—

| કલમ. | હકીગત. |
|---|---|
| ૨૬૪. | તોળવાનું ખોટું યંત્ર દગલબાજીથી વાપરવું તે. (પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય. સમન્સ નિકળે). |
| ૨૬૫ | ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું. (પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય. સમન્સ નિકળે). |
| ૨૬૬. | ખોટા કાટલાં અથવા માપ પાસે રાખવાં. (પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય. સમન્સ નિકળે). |
| ૨૬૭. | ખોટાં કાટલાં અથવા માપ બનાવવાં અથવા વેચવાં. (પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય. સમન્સ નિકળે). |

---

## લોકોની તંદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા, નીતિ વગેરે વિરૂદ્ધ ગુન્હાઓ.

આ બાબતમાં કલમ ૨૬૮–૨૯૪ અ સુધી ગુન્હાઓ વર્ણવેલા છે, પણ પોલીસને જાણુવા જોગ આટલાજ છે:—

કલમ ૨૭૨માં—વેચવાને ઇરાદે ખાવાની અગર પીવાની વસ્તુમાં કાંઈ ભેળ કરવી, જેથી કાંઈ અવગુણ થાએ, તેને આ કલમ લાગુ છે; અને અવગુણકારક તેવી કાંઇ વસ્તુ વેચે તેને કલમ ૨૭૩ લાગુ છે. આ ગુન્હા પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય. સમન્સ નિકળે છે. સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરે, યા બિગાડે તેને કલમ ૨૭૭ લાગુ છે. આ ગુન્હો પોલીસ અખત્યારી છે. જામીન લઈ શકાએ.

**સરીઆમ રસ્તા ઉપર બેફીકરાઇથી હાંકવું અથવા સ્વારી કરવી.**—આ કલમ પોલીસને હમેશ ઉપયોગી છે. તે આ છે.—"કોઇ સરીઆમ રસ્તા ઉપર જે શખસ કાંઇ ગાડી એવી બેફિકરાઈ અથવા ગફ્લત ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે તેથી માણુસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા શખસને વ્યથા અથવા નુકસાન થશે એવો સંભવ દેખાએ, તે શખસને ૬ મહીનાની મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે" (કલમ ૨૭૯).

**નોટ.—આ ગુન્હો પોલીસ અખત્યારી છે. જામીન લઇ શકાય.**

**કલમ ૨૭૯ ઉપર સમજુતી.**—પુરાવાના મુદ્દાઓ આ છે.—૧લું,—તોહોમતદાર પોતે ગાડી હાંકતો હતો, યા ઘોડા ઉપર ચઢીને જતો હતો; ૨જું,—આ પ્રમાણે તે બેફીકરાઇથી અને ઉદ્ધતપણાથી કરતો હતો; એટલે—ઘોડો યા ગાડી અસાધારણ ઝડપથી, પુર વેગમાં જતી હતી. અથવા એટલી વધારે ઝડપથી જતી હતી કે—એ રસ્તામાં જે લોક હતા, તેની, અથવા હોવાનો સંભવ હોએ, તેઓની સલામતી ઉપર ધ્યાન નહીં રાખતાં, અને સલામતીમાં ખલેલ પહોંચે એટલી ઝડપ હતી; ૩જું,—બુમ પાડવાની, યા ચેતવણી આપવાની બાબતમાં સામાન્ય નિયમો ઉપર

ધ્યાન અપાયું ન હતું; ૪થું,—જે જગાએ તે હાંકતો હતો, યા ઘોડા ઉપર જતો હતો, તે સરીઆમ રસ્તો હતો; ૫મું,—કોઈ માણસની જીન્દગીને જોખમ થયું, યા—થવાનો સંભવ હતો.

ગાડી-યા ઘોડો ખરેખર જે હાંકતો હોએ, તેને શિક્ષા થઈ શકે; માલીક પોતે હાંકતો ન હોય, તો તેને શિક્ષા થઇ ન શકે. વળી રસ્તામાં અમુક શખસો હતા, અને તેઓને ઇજા થવા સરખું હતું એમ સાબીતી ન હોએ તો હરકત નહીં. તે રસ્તો બીજા લોકો વાપરે,—ત્યાંથી જાએ,—એવો સંભવ હતો,—એટલું સાબીત કરવું બસ છે, એવું કવીન એમ્પ્રેસ—વિરૂદ્ધ હોરમસજી નવરોજજી લોર્ડનો કેસ, ઇન્ડીયન લૉ રીપોર્ટ ૧૯ વાલ્યુમ, પાને ૭૧૫માં છે, તેથી ઠર્યું છે.

આજુબાજુના દુકાનદારો, રસ્તે જનાર લોકો, પેહેરાવાળા સિપાઇઓ વગેરેની જુબાનીથી આ મુદ્દા સાબીત કરી શકાશે,

## બીભત્સ પુસ્તકો, ગાયનો વગેરે બાબતમાં.

કોઇ બીભત્સ પુસ્તક, કાગળ, ચોપાનીઉં, ચિત્ર, તસ્વીર, પ્રતિમા અથવા આકાર વેચે અથવા વેહેંચે, અથવા સર્વે લોક જોએ, તેમ દેખાડે તેને શિક્ષાની કલમ ૨૯૨ છે. કોઈ દેવસ્થાન, મૂર્તિ, રથ ઉપર યા ધર્મ સંબંધી બાબતમાં વપરાતી કોઇ પ્રતિમાને આ કલમ લાગુ નથી.

ઉપલી કલમમાં લખેલી ચીજ (જેને સારૂ શિક્ષા ઠરી છે) પોતાના કબજામાં રાખે તેને કલમ ૨૯૩ પ્રમાણે સજા થાએ.

કોઈ જાહેર જગોમાં અથવા તેની પાસે જે માણસ કાંઇ બીભત્સ ગીત અથવા લાવણી અથવા શબ્દો ગાઈ યા બોલીને બીજાઓને દુઃખ આપે તેને સારૂ શિક્ષાની કલમ ૨૯૩ છે.

**નોટ**—આ કલમો ૨૯૨, ૨૯૩, ૨૯૪. પોલીસ અખત્યારી છે; જામીન લેવાય.

**લોટરીની ઑફીસ રાખવી.**—તેને સારૂ કલમ ૨૯૪ અ છે. પોલીસ અખત્યારી નથી. જામીન લઇ શકાએ; સમન્સ નીકળે સરકારની મંજુરી વગર કામ ચાલી શકે નહીં.

## ધર્મ સંબંધી ગુન્હાઓ વિષે.

ધર્મ સબંધી ગુન્હામાં કલમ. ૨૯૫, ૨૯૬, ૨૯૭ પોલીસ અખત્યારી છે. તે આ છે:—

૨૯૫. કોઇ જાતીના ધર્મને અપમાન કરવાના ઈરાદાથી કોઈ પુજાના ઠેકાણુને અપમાન કરવું અથવા ભ્રષ્ટ કરવું. (જામીન લેવાય. પોલીસ અખત્યારી છે).

૨૯૬. કોઇ તેવી સંબંધી મંડળીને અડચણ કરવી. (જામીન લેવાય, પોલીસ અખત્યારી છે).

૨૯૭. કબરસ્તાન વગેરેમાં દીલ દુખવવાના ઈરાદાથી વગર રજાએ જવું. (જામીન લેવાય, પોલીસ અખત્યારી છે); ધર્મ સંબંધી

૨૯૮. –કોઇ શખસનું દીલ દુખવવાને ઈરાદે કાંઈ શબ્દ બોલવા. (પોલીસ અખત્યારી નથી. જામીન લવાય. સમન્સ નિકળે).

---

# પ્રકરણ ૯ મું.

## માણસના શરીર સંબંધી ગુન્હાઓ.

---

માણસના શરીર વિરૂદ્ધ ગુન્હાઓની બાબત પોલીસને બહુજ અગત્યની છે. પ્રથમ વિચાર મનુષ્યવધની બાબતમાં કરવાનો છે. કોઇ એક માણસનું બીજા કોઈ માણસને હાથે મરવું, એનું નામ સામાન્ય ભાષામાં **મનુષ્યવધ છે**. આવા મનુષ્યવધમાં જે મરણોનો **"સામાન્ય અપવાદો"** માં સમાસ થાએ છે, તેવાં મરણો, સદોષ, એટલે ગુન્હામાં ગણાતાં નથી, ને તેને સારૂ સજા થતી નથી. બે માણસો પોતે રાજીખુશીથી જોખમની કબુલાત કરીને તલવારથી લડે છે, અને તેમાં રીતસર લેખતાં, એકને હાથે બીજો મરે, તો તે મનુષ્યવધ તો છેજ. પણ સદોષ નથી, એટલે "સામાન્ય અપવાદો" ને આધારે ગુન્હામાં ગણાય નહીં. પણ જે મનુષ્ય વધ **સદોષ** ગણાય છે, એટલે જેમાં ગુન્હો ગણીને તેને સારૂ કાયદાએ શિક્ષા ફરમાવી છે, તેવાં **શિક્ષણીય મનુષ્યવધની** બાબતનોજ આપણે હમણાં વિચાર કરીએ છીએ.

**સ.—મનુષ્યવધ કેટલા પ્રકારનાં છે, અને ક્યાં ક્યાં, તે કહો.**

**જ.**—ત્રણ પ્રકારના છે; ૧. **સાદાં એટલે અપરાધ રહીત મનુષ્યવધ,** જેનો કોઈ સામાન્ય અપવાદમાં સમાસ થવાથી ગુન્હામાં ગણાતાં નથી, ને તેથી કોઇને શિક્ષા થઇ શકતી નથી; ૨. **શિક્ષણીય મનુષ્યવધ,** જે કે ગુન્હામાં ગણાએ **છે,** અને કાયદાએ તે સારૂ શિક્ષા ઠરાવી છે. આવાં શિક્ષણીય મનુષ્યવધની બાબત કલમ ૨૯૯, ૩૦૩, ૩૦૪ માં બતાવી છે,—તેનો સમાસ થાએ છે; ૩.**—ગફલત મોત યા મનુષ્યવધ**—જે બાબત કલમ ૩૦૪ **અ** માં બતાવી **છે.**

**સ.—શિક્ષણીય મનુષ્યવધ કોને કહેવું તે બતાવો.**

**જ.**—"મોત આણવાના ઈરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકસાન કરવાના ઈરાદાથી, કાંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તે કામ કરીને, જે માણસ મોત, આણે, તે માણસે શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે શખસને કાંઇ રોગ, વ્યાધિ, કે શરીરની અશકતતા થઈ હોય એવા કોઈ શખસને જે માણસ શરીરનું નુકસાન કરે અને તેથી કરીને પેલા શખસનું મોત વેહેલું થાએ, તો તે માણસે તે શખસનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે ઠેકાણે કાંઈ શરીરના નુકસાનથી મોત થાય તે ઠેકાણે જે શખસે તે શરીરનું નુકસાન કર્યું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બરાબર ઈલાજ કરેથી તથા હોંશીયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત એમ હોય તોપણ.

ખુલાસો ૩ જો—માના પેટ માંહેલાં બચ્ચાનું મોત આણવું, તે મનુષ્યવધનો ગુન્હો નથી. પણ કોઈ જીવતાં બચ્ચાંનો કાંઈ ભાગ બહાર નીકળ્યો હોય પછી તે બચ્ચાંનો શ્વાસોશ્વાસ ન લેવાયો હોય અથવા તે પુરેપુરૂં જન્મ્યું ન હોય, તોપણ તે જીવતાં બચ્ચાંનું મોત આણવું, તે શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થઈ શકે." (પીનલ કોડ. કલમ ૨૯૯).

---

**નોટ.—આ બાબતમાં આગળ સમજાુતી આપવામાં આવશે.**

**સ.—શિક્ષણીય મનુષ્યવધને ખુન ક્યારે ગણાય છે?**

**જ.**—કોઇ પણ શિક્ષણીય મનુષ્યવધને ખુનના ગુન્હા તરીકે ગણવાને નીચે મુજબની હકીકતની જરૂર છેઃ—

"નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સર્વે બાબતોમાં શિક્ષણીય મનુષ્યવધને ખુન સમજવું, પણ ક્યારે કે જો જે કામથી મોત થાય, તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોય તો અથવાઃ—

૨ જી.—કોઈ શખ્સને જેથી તે શખ્સનું મોત થવાનો સંભવ તકસીરવાર માણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય તો, અથવા—

૩ જી,—કોઈ શખ્સને કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય, અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય તો, અથવા—

૪થી.—તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સોવસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકસાન થશેજ એમ તે કામ કરનાર શખ્સ જાણતો હોય, અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકસાનના જોખમમાં પડવાના કાંઇ કારણ વિના તે શખ્સ કામ કરે. તો—

અપવાદ ૧ લો.—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શક્તિ ગઇ છે, એવી અવસ્થામાં છતાં કોઈ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર શખ્સનું મોત આણે, અથવા ભૂલથી કે ઇતેફાકન્ કોઇ બીજા શખ્સનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખૂન નથી.

ઉપલા અપવાદને નીચેની શરતો લાગુ પડે છેઃ—

પહેલી—કોઈ શખ્સને મારી નાંખવા અથવા કાંઇ હાની કરવા સારૂ બાહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માંગી આણેલો અથવા બુદ્ધિપૂર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી—કાયદા મુજબ અથવા સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ત્રીજી—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો, કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહીં, એ હકીકતની બાબત છે.

અપવાદ બીજો—કોઈ માણુસ શુદ્ધ બુદ્ધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેહને આપેલા અખત્યારની હદની બહાર જાએ, અને આગળ વિચાર કર્યા વિના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાનિ કરવાના ઇરાદા વગર જે શખસની સામાં તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે શખસનું મોત આણે, તો તે શિક્ષણ મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૩જો—કોઈ માણુસ સરકારી નોકર હોય, અથવા સરકારી ઇનિસાફનો વધારો કરવાને કામ કરનારા કોઈ સરકારી નોકરને સાહાય કરતો હોય, તે માણુસ કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બહાર જાય, અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધ બુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય, એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે, પણ જે શખસનું મોત થાય, તે શખસની ઉપર તેહનો કાંઈ દ્વેશ ભાવ ન હોય, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪થો—આગળ વિચાર કર્યા વિના, એકાએક ઝગડો થઇને ઘણો ક્રોધ ચડયો હોય તેવામાં, એકાએક મારામારી થઇને શિક્ષણીય મનુષ્યવધ થાએ, ને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવાજબી ફાયદો લીધો ન હોએ, અને તે ઘાતકી રીતે અથવા નવાઇની રીતે ચાલ્યો ન હોએ, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો.—એવી બાબતોમા ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઈ જરૂરની નથી.

અપવાદ ૫મો.—જે શખસનું મોત થયું હોએ, તે શખસ અરાડ વર્ષથી વધારે ઉમરનો છતાં, તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોએ, અથવા મોતનું જોખમ માથે લીધું હોએ, તો તે ઠેકાણે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી. (પી. કો. ક. ૩૦૦).

---

**કલમ ૨૯૯ તથા ૩૦૦ ઉપર સમજુતી.**—કલમ ૨૯૯ જે શિક્ષણીય મનુષ્યવધની વાખ્યા **છે,** તેથી એમ સમજવું કે, **શિક્ષણીય—એટલે—શિક્ષા કરવા લાયક** એટલે **સદોષ** એવું હરેક મનુષ્યવધનો તેમાં સમાસ થાએ છે. તેમાં કહેલું શિક્ષણીય મનુષ્યવધ એક સામાન્ય શબ્દ છે. સેહેલા અને સમજાએ તેવા શબ્દમાં કહીએ, તો કલમ ૨૯૯ માં લખેલું **શિક્ષણીય મનુષ્યવધ,** એ, એક ઝાડરૂપે છે તેના બે ડાળાં છે, તેમાં એક મોટું ડાળું, અને બીજું નહાનું ડાળું. **મોટું ડાળું—તે ખુન** (૩૦૦મી કલમ); **નાનું ડાળું—તે શિક્ષણીય મનુષ્યવધ,** જેની શિક્ષા કલમ ૩૦૪માં લખી છે, તે છે, એજ વાત બીજી રીતે વર્ણવીએ, તો નીચે પ્રમાણે સમજવું:—




આ ઉપરથી એમ સાફ સમજાશે કે દરેક **ખુન,** એ શિક્ષણીય મનુષ્યવધ-તો છેજ. પણ દરેક **શિક્ષણીય મનુષ્યવધ,—એ ખુન—નથી. અર્થાત્—ખુનનો ગુન્હો**—એ શિક્ષણીય મનુષ્યવધનું **ભારે ઉગ્ર સ્વરૂપ છે.**

આટલું જાણ્યા પછી **ઉગ્ર સ્વરૂપ** કેવા પ્રકારનું, તે જાણવું જોઇએ. તેથી કલમ ૨૯૯ તથા કલમ ૩૦૦ ની સરખામણી આ નીચે કરવામાં આવે છે.—

| કલમ ૨૯૯. શિક્ષણીય મનુષ્ય વધનું સામાન્ય સ્વરૂપ. | કલમ ૩૦૦ શિક્ષણીય મનુષ્યવધનું ઉગ્ર સ્વરૂપ. |
| --- | --- |
| જે કૃત્યથી મોત નિપજ્યું તે કૃત્ય,— (અ). મોત આણવાના ઇરાદાથી કર્યું હોએ; | જે કૃત્યથી મોત નિપજ્યું, તે કૃત્ય,— (૧). મોત આણવાના ઇરાદાથી કર્યું હોએ; |
| (ब). મોત થવાનો સંભવ હોએ, એવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી કર્યું હોએ; | (૨). જે શખસને તે નુકસાન કરવામાં આવે, તેનું મોત થવા સંભવ છે, એવું તકસીરવાર માણસ જાણતો હોએ, તેવું કાંઈ શરીરનું નુકસાન કરવાના ઈરાદાથી કર્યું હોએ; (૩). કોઈ શખસને કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી, અને તે ઇરાદો કરેલો શરીરનું નુકસાન એવી રીતનું હોએ કે ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોએ, એવું કૃત્ય કર્યું હોએ ત્યારે; |
| (क). તે કૃત્યથી મોત થવા સંભવ છે, એવું જાણવા છતાં કર્યું હોએ; | (૪). તે કામ એવું તુરત ભયંકર છે કે જેથી સોવસા મોત, અથવા જેથી મોત થવાનો સંભવ છે, એવું શરીરનું નુકસાન થશેજ, એમ તે કરનાર શખસ જાણતો હોએ, ને એવું કૃત્ય કર્યું હોએ ત્યારે. |

ઉપલાં કોષ્ટકમાં બેહુ કલમોની સરખામણી કીધી છે, તેથી શું સમજાએ છે ? એ ઉગ્ર સ્વરૂપ (ખુન) અને સામાન્ય સ્વરૂપ (શિક્ષણીય મનુષ્યવધ) વચ્ચે જે તફાવત છે, તે ઉપલા કોષ્ટકમાં મોટા કાળા અક્ષરથી બતાવેલો છે. સારાંશ એટલોજ છે કે,—

૧ લું,—જ્યાં **ખુન નિપજાવવાના ઇરાદાથીજ** કાંઇ કૃત્ય કર્યું હોય, ને તેથી મોત નિપજે તો—**ખુનજ છે.**

૨ જું.—મોત નિપજવાનો માત્ર સંભવ હોએ એવું કાંઈ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી કાંઈ કૃત્ય કર્યું હોએ, અને મોત નિપજે, તો ખુન નથી. પણ તેથી ઉતરતા દરજ્જાનું—શિક્ષણીય મનુષ્યવધ ગણાએ;

પણ જે શખસને તેવું નુકસાન કરવામાં આવે, તેનું **મોત થવા સંભવ છે એવું તકસીરવાર માણસ જાણતો હોએ,** તેવું કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી કૃત્ય કર્યું હોએ, ને તેથી મોત નીપજ્યું,--તો **ખુન છે,**

તેમજ--કોઈ શખસને કાંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી, અને તે ઇરાદો કરેલો શરીરનું નુકસાન એવી રીતનું હોએ કે **ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને સમર્થ હોએ,**--ને મોત નીપજ્યું,--તો **ખુન છે.**

**નોટ.**--દાખલા તરીકે--કોઇ શખસ બીજા કોઇને જોરથી એક સપાટો મારે છે. આવા શરીરના નુકસાનના ઇરાદાથી મારેલા સપાટાથી કોઇવાર મોત થવા સંભવ છે, પણ સાધારણ રીતે મોત નીપજતું નથી. એમ માત્ર સપાટો મારવાથી મોત નીપજે, તોપણ તે કૃત્ય ખુન નથી, પણ માત્ર તેથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ છે.

પણ--કોઈ શખસના શરીરના બાંધામાં કાંઇ ખાસીયત જેમકે સુજેલી, મોહોટી થએલી તલ્લી, નાજુક અને નાતવાન શરીરનો બાંધો,--અતી કાચી ઉમરને લીધે, એક સપાટો પણ તે ખમી શકે તેવું તેનું શરીર નથી, એવું તોહોમતદાર જાણતો હોએ, તે છતાં તેને તેવો જોરથી સપાટો મારે, ને તેથી તે શખસનું મોત નીપજે, તો તે **ખુન છે.**

તેમજ,--કોઈ શખસ મુક્કીથી, યા લાકડીથી કોઈ બીજા શખસના શરીરના નાજુક ભાગ ઉપર કોઇને એક સપાટો મારે, તેથી જો કે મોત થવા સંભવ છે, તોપણ ચાલતા

સૃષ્ટિક્રમ ઉપર વિચાર કરતાં તેવા સપાટાથી સાધારણ નિયમે મોત નિપજતું નથી. પણ જો સપાટો મારવામાં આવ્યો, તે તરવારથી મારવામાં આવે ને નાજુક ભાગ ઉપર મારવામાં આવે, તો ચાલતા સૃષ્ટિક્રમ ઉપર વિચાર કરતાં તેવા શસ્ત્રથી નાજુક ભાગ ઉપર સપાટો મારવામાં આવે તો મોત નિપજાવવા બસ છે, તેથી એવાં શસ્ત્રથી એવી જગાએ સપાટો મારે અને તેથી મોત થાએ, તો તે ખુન છે.

૩ જું.—આ ત્રીજા પ્રકારમાં, સવાલ એટલોજ છે. અમુક કૃત્ય કેવા **જ્ઞાનથી અથવા સમજણથી** કીધું ? સરીઆમ રસ્તા ઉપર જોસથી ઘોડો દોડાવવો,—સરીઆમ રસ્તા નજીક કોઈ નિશાન ઉપર બંદુક ફોડવી—એ દાખલા આમાં લેવા. આવા કૃત્યથી માણસ જાતની જીંદગીને કેટલે દરજ્જે જોખમ છે, તેટલોજ સવાલ છે. જો તે એમ જાણતો હોય કે પરિણામે મોત થવા સંભવ છે, તો ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ થશે. પણ તે કૃત્ય કરનાર એમ જાણતો હોય કે તેનું આવું કૃત્ય એટલુંતો **તુરત ભયંકર છે, કે જેથી સો વસા મોત થશે,**—યા, **ઘણું કરીને મોત થયા વગર રેહેજ નહીં,**—એમ જાણતો હોય, ને તે કૃત્યથી મોત નિપજે, તો **ખુન** છે.

**વધારે સ્પષ્ટ શબ્દમાં સમજુતી.**—ઉપરની તમામ બાબતની ટુંકમાં સાદી અને સરળ ભાષામા સમજુતી આટલીજ છે કે,—**દરેક મનુષ્યવધમાંઃ—**

૧ લું.—**મોત નિપજાવવાના ઇરાદાથી** કરેલાં કૃત્યો **ખુન** છે.

૨જું.—**ઘણું કરી મોત નિપજશે એમ જાણી એવી ઇજા** કરવાના ઇરાદાથી કરેલાં કૃત્યો **ખુન** છે.

૩જું.—**ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત આણવા બસ છે, તેવી ઇજા** કરવાના ઇરાદાથી કરેલાં કૃત્યો **ખુન** છે.

૪થું.—**મોટે ભાગે સંભવ છે, યા સો વસા મોત નિપજશે એવાં જ્ઞાન યા ભાનથી** કરેલાં કૃત્યો **ખુન** છે.

પમું.—મોત નિપજવા સંભવ છે, એવી ઇજા કરવાના ઇરાદાથી કરેલાં કૃત્યો—**ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ** છે.

૬ઠું.—મોત નિપજવા સંભવ છે, એવાં જ્ઞાન યા ભાનથી કરેલાં કૃત્યો—**ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ** છે.

**ટુંકમાં બોલીએ તો**,—જાંહાં મોત નિપજાવવાના ઇરાદો છે, અને મોત નિપજે—તો તે કૃત્ય—**ખુનજ** છે. જાંહાં ઘણું કરી મોત નિપજે એવી ઇજા કરવાના ઇરાદાથી કોઈ કરેલાં કૃત્યથી મોત નિપજે તો **ખુનજ** છે. મોટે ભાગે યા સો વસા મોત થશે, એવો જ્ઞાન યા ભાનથી કરેલાં કોઈ કૃત્યથી મોત નિપજે, તો તે **ખુનજ** છે.

જે કૃત્ય એવી ઇજા કરવાના ઇરાદાથી કર્યું હોએ કે પરિણામે મોત થવાનો માત્ર સંભવ હોએ, અને મોત નિપજે તો તે **ખુન** નથી, પણ તેથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ છે. તેમજ જે કૃત્ય એવા જ્ઞાન યા ભાનથી કર્યું હોએ કે તેથી પરિણામે મોત નિપજવાનો સંભવ છે, અને મોત નિપજે તો તે ખુન નથી, પણ તેથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્ય વધ છે.

**કલમ ૩૦૦માં લખેલા અપવાદો ઉપર વિવેચન.**—આપણે ઉપરની સમજુતીથી જાણ્યું કે કોઈ મનુષ્ય બીજાને મારી નાંખે, તો અમુક નરમ પ્રકારના સંજોગોમાં, તે માત્ર શિક્ષણીય મનુષ્યવધ (ખુનથી ઉતરતા દરજ્જાનું) થાએ. પણ તેમાં ગંભીર સંજોગોનો પ્રકાર હોએ, તો તે ખુનમાં ગણાએ. એજ કારણથી આપણે કહીએ છીએ કે ખુન—એ ઉગ્ર સ્વરૂપ છે, અને તેથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ, એ નરમ સ્વરૂપ છે. ખુન હોએ, તો શિક્ષા કલમ ૩૦૨ પ્રમાણે થાએ. ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ હોએ તો શિક્ષા કલમ ૩૦૪ પ્રમાણે થાએ.

ખુનના ઉગ્ર સ્વરૂપમાં,—એટલે કલમ ૩૦૦માં બતાવેલી વ્યાખ્યામાં અમુક શિક્ષણીય મનુષ્યવધનો સમાસ થાએ, તો તે ખુન છે, એમ આપણે કહ્યું. પણ આ સામાન્ય નિયમને પાંચ જુદા જુદા અપવાદો છે. અને તે કલમ ૩૦૦ ની વ્યાખ્યા નીચે, એટલે ખુનની વ્યાખ્યા નીચે આ ચોપડીને પાને ૧૫૯-૧૬૦ મેં બતાવેલા છે. એ અપવાદો વિશે વિચાર

કરવાનો રહ્યો, તે હવે કરીએ છીએ. સંક્ષેપ્તમાં કહીએ,—તો એ અપવાદો નીચે પ્રમાણેના છેઃ—

**અપવાદ ૧લો.—ભારે તથા એકાએક આકસ્મિક ક્રોધ ઉપજે, ને તેથી મન ઉપર કાબુ રહી ન શકે, ને તેથી કરેલું ખુન.**

**અપવાદ ૨જો.—શરીર યા મિલકતનો ખાનગી બચાવનો હક શુધ્ધ-બુધ્ધિથી બજાવતાં, કાયદાની હદની બહાર જઇ પ્રથમ ઇરાદા શિવાએ, અને જરૂર જોગથી વધારે ઇજા કરવાનો ઈરાદો ન છતાં, ખુન કર્યું હોએ તો.**

**અપવાદ ૩જો.—કોઇ સરકારી નોકર પોતાની નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં, તે અખત્યારની બહાર જઇ શુદ્ધ બુધ્ધિથી કામ કરતાં દ્વેષભાવ વગર, ખુન કરે તો.**

**અપવાદ ૪ થો.—પ્રથમ વિચાર કર્યા વગર એકાએક ઝગડો થાએ, ને એકાએક ક્રોધ ચઢે તેના આવેશમાં કરેલું ખુન.**

**અપવાદ ૫ મો—અઢાર વરસ કરતાં મોટી ઉમરના શખસે કબુલાત આપી મોતનો ભય અને જોખમ માથે લીધું હોએ, ને ખુન થાય તો.**

આ પાચે બાબતો અપવાદ રૂપે ગણવાની છે. તેથી એમ ઠરે છે કે કોઇ પણ શિક્ષણીય મનુષ્યવધમાં ભારે સંજોગો હોઇને તે ઉગ્ર પ્રકારનું એટલે કલમ ૩૦૦ પ્રમાણેનું **ખુન** ગણાએ તેમ હોય તો પણ,—એ પ્રમાણે **ખુન** છતાં,—આ પાંચ અપવાદો પૈકી એક પણ **અપવાદ** તે ખુનને લાગુ પડતો હોય, તો ખુન છતા પણ તે ઉગ્ર સ્થિતિમાંથી પાછું ઉતારીને, તેને નરમ પ્રકારનું શિક્ષણીય મનુષ્યવધજ ગણવું પડે, ને તેની શિક્ષા કલમ ૩૦૪ પ્રમાણે થાએ; ૩૦૨ પ્રમાણે નહીં. એટલે એમ સમજવું કે તમામ સંજોગો વચ્ચે ખુનનો ગુન્હો છતાં,—તે બાબતનો સમાસ ઉપર બતાવેલા પાંચ પૈકી કોઇ અપવાદમાં થતો હોએ, તો તે ખુન નથી, પણ માત્ર કલમ ૩૦૪ પ્રમાણે શિક્ષા કરવા જોગ શિક્ષણીય મનુષ્યવધ, ગણવું.

દાખલા તરીકે,—કોઇ બ્રાહ્મણે પોતાની બાયડીને કોઈ કોળી સાથે છીનાળું કરતાં, તે કૃત્યમાંજ નજરેનજર જોઈ. તેથી તે બ્રાહ્મણે પોતાની પાસે બંદુક હતી, તે કોળી ઉપર તાકીને ફોડી, એવા પુખ્ત ઇરાદાથી કે તેને, ત્યાં ને ત્યાંજ, તાતકાળ મારી નાંખવો. અને તેથી તે કોળી, ગોળી છાતીમાં વાગવાથી મરી ગયો. ઇરાદાપૂર્વક આ કૃત્ય ખુન હોવાથી તેનો સમાસ કલમ ૩૦૦ માં થાએ છે; અને પ્રથમ નજરે જોતાં ખુન

છે. પણ આમાં એક **અપવાદ** લાગુ પડે છે; તે એ કે,—પોતાની ઓરતને નીચ જાતના માણસ સાથે જારકર્મ કરવાના કૃત્યમાં તેણે નજરે નજર જોવાથી, પોતાના ગુસ્સાની લાગણીમાં, પોતાના મન ઉપરનો કાબુ રહી ન શકયો. અર્થાત્,—ભારે અને એકાએક આકસ્મિક અસહ્ય ક્રોધ તેને ત્યાંજ ઉપજ્યો; અને તેથી તેણે ખુન કર્યું. તેથી **અપવાદ ૧ લો** લાગુ પડી, તેને તેનો લાભ મળે. તેથી ખુન છતાં પણ, આ અપવાદને લીધે તેના ગુન્હાનો પ્રકાર ઓછો થઇને, માત્ર શિક્ષણીય મનુષ્યવધના ગુન્હા સારૂં તેને કલમ ૩૦૪ પ્રમાણે શિક્ષા થશે. ૩૦૨ પ્રમાણે નહીં થાએ.

---

## કલમ ૩૦૪ ઉપર વિવેચન.

**કલમ ૩૦૪ આ પ્રમાણે છે:**—"ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ જે માણસ કરે. તે માણસને, અગર જે કામથી મોત થયું હોએ તે કામ તેણે મોત આણવાના ઇરાદાથી કર્યું. અથવા જેથી મોત થવાનો સંભવ હોએ એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કર્યું હોએ તો, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવ છે એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોએ એવું કાંઈ શરીરનું નુકસાન કરવાના ઇરાદા વગર, તે કામ તેણે કર્યું હોએ, તો તે માણસને દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે."

**કલમ ૩૦૪ ઉપર વિશેષ સમજુતી.**—આ કલમ ૩૦૪ માત્ર શિક્ષાનીજ કલમ છે. એમાં કોઇ ગુન્હાની વાખ્યા નથી. જેમ ૩૦૨ કલમમાં ખુનની માત્ર શિક્ષાજ લખી છે, તેમ આ કલમમાં ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્યવધની શિક્ષાજ લખી છે. ગુન્હાના સ્વરૂપ બાબતમાં તો કલમ ૨૯૯ તથા ૩૦૦, એજ જોવાની છે.

પણ આ કલમ ૩૦૪ માં જાણવાજોગ બાબત એ છે કે,—તેમાં **બે વિભાગ પાડેલા છે.** પ્રથમ ભાગમાં બતાવેલા પ્રકારનું શિક્ષણીય

મનુષ્યવધ હોએ, તો શિક્ષા થઈ શકે, તે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધી ગમે તેટલી કેદ; તથા તે ઉપરાંત વળી દંડ પણ થશે. બીજા ભાગમાં,—બતાવેલા પ્રકારનું શિક્ષણીય વધ હોએ, તો શિક્ષા દશ વર્ષની મુદત સુધીની કેદ ગમે તેટલી, અથવા ફક્ત દંડનીજ અથવા એ બન્ને શિક્ષા થઈ શકે છે.

**એ બે પ્રકાર કયા કયા?**—૨૯૯ કલમની વાખ્યામાં પેહેલી બે રકમો अ તથા ब આ ચોપડીને પાને ૧૬૨ માં આપેલા કોષ્ટકમાં બતાવેલી છે, તેમ, એટલે મોત આણવાનાં ઇરાદાથી કરેલું કોઇ કૃત્ય. અને મોત નિપજવા સંભવ છે, એવી ઈજા કરવાના ઇરાદાથી કરેલું કોઇ કૃત્યમાં,—જ્યારે ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હામાં ગણવા સરખી હકીગત હોએ ત્યારે કલમ ૩૦૪ પ્રમાણે જે શિક્ષા થાએ, તે એ કલમના પ્રથમ ભાગ પ્રમાણે થાએ અને તેજ કોષ્ટકમાં કલમ ૨૯૯ની રકમ क પ્રમાણેનું—એટલે મોત નિપજવા સંભવ છે એવા જ્ઞાનથી યા ભાનથી કાંઇ કૃત્ય કર્યું હોએ, ને જ્યારે તેને શિક્ષણીય મનુષ્યવધનો ઉતરતા દરજાનો ગુન્હો ગણવા જેવી હકીકત હોએ, ત્યારે તેમાં શિક્ષા કલમ ૩૦૪ પ્રમાણે થાએ, તે એ કલમના પાછલા ભાગ પ્રમાણે થાએ.

---

**કલમ ૩૦૨ ખુનની શિક્ષા.—જે માણસ ખુન કરે, તેને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

---

## ગફલતથી મોત બાબતમાં.

શિક્ષણીય મનુષ્યવધ,—પછી તે ખુન હોએ યા ઉતરતા દરજાનું શિક્ષણીય મનુષ્યવધ હોએ,—તે બધામાં **ઇરાદો** યા **જ્ઞાનની** હાજરીની અવસ્ય જરૂર હોએ છે. પણ જે કૃત્યમાં એ પ્રમાણે ઇરાદો અને જ્ઞાન કાંઈ ન હોએ, તેવાં પણ મનુષ્યવધ થાએ છે. તે **ગફલતથી મોત** કલમ ૩૦૪ **अ** માં લખ્યાં પ્રમાણેના હોએ છે. તે કલમ આ છે;—"શિક્ષણીય મનુષ્યવધ કરતાં ઉતરતા દરજાનું હર કાંઇ અવિચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે, તો તેને ઘણામાં ઘણાં બે વરસ સુધી એમાંનાં ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી, અથવા દંડ કરવો, અથવા એ બેહુ શિક્ષા કરવી."

**કલમ ૩૦૪ અ; ગફલતથી મોત બાબત સમજુતી.**—જે કૃત્ય કરવામાં આવે, તેમાં કરનારનો ઇરાદો, અને જ્ઞાન અથવા ભાન, એ બેહુ બાબતની હસ્તીજ ન હોએ—**ગેરહાજર હોએ,**—અને તોહોમતદારના કોઇ **અવિચારના અથવા ગફલતના પરીણામે** કોઇનું મોત નિપજે,—તેવાં ગફલતથી થએલાં મોતને આ કલમ લાગુ પડે છે. પણ એટલું તો જરૂરનું છે કે, જે મોત નિપજે તે તોહમતદારના પોતાના અવિચાર અથવા ગફલતના કૃત્યનું **સીધુંજ પરીણામ** હોવું જોઇએ; એટલે—તેના અવિચારી અને ગફલત ઉપરથીજ ઉપસ્થિત થતું, નજીકનું અને તેને લગતુંજ કાર્યસાધક પરીણામ એ હોવું જોઇએ. વચમાં બીજા કોઇની ગફલત નડવી ન જોઇએ.

**દાખલા તરીકે,**—કોઈ રેલ્વે ઉપર એન્જીન ડ્રાઇવરે સાસોટી નહીં વગાડી, અને એન્જીન ચલાવ્યું, અને લાઇન ઉપર એક છોકરો કામ કરતો હતો, તે છુંદાઇ મરી ગયો; બે દોસ્તો જંગલમાં જોડે શિકાર કરવા બહાર ગયા, ને છુટા પડયા ને શિકાર કરવા લાગ્યા. તેવામાં એક જંગલી જાનવર જેવું કાંઈ ઝાહાડીમાં જોઇ, શિકાર છે કે કાંઈ બીજું છે, તેની ખાત્રી કરવાની રાહ ન જોતાં બંદુક ફોડી; ને તે પોતાના સોબતીને વાગવાથી, તે મરણ પામ્યો; કોઇ ઓચ્છવની ધામધુમની તૈયારી જોવામાં એક શખસનું ધ્યાન પુરૂં લાગી રહેલું હતું, ને પોતાની ગાડી હાંકતો હાંકતો રસ્તાની એક બાજુ ઉપર ઘણા લોકો હતા તે તરફ બેફિકરાઇથી હાંકી ગયો, ને તેમ કરતાં એક છોકરૂં છુંદી નાંખ્યું; કોઇ બોટના કંટ્રાકટદારે સલામત નહીં એવી બોટ વાપરવા દીધી, અને સલામતીમાં ખામી હોવાથી નદી ઓળંગતાં, ને બોટ ડુબી અને તે માંહેનાં કેટલાંક માણસો પાણીમાં ડુબી મુઆં; કોઈ માણસ નાનું છોકરૂં ઉંચકીને જતો હતો, ને તેને કોઇએ માર્યો; તેવામાં ઝપાટો ચુકીને છોકરાંના માથામાં વાગ્યો ને તે મરી ગયું. આ બધા દાખલામાં ઇરાદો, કે જ્ઞાન યા ભાન, તદન ગેરહાજર છે, અને જે મોત થાએ છે, તે કરનારની ગફલત અને અવિચારનું તાત્કાળીક સિધું પરીણામ છે. તેથી તે બધાં ખુનનો સમાસ—**ગફલતથી મોત કલમ ૩૦૪ અ** માં થાએ છે.

---

નોટ—ચહડતા દરજ્જાના પોલીસ અમલદારો સારૂ વિશેષ બારીક સમજુતી અને વિવેચન, આ પછી પાને ૧૭૨મેં આપ્યું છે, તે જોવાથી બહુ ઉપયોગી પડશે.

---

મનુષ્યવધ બાબતમાં કાગ્નીઝેબલ ગુન્હા વિગેરેનું ટીપણ— શિક્ષણીય મનુષ્યવધ વગેરે ગુન્હામાં પોલીસ અખત્યારી, જામીન લેવાય કે નહીં, વગેરે-તપસીલ આ પ્રમાણે છેઃ—

કલમ ૩૦૨ નો ગુન્હો. ખુન.—પોલીસ અખત્યારી છે. જામીન લેવાય નહીં.

કલમ ૩૦૪ નો ગુન્હો શિક્ષણીય મનુષ્યવધ,—પોલીસ અખત્યારી છે. જામીન લેવાય નહીં.

કલમ ૩૦૪ અ નો ગુન્હો. ગફલતથી મોત.—પોલીસ અખત્યારી છે. જામીન લઈ શકાએ.

---

બીજી જાણવાજોગ કલમો નીચે પ્રમાણે છેઃ—કાગ્નીઝેબલ હોય તો કલમ આગળ "કો, જામીન લેવાય તેમ હોય તો "જા" ન લેવાય તેમ હોય, તો—"જા. ન." એમ બતાવ્યું છે.

| કલમ | હકીકત. |
|---|---|
| ૩૦૩ | જન્મ ટીપના ગુન્હેગારે કરેલાં ખુનની શિક્ષાની કલમ છે. તેને શિક્ષા મોતની કરવામાં આવશે. (કો. જા ન.) |
| ૩૦૧ | જે શખસનું મોત આણવા ધાર્યું હોય, તેથી જુદાજ શખસનું મોત (વાખ્યા છે) થાય તો જે શિક્ષણીય મનુષ્યવધ ખરો માણસ મરતે ને થતે, તેજ ગુન્હો કર્યો એમ સમજવું. |
| ૩૦૫. | કોઇ બાળક યા દીવાનાને આત્મઘાત કરવામાં મદદ કરવી તે બાબત. (કો. જા. ન.) |
| ૩૦૬. | આત્મઘાતમાં મદદગારી. (કો. જા. ન) |
| ૩૦૭. | ખુનની કોશિસ. (કો. જા. ન.) |
| ૩૦૮. | શિક્ષણીય મનુષ્યવધ કરવાની કોશિસ. કો. જા.) |
| ૩૦૯. | આત્મઘાતની કોશિસ (કો. જા.) |
| ૩૧૦. | ઠગ કોને કહેવો તે. (વાખ્યા) |
| ૩૧૧. | ઠગની શિક્ષા. (કો. જા. ન.) |
| ૩૧૨. | ગર્ભપાત કરવો, કોઇ બીજા શખસે, અગર ગર્ભવંતી સ્ત્રીએ પોતે. (કાગ્નીઝેબલ નથી.) (જામીન લેવાય.) |

૩૧૩. સ્ત્રીની રજામંદી સિવાય ગર્ભપાત કરવો (કાગ્નીઝેબલ નથી.)જા. ન.
૩૧૪. ગર્ભપાત કરવાના ઇરાદાથી કાંઇ કરેલાં કામથી મોત. (કાગ્ની-ઝેબલ નથી.) જા. ન.
૩૧૫. કોઇબચ્ચું જીવતું જન્મતાં અટકાવવા, યા જન્મ્યા પછી મરીજાયતેકૃત્ય (કાગનીઝેબલ નથી). જા. ન.
૩૧૬ જે કામ શિક્ષણીય મનુષ્યવધ ગણાતું હોય એવાં કામથી કોઈ નહીં જન્મેલા બચ્ચાનું મોત આણવું. (કાગ્નીઝેબલ નથી) જા. ન.
૩૧૭. કોઇ ૧૨ વરસથી ઓછી ઉંમરના બચ્ચાને તેના માબાપે અથવા જે શખસના હવાલામાં તે હોય તે શખસે ખુલ્લું મુકવું, યા તજીદેવું. (કો. જા)
૩૧૮. મુડદું છાની રીતે વગે કરી દઈ જન્મ છુપાવવો. (કો. જા.)

---

**ઉપરની કલમની કેટલીક સમજુતી,**—કલમ ૩૦૭ તથા ૩૦૮ આ ખાસ કોશિસની કલમો છે. બાકી કોઈ પણ ગુન્હાની કોશિસની સામાન્ય કલમ ૫૧૧ છે, પણ આ તો બધી ખાસ કલમો છે. ખુનના ગુન્હા સારૂ જે કાંઇ બનવું જોઇએ, તે બધા સંજોગ સંપૂર્ણ બને, પણ માત્ર છેવટનું પરિણામ એટલે મોત ન થાય—તેવા કામને કલમ ૩૦૭ લાગુ છે. તેજ રીતે કલમ ૩૦૮માં વિચાર કરવો.

**કલમ ૩૦૯—આત્મઘાતની કોશિસ.**—પોલીસને આ ગુન્હા સાથે ઘણું કામ પડે છે. આત્મઘાત કરવામાં હમેશ મરનારનો કાંઇ હેતુ હોય છે, ને કાંઈ કારણ પછી ખરૂં કે કલ્પિત—પણ હોય તો ખરૂંજ; દેવું, અસહ્ય માંદગી, વેદના, ભુખ, દુઃખ, નાઉમેદ, નાસીપાસી, કઈ પ્રકારની ધાસ્તી, બીક, કેટલીક વાર કલ્પનાથી ઉપજાવેલાં ધાર્મિક નિમિન્તો,—એમ અનેક કારણો હોય છે. આગળ પાછળની હકીકત, સગાં, પડોશીથી પુછપાછ, દોસ્તોથી પુછપાછ, કાગળ વગેરે,—થી આવા કામમાં બહુ અજવાળું પડે છે. જેણે મરવાની કોશિસ કીધી તે જીવતો રહે, તોજ ગુન્હાની શિક્ષા તેને થઈ શકે; તેથી તે પોતે પણ પુછતાં કાંઇ અજવાળું પડે તેવી હકીકત કહેશેજ, તેથી તપાસમાં સુગમતા પડશે.

**કલમ ૩૧૦—૩૧૧.**—ઠગના ગુન્હા હાલમાં થતા નથી.

**કલમ ૩૧૭.**—કોઈ છોકરાંની જીંદગીને ખરેખર નુકસાન થયું, એમ બતાવવું જરૂરનું નથી. પણ એવી રીતે ખુલ્લું મુકેલું યા તજી દીધેલું હતું;

કે,—કાંઈ નુકસાનનું જોખમ, અથવા કાંઈ શારીરિક હાની જરૂર થવા સરખું હતું,—એટલુંજ હોય,—તો બસ છે. તેને તદન તજી દેવાનો ઈરાદો હતો, એજ ગુન્હાનું ખરૂં સ્વરૂપ છે.

## શિક્ષણીય મનુષ્યવધ, ખુન, વગેરે બાબતમાં ચહડતા દરજાના પોલીસ અમલદારો સારૂ વિવેચન.

**મનુષ્યવધ ત્રણ પ્રકારનાં થાય છે, તે આ રીતે છે:--**




સાદાંમાં—કોઈ જવાબદાર નહીં, તેથી દોષરહિત ગણાય છે; ને તેની શિક્ષા હોતી નથી. શિક્ષણીયમાં બે પ્રકાર હોએ છે;—ખુન,તથા તેથી ઉતરતા દરજ્જાનું; અને ગફલતથી—એટલે કલમ ૩૦૪ અ પ્રમાણે. હરેક "**કૃત્ય**" એમાં કાયદા વિરૂદ્ધ કસુર એટલે "**ઇલ્લીગલ ઓમીશન**" કલમ ૩૨ પ્રમાણે સમાય છે.

**ઇરાદો.**—એટલે કાંઈ ઇચ્છેલું પરિણામ બનવાની આશા,--એમ અર્થ થાએ છે; અને અમુક કૃત્ય કરતી વખતે, તાત્કાળીકનો,--તેજ વખતે શું ઈરાદો હતો,--એવો અર્થ છે. ઈરાદો અને જ્ઞાન ( નોલેજ ) એ બેહુ બાબતો મન માંહેલી સ્થિતિની બાબત છે, અને તે કામના સંજોગ તથા આગળ પાછળના બનાવ અને હકીગતથીજ પુરવાર કરવાની હોએ છે.

**ખુન અને ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્યવધ.**—આ બાબતમાં આ પ્રકરણમાં પાને ૧૬૨ મુકાબલો બતાવેલો છે, તે ઉપરથી હકીગત જણાઈ, એ બે વચ્ચે કેવો તફાવત છે, તે જણાશે. "શિક્ષણીય મનુષ્યવધ" નો પ્રકાર એવો હોએ કે તેનો સમાસ કલમ ૩૦૦ માં બતા-

વેલી રકમ ૧ લી, યા ૨ જી, યા ૩ જી, યા ૪થીમાં થતો હોએ, તો તે મનુષ્યવધની ગણતી "ખુન" માં થશે. તેમ ગણતી થાએ પછી, વળી અપવાદ ૧, યા ૨, યા ૩, યા ૪, યા ૫ માં સમાસ થાએ, તો ખુન છતાં, તે દરજ્જામાંથી ઉતરી પાછું "શિક્ષણીય મનુષ્યવધ" થયું. એટલે—

**શિક્ષણીય મનુષ્યવધ-જો**

કલમ ૩૦૦ની રકમ ૧. ૨, ૩, ૪ કોઇમાં સમાય તો—ખુન. શિક્ષણીય
કલમ ૩૦૦ના અપવાદ ૧, ૨, ૩, ૪, ૫ માં પણ સમાય તો મનુષ્યવધ.

**શિક્ષણીય મનુષ્યવધ, ત્રણપદ્ધીનાં,—યા દરજ્જાનાં છે.** **૧લું**—સર્વથી ઉચા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ—એટલે ખુન, જેની સજા કલમ ૩૦૨ પ્રમાણે થાય છે. **૨જું**,—વચલા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ,—જેની સજા કલમ ૩૦૪ ના અગ્ર ભાગ પ્રમાણે સખત થાએ છે; **૩જું**,—નાના દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ—જેની સજા કલમ ૩૦૪ ના પશ્ચાત ભાગ પ્રમાણે હલકી થાએ છે.

આ નિચે કોષ્ટક આપેલું છે, તેથી એ ત્રણે પ્રકાર, તથા તેની શિક્ષાની કલમ વગેરેની સમજણ પડશે:—

**શિક્ષણીય મનુષ્યવધ કલમ ૨૯૯.**



**ઉપરના કોષ્ટકની સમજુતી.**—ઉપલાં કોષ્ટક ઉપરથી તુરત સમજ પડશે કે ખુનની વાખ્યા કલમ ૩૦૦ માં જે ચાર **"કલૉઝીસ"** યા ને રકમો કાયદામાં આપેલી છે, તેમાંથી ગમે તે એકમાં સમાસ થાએ તેવી હકીકત હોએ, તો ગુન્હો બન્યો તે ખુન સમજવું; ને તેને શિક્ષા કલમ ૩૦૨ પ્રમાણે થાએ. સદરહુ "કલૉઝીસ" પૈકી કોઈમાં સમાસ થતો હોએ ને તેથી ખુનમાં ગણવા સરખું હોએ, પણ તે સાથે ખુનની કલમમાં જે છેલ્લે પાંચ અપવાદો લખ્યા છે, તેમાંનો કોઈ લાગુ પડતો હોએ, તો તે પાછું શિક્ષણીય મનુષ્યવધમાં ઉતરી ગયું. તેમાં કલમ ૩૦૦ ની રકમ (કલૉઝ) ૧, યા ૨, યા ૩ પ્રમાણે હકીકત હોઈ ને વળી પાછી અપવાદ પ્રમાણે હોએ, તો શિક્ષા થાએ તે કલમ ૩૦૪ ના પેહેલા ભાગ પ્રમાણે થાએ. "કલૉઝ" ૪થા પ્રમાણે ખુન છતાં, તેને કોઈ ખુનના અપવાદ લાગુ પડે તો શિક્ષા થવાની તે કલમ ૩૦૪ ના પાછલા ભાગ પ્રમાણે થાએ.

કલમ ૩૦૦નો કોઈ "કલૉઝ" લાગુ નજ પડતો હોએ તો, પછી તેને જે શિક્ષા થવાની, તે કલમ ૩૦૪ના પાછલા ભાગ પ્રમાણે થાએ.

---

## ખુનના ગુન્હાની સાબીતી તથા તપાસ વિશે સુચનાઓ.

હવે ખુનના કામોમાં તપાસ કેવી રીતે કરવી તથા પુરાવો કરવાની કેવી રીત છે, તે ઉપર વિચાર કરીએ.

દરેક ગુન્હો પછી તે ખુન હોએ કે બીજો કોઈ હોય, તેમાં સાબીતીની બાબતમાં બે મોટા પ્રકાર છે. એક તો એ કે ગુન્હો બન્યો તે—એટલે જેને **"કોરપસ ડીલીકટાઇ"** યાને, ગુન્હાનું સ્વરૂપ કેહેવાય છે, તેની પ્રથમ સાબીતી જોઇએ. આ સાબીત પહેલુંજ થવું જોઇએ, કેમકે અગર ગુન્હો બન્યોજ નથી, તો પછી શિક્ષા કોઇને કરવાની રેહેતીજ નથી. એ પ્રમાણે "કોરપસ ડીલીકટાઈ" યાને ગુન્હાનું સ્વરૂપ સાબીત કર્યા પછી—બીજી બાબત સાબીત કરવાની તે **"આઇડેનટીટી"**—યા ને—ગુન્હેગાર કોણ, તે. હરેક ગુન્હામાં આ બે બાબતો સાબીત થયા વગર શિક્ષા થઇ શકે નહીં.

ખુનના ગુન્હામાં ઉપર પ્રમાણે ગુન્હાનું સ્વરૂપ સાબીત કરવામાં—ત્રણ બાબતો મુખ્ય સાબીત કરવી જરૂરની છે. પેહેલી કે,—જે માણસનું ખુન થયું કેહેવામાં આવે છે, તેનું મોત; બીજી કે,—પ્રોસીકયુશન કેહે છે, તે પ્રકારે યા સાધનથી તેનું મોત થયું છે; ત્રીજી કે,—તેનું મોત નિપજાવવામાં પ્રોસીકયુશન કહે છે તેવો ભાગ તોહોમતદારે લીધો છે, એટલે—જે કૃત્ય તોહોમતદારે કર્યું અને મોત નિપજાવ્યું,—એમ જે પ્રોસીકયુશન તરફથી કેહેવામાં આવે છે, તેમ તેણે કયું છે.

**ગુન્હાના સ્વરૂપની સાબીતીમાં,**—મરનારનું મુડદું પ્રથમ દરજ્જે જરૂરનું છે. જો મુડદું જડે નહીં, તો સાબીતી નજ થાએ તેવું કાંઈ નથી. પણ મુડદાંની ગેરહાજરીમાં આજુબાજુની હકીગતનો પુરાવો બહુ પુરતો અને ખાતરી લાયક જોઇએ ને કોઇનું મરણ થયું, અને તે જે માણસનું કેહેવામાં આવે છે, તેનુંજ મરણ થયું, એમાં શક રહે નહીં. કેટલીક બાબતોમાં આ સાબીત થવું મુસ્કેલ નથી; અને મુડદાં વગર, અગર ખુનનો ગુન્હો કદી સાબીત નજ થાએ એમ માની બેસીએ, તો હોંશીઆર ગુન્હેગારો જેઓ કોઇ પ્રકારે મુડદાંનો નાશ કરી હાથમાં ન આવે, યા ઓળખાએ નહીં એમ કરી મુકે, તેને તો કદી શિક્ષાજ ન થઇ શકે. તો પણ મુડદાંની ગેરહાજરીમાં, ખુનની સાબીતી કરવી બહુ મુસ્કેલ છે, અને ઘણું ખરૂં ભયંકરજ છે. એ એક ગંભીર પ્રકારનું સાહસ છે એમ સમજી, બહુ ખાત્રી લાયક અને માન્યતા ઉપજાવનારી હકીગત ને અભાવે, આવું સાહસ ખેડવાથી દૂર રેહેવું, એજ સલાહકારક છે. જોખમ વગરની કોઈ ચીજ, પોલીસ કામગીરીમાં નથી. પણ જેમ જોખમ વધારે ખેડવાનું હોએ, તેમ તેમ અગે સંભાળ અને વિચારની વધુ જરૂર છે. અને તેથી પૂખ્ત વિચાર કરીને હરેક કામ કરવું.

હવે **મુડદું જડયું,**—એમ સમજીએ, તો આગળ શું ? પ્રથમ તો ક્રી. પ્રો. કોડ. કલમ ૧૭૪ પ્રમાણેની ચોકશી કરવાની ફરજ સમજવી. માજીસ્ટ્રેટને તુર્ત ખબર આપી, પોલીસ અમલદારે જ્યાં મુડદું હોએ, ત્યાં જાતે જઇ, સ્થાનિક ચોકશી કરવી; અને કલમ ૧૭૪ નીચે આ ચોપડીને પાને ૧૦૦માં "આઇડેનટીટી" યા ને મુડદું ઓળખાવવા બાબતમાં એ જે વ્યવસ્થા અને તજવીજ બતાવી છે, તે પગલાં તુરત લેવાં.—મુડદું

ઓળખાયા બાદ, ગુન્હાની જગાની તજવીજ કરવાની રેહેશે.—જ્યાં મુડદું પડેલું જડયું, ત્યાંજ ગુન્હો થયો, કે બીજી કોઈ જગાએ ખુન થયું,—ને તેને ત્યાંથી ખસેડેલો લાગે છે;—તેની તજવીજ કરવાની રેહેશે. આ સારૂ આજુ બાજુ પડેલું લોહી તથા તેના ભોંય ઉપર પડેલા છાટા વગેરેની તપાસની જરૂર છે, તે કરવી. મુડદું પડયું હોએ, ત્યાંથી કેટલેક અંતર સુધી ચોગરદમ જગાની બહુ બારીક અને સંભાળપૂર્વક તપાસ કરવી. છાંટા યા લોહીના ડાઘ, યા કાંઈ કપડાં જડે તો, ગુન્હાની જગો નક્કી કરવાના અનુમાનમાં મદદગાર થઇ પડશે. મુડદાં ઉપરનાં કપડાં, તેની પહેરવાની ઢબ વિગેરેથી પણ—કેટલાંક અનુમાન નિકળી શકશે. આજુબાજુ પગલાંની પણ ઘણી બારીક તપાસ કરવી. તેથી ગુન્હાની તપાસના કામમાં બહુ મદદ મળશે.

મુડદાંની સ્થિતિથી, તેના ઉપરના લોહીના સુકાઈ જવાથી યા વહેતું હોવાથી—ભયંકર અને કારી જખમો હોય તો તેમાંથી સ્વભાવિક નિકળવું જોઇએ તેટલું લોહી જમીન ઉપર કે લુગડાં ઉપર છે કે નથી, તે બાબતની તપાસથી કેટલો વખત અગાઉ મરણ થએલું હોવું જોઇએ, તે ત્યાંજ મરણ થયું હશે કે બીજી કોઈ જગાએ, તેની વાજબી કલ્પના થઈ શકશે.

પંચાતનામું,—લીધેલો પુરાવો,—જગાની સ્થાનિક તપાસ, મુડદાંની ઓળખ, દાકટરને ત્યાં મુડદું મોકલ્યું હોએ, તો તેની તપાસ તથા પરિણામ,—એ વિગેરેથી તથા નજીકમાં જડેલાં કાંઇ શસ્ત્ર, ઓજાર, યા મરણનાં સાધનો—વિગેરેથી ખુનના ગુન્હાનું સ્વરૂપ-એટલે—“ **કોરપસ ડીલીકટાઇ** ”ની સાબતી થઈ શકશે.

હવે બીજી બાબત અગત્યની રહી તે એ કે,—**આ ખુન કોણે કરેલું હોવું જોઇએ?** ઘણે ભાગે ખુન જ્યારે ઇરાદાપૂર્વક અને પ્રથમ નક્કી વિચાર કરીને કરેલું હોએ, ત્યારે નજરે જોનાર સાક્ષી ભાગ્યેજ હોએ, છે; ખુન કરનાર શખસ યા શખસો પોતાને ફાવટ આવે તેવો વખત, તેવી જગા, અને તેવી સંધી,—પસંદ કરીને પછીજ પોતાનુ ધારેલું કૃત્ય કરે છે, તે છતાં, પણ નહીં ધારેલાં સંજોગમાં કોઈ નજરે જોએ છે; એમ બની શકે. પણ તકરાર દરમ્યાન, યા મારામારી દરમ્યાન, યા તાતકાળીકના ગુસ્સાના આવેશમાં, યા એવી કોઈ રીતે, ખુન થયું હોએ, તો નજરે જોનાર જડી શકે છે.

પ્રથમ તપાસમાં એ ધ્યાનમાં રાખવું કે, ખુનનો ગુન્હો એ "ઇન-ડીવીજ્યુઅલ" ગુન્હો છે. એટલે માણસ વિરૂદ્ધ માણસનો એ ગુન્હો છે. ઘણે મોહોટે ભાગે તે ધંધાદારી ગુન્હેગારનું કૃત્ય નથી હોતું; એવા ધંધાદારી ખુન કરનાર કવચિતજ હોય છે. તેથી જો એક માણસે બીજા માણસને માર્યો, તો,—તેમાં કાંઇ હેતુ હોવો જોઇએ, હેતુ વગર ખુન હોએજ નહીં. અનુભવ ઉપરથી જણાયું છે કે, આ નીચેના હેતુ હોએછે:—

૧.—જમીન સંબંધી, યા તેની ઉપજ સંબંધી કાંઇ તકરાર.

૨.—દાગીના, પૈસા, વગેરેનો લોભ.

૩.—કોઈ ઓરતની કાંઇ તકરાર, યા બાયડીની બાબતમાં, તથા તેને લીધે.

૪.—ધંધાદારી ખુન કરનારે કરેલું.

૫.—ધર્મ સંબંધી કાંઇ માન્યતા, વહેમ, યા ધર્મગુરૂની ઉશ્કેરણથી, યા ગાંડાઈમાં.

૬.—ભારે ગુન્હાનો પુરાવો ઉડાવવા સારૂ કરેલું ખુન.

ગમે તે ખુન દાખલા તરીકે લઇએ, તોપણ એમ જણાશે કે ઉપર છ પ્રકાર યા હેતુ બતાવ્યા છે, તેમાં તેનો સમાવેશ જરૂર થશેજ થશે. આ હાલના જમાનામાં ખુનની બાબતમાં મુખ્ય હેતુ ઓરત સંબંધી હોએ છે; તેથી ઉતરતે દરજ્જે,—દાગીના યા પૈસાનો લોભ હોએ છે; તેથી ઉતરતે,—જમીન સંબંધી તકરાર હોએ છે; ઘણેજ મોહોટે ભાગે આટલીજ બાબતો હેતુ તરીકે હોએ છે. બીજી બતાવેલી ત્રણ બાબતો ક્વચિતજ હોએ છે.

આ હેતુની બાબત ધ્યાનમાં રાખી તપાસ શરૂ કરવી; મરનારની ઉંમર, તેની ચાલચલગત, તેને વિશે કાંઈ બદચાલની અફવા, તેના દોસ્તદારો, તેને ઘેર આવનાર જનારા, તેની વાંઢાપણાની, જુવાનીની, રંડાએલી, કુંવારી, વગેરે સ્થિતિની તપાસ કરવી. ગામમાં તથા આજુબાજુ તપાસ કરતાં આવી હકીગતો મળતાં મુશ્કેલી પડતી નથી. ગામના પટેલ, ચોકીયાતો, લોકોથી અને ખાસ કરીને ગામના હજામોથી, આવી હકીકતોની બાતમી મળી શકે છે. હકીકત મેળવવામાં હજામનો ઉપયોગ બહુ સારો થઈ શકે છે, એમ જેને અનુભવ છે, તેઓ જાણે છે. તેઓ ઘેરેઘેરના ફરનારા છે, અને સારા તથા નઠારા સર્વમાં કામ કરનારા છે, સ્વભાવે ભડભડીયા હોય છે. તેથી તેઓથી હકીગત સારી મળે છે.

દાગીના, યા પૈસાના લોભથી ખુન થયું જણાએ તો--મરનાર પાસે શું હતું, તેના ઘરમાં કે આંગ ઉપર હતુ--છેલ્લો મરનારને જીવતો ક્યાં કોની સોબતમાં કોણે જોએલો, તે વખતે તેની પાસે દાગીના, પૈસા શું શું જોએલા, મુવા પછી તે સલામત છે કે ઉપડી ગયું છે,--કોઇ કાહાડી ગયું છે,--તે જોવું. ક્યાં વેચાયું છે, કે ગીરો મુકાયું છે,--કોણે તેમ કર્યું છે,-તે વગેરેની તપાસ કરી, જો દાગીના યા રકમ મળી આવે તો તેથી તપાસમાં બહુ મદદ મળે છે. તે કૃત્ય કરનાર શખસને કેવી સગવડ હતી, ને કોણે આમ કર્યું હોવું જોઇએ, તેની તપાસ કરવી.

જમીન સંબંધી તકરાર હોએ,--તો તે બાબતમાં પણ તેનાં સગાંઓથી, પાડોશીથી, ઓળખનારાઓથી, નોકર ચાકરો અને ખેડુતોથી,--ગામના પટેલ, તલાટી, મતાદારો, એવા લોકોથી ખબર પડી શકશે.

નજરે જોનાર હોએ, તોપણ બીક યા દેહેશતથી બહાર પડતા નથી. મરનારની સ્થિતિ તેવી માહરી સ્થિતિ થશે--એમ કેટલીકવાર ડર રહે છે. નકામા વેર બાંધવું, નજરે ચહડવું,--નકામા કોર્ટોમાં ધક્કા ખાવા,--રોજગારથી રઝળવું,--એમ અનેક કારણોથી લોકો બહાર પડતા નથી; અને કાને હાથ મુકે છે. આપણા દેશમાં પોલીસને લોકો તરફથી ઘટતી મદદ તો નથીજ મળતી, પણ,--તેથી ઉલટું,--મુસ્કેલીઓ નડે તેવા પ્રકારો હંમેશ બન્યાં કરે છે. તોહોમતદારો તથા તેઓના માણસો હરેક બનતા પ્રયત્નથી કોઇ બહાર વાત કેહે નહીં, તેમ પ્રયત્ન કરતા રેહે છે; લાલચ, ધમકી.--વગેરેનો છુટથી ઉપયોગ કરે છે, તેથી ગુન્હો શોધવામાં અને પૂરાવામાં બહુ મુસ્કેલી નડે છે. તેનો ઉપાય, ઘટતી સમજશક્તિથી અને દિલાસા સાથે લોકોને મદદ કરવા સમજાવવા, એજ છે. કોઇ વખતે, આવા ભારે ગુન્હામાં, તોહોમતદારોની તરફેણમાં કોઈ પોલીસના માણસોને તથા પોલીસ પટેલને લાગણી રાખતાં જોવામાં આવે, ત્યારે તપાસ કરનાર પોલીસ અમલદારને અતિશય વધારે મુસ્કેલીનું કામ આવી પડે છે. એવી વિરૂદ્ધ લાગણી, સમય સૂચકતા અને દીર્ઘ દૃષ્ટિથી દૂર કરી શકાશે.

**મેલાપીની જુબાનીનો ઉપયોગ.**—એક હકીગત યાદ રાખવાની છે કે, ખૂનનાં કામમાં જ્યાં એક કરતાં વધારે તોહોમતદારો હોય, ત્યારે સામેલગીરી હોઈ શકે--યા સામેલગીરી છે અને જણાય-તેવા કોઈ

મેલાપીને તેના ગુન્હાની માફી આપતાં, તે પોતાનું દીલખોલી સાચેસાચી હકીગત પુરેપુરી કહે, તો તેથી પુરાવો શોધવામાં અને મેળવવામાં બહુ સવળતા મળી શકે છે. આ માફી કોણુ આપે--કેવી રીતે અપાએ,--તે બાબતમાં ક્રી. પ્રો કોડની કલમ ૩૩૭ નીચે આ ચોપડીમાં પાને ૧૦૯ ૧૧૦માં હકીગત આપેલી છે તે વાંચી, તેનો યોગ્ય ઉપયોગ કરવો.

**ખુનના ગુન્હામાં ભાગ્રતી માણસો,**--પૈસાનીલાલચે માત્ર-બીજા કાંઇ પણુ સંબંધ વગર, બહુ થોડા માણસો આરોપી તરીકે જોખમ ખેડશે. બહુ મોટે ભાગે, મુખ્ય ખુન કરનારાના દોસ્તો, સગા સંબંધીઓ, તેના ભરોસાદાર નોકરો, વિગેરેજ હોએ. **આવા ઘોર કૃત્યમાં સામેલગીરી કોની હોએ ?** જેને કાંઈ સીધો યા આડકતરી રીતે લાભ હોએ તેનીજ; અથવા-જેના ઉપર મુખ્ય ગુન્હેગારની જબરી સત્તા હોએ,--વસાલો હોએ,--અથવા કોઈ પ્રકારનો કાબુ હોએ, તેવાજ માણસોની સામેલગીરી હોએ; આવી સામેલગીરી કોની હશે, તે વિશે બારીક તપાસ કરી, તેઓ સાથે વાતચિત કરતાં,--મળતાં હળતાં,--તેઓને યોગ્ય દિલાસો દેતાં,--ખાવાપીવાની અથવા દારૂ વગેરે નિશાની તેઓની આદત ઉપર વિચાર કરી, બાતમી મળી શકે તે સારૂ જરૂર પ્રમાણે પૈસા બગાડીને ખંતથી મંડયા રેહેવાથી, ઘણીવાર એમ જણાશે કે મેહેનત અફળ ગઈ નથી,

**ખુનના પુરાવામાં ચોકસાઇ રાખવાની અવશ્ય જરૂર.**—સાબીતીને અંગે, મુડદું મોકલ્યું તેજ સ્થિતિમાં તેજ મુડદું દાક્તરને સપુરત કર્યું, એવી લઇ જનાર પોલીસની જુબાની ઉપરાંત, કપડાં, શસ્ત્ર, ઓજાર વગેરે હરેક ચીજો કયાંથી કોના કબજામાંથી મળી આવી, તેનો હરેક પ્રકારના સંશયરહિત પુરાવાની ખાસ આવશ્યકતા હંમેશ સમજવી. જે કાંઈ કોર્ટ સમક્ષ રજુ કરવામાં આવે, તે હરેક પ્રકારે સંશયરહિત, વ્હેમ ન આવે, તેવુંજ જોઇએ. નહીં તો શકનો લાભ કેદીનેજ મળશે.

**ખુનના ગુન્હાની કબુલત.**—કેટલીક વાર તોહોમતવાળો ખુન કર્યાનું કબુલ કરે છે. તેવે પ્રસંગે ક્રી. પ્રો. કોડ. કલમ ૧૬૪ પ્રમાણે કબુલત લખાવી લેવાડવા, બનતાં સુધી ઉચામાં ઉંચા દરજ્જાના માજીસ્ટ્રેટ પાસે કેદીને મોકલવો. એ બાબત ક્રી. પ્રો. કોડ, કલમ ૧૬૪માં હકીકત આપેલી છે, તે આ ચોપડીમાં જોવી. પાછળથી આવી કબુલતો

પોલીસે જબરજસ્તીથી યા લાલચથી કરાવી લીધી, એમ તોહોમતદાર કોર્ટમાં કહે છે. તેથી કબુલત લેવડાવવામાં પાછા ન પડવું, પણ ઘણું ખરું તોહોમતદાર આગળ કબુલ કરશે નહીં એમ સમજી, તે કબુલતને કશી અગત્યની ન ગણતાં, તે ઉપરથી મળી આવે, તે પુરાવો રજુ કરવાનીજ માત્ર અગત્ય સમજવી. કોઇ વાર સેશન કોર્ટમાં પણ તોહોમતદાર ગુન્હો કબુલ કરે છે ને "પ્લી ઓફ ગીલ્ટી"-નોંધાવે છે, તોપણ હાલ કોર્ટોનો નિયમ સામાન્ય એવો ઠર્યો છે કે, તે ઉપરથીજ સજા કરવી યોગ્ય ધારવામાં આવતું નથી. જો કે તેમ કરવા કાયદાથી હરકત નથી. અને તેની પુરી **"ટ્રાયલ"** ચાલે છે. તે ધ્યાનમાં રાખવું.

**"ડાઇંગ ડેકલેરેશન."--મરતી વખતની જુબાની**--છેલ્લે, એક વાત યાદ રાખવી કે, કાંઈ ખબર ઉપરથી પોલીસ અમલદાર જાએ, ને માણસ જીવતો હોએ. તો તેને ત્યાંજ તુરત હકીગત પુછી, બનતી ઝડપથી ઇસ્પીતાલમાં દવા સારૂ મોકલવો; ને મરી જાએ તેમ લાગે તો, યા દાકતરની સલાહ લઇ, તેમ લાગે તો-કોઈ માજીસ્ટ્રેટને બોલાવી તેની પાસે બનતી ત્વરાથી તુરતાતુરત તેની મરતી વખતની જુબાની લેવાડી લેવી. તોહોમતદાર જણાયો હોએ, તો તેને ત્યાંજ હાજર રાખી અને ઓળખાવી લઇને, જુબાની લેવાડવી; તે ન જણાયો હોએ, તો એમ ને એમ હકીગત લખાવી લેવી. માજીસ્ટ્રેટ લખે, તો પ્રતિજ્ઞા ઉપર મરનારની જુબાની લખી શકશે. તે વખતસર ન આવી શકે તો દાકતરે તેને પુછ્યું હશે, તે, અગર છેવટ પોલીસ આગળ કહ્યું હશે, તે પણ ઉપયોગી પડશે. પુરાવાના આકટની કલમ ૩૨ મી આ ચોપડીમાં આગળ આપી છે, તે વાંચવી. તેથી પુરાવામાં શું ઉપયોગી કેવી રીતે પડશે, તે જણાશે. આવી મરતી વખતની જુબાની ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૨ ની રકમ (૨) પ્રમાણે પોલીસ આગળ છતાં, **પુરાવામાં ગ્રાહ્ય છે,** એમ ખાસ ઠર્યું છે. અલબત, પછીથી તે માણસનું મોત થાએ, તોજ આ જુબાની કામની છે. કબી લખીતવાર જુબાની ન હોએ, તો મુખ-જુબાની પણ ચાલશે; પણ લખીતવાર હોએ ને તેના શબ્દસહ લખી લીધી હોએ, તો બહુ ઠીક. તે વધારે ખાત્રીલાયક ગણી શકાશે.

આશા છે કે,—ઉપરનું ટુંક વિવેચન **ખુનના** ગુન્હાના કામમાં તપાસ સારૂ તથા પુરાવા સારૂ બહુ ઉપયોગી થઈ પડશે.

---

## વ્યથા, મહાવ્યથા, વગેરે ગુન્હાઓ,

**વ્યથાની વાખ્યા**—જે માણસ કોઈ શખસને કાંઈ શરીરનું દુઃખ, રોગ, અથવા અશકતતા કરે, તેણે વ્યથા કરી એમ સમજવું. (વ્યાખ્યા કલમ ૩૧૯. શિક્ષાની કલમ ૩૨૩ છે).

**મહાવ્યથાની વાખ્યા.**—નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહા વ્યથા" એવું નામ આપેલું છેઃ—

પેહેલો.—પુરૂષત્વનો નાશ.

બીજો—બેમાંની કોઇ પણ આંખની જોવાની શકિત જાથુ જવી.

ત્રીજો—બેમાંના કોઈ પણ કાનની સાંભળવાની શકિત જાથુ જવી.

ચોથો.—કોઈ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો.—કોઇ અવયવ અથવા સાંધાની શકિતનો નાશ થવો, અથવા તેની જાથુ ક્ષીણતા થવી.

છઠો.—ડોકાં અથવા ચેહેરાની જાથુ બદશિકલ થવી.

સાતમો.—કાંઇ હાડકાનું અથવા દાંતનું ભાંગવું, અથવા ખસી જવું.

આઠમો—જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દિવસની મુદત સુધી, વ્યથા થએલાં માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, અથવા તે પોતાનો હંમેશનો ધંધો કરવાને અશક્ત રહે, એવી કોઈ પણ વ્યથા.

---

**બુદ્ધિપૂર્વક વ્યથા કરવી,-એટલે.**—કોઈ શખસને વ્યથા કરવાના ઇરાદાએ, અથવા પોતાથી કોઈ શખસને વ્યથા થવાનો સંભવ છે, એવું જાણ્યાં છતાં, કાંઇ કામ કરે, અને તે કામથી કોઈ શખસને વ્યથા કરે, તો-બુદ્ધિપૂર્વક વ્યથા કરી, એમ સમજવું. (કલમ ૩૨૧). આવીરીતે વ્યથા કરેલી અગર મહાવ્યથા હોએ,—તો બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરી, એમ સમજવું. (વાખ્યા કલમ ૩૨૨) એને તેની શિક્ષાની કલમ ૩૨૫ છે.

જુદા જુદા પ્રકારની વ્યથા, મહાવ્યથા, વગેરે દેખાડનાર લીસ્ટ, આ નીચે આપ્યું છેઃ—

**નોટ.**—(જેમાં જામીન લઇ શકાય, તેમાં કલમ નીચે "જા" અક્ષર લખ્યો છે; અને જામીન લેવાય નહીં, તેવા ગુન્હામાં "જા. ન." એમ અક્ષરો લખ્યા છે).

| | | |
|---|---|---|
| ૩૨૩ જા. | બુદ્ધિપૂર્વક વ્યથા પોલીસ અખત્યારી નથી. | |
| ૩૨૪ જા. | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપૂર્વક વ્યથા કરવી | વગર વારંટે પકડી શકાય. |
| ૩૨૫ જા. | બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૨૬ જા. ન. | ભયંકર શસ્ત્ર અથવા સાધનવડે બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૨૭ જા. ન. | જબરાઇથી કાંઈ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કહડાવવા સારૂ અથવા કાંઇ ગુન્હો કરવો સહેલ થાએ એવું કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધિપૂર્વક વ્યથા કરવી. | એજ. |
| ૩૨૮ જા. ન. | વ્યથા કરવાના ઈરાદાથી બેહોશ કરે એવી કાંઈ વસ્તુ ખવડાવવી. | વગર વારંટે પકડી શકાય. |
| ૩૨૯ જા. ન. | જબરદસ્તીથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કહડાવવા, અથવા કાંઈ ગુન્હો કરવો સેહેલ થાએ એવું કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૦ જા. | જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઇ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૧ જા. ન. | જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૨ જા. ન. | કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપૂર્વક વ્યથા કરવી. | એજ. |
| ૩૩૩ જા. ન. | કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૫ જા. ન. | ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કરવાનો ઇરાદો કરનાર શિવાએ બીજાને વ્યથા કરવાનો ઈરાદો નહીં છતાં મહાવ્યથા કરવી. | એજ. |

| | | |
|---|---|---|
| ૩૩૬ જા. | જે કામથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજાઓનાં શરીરની સલામતી જોખમમાં આવે, તે કામ કરવું. | એજ. |
| ૩૩૭ જા. | માણસની જીંદગી વગેરે જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવી. | એજ |
| ૩૩૮ જા. | માણસની જીંદગી વગેરે જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવી. | એજ. |

**પોલીસને સામાન્ય ઉપયોગી કલમો.**—૩૨૪ મી કલમ ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપૂર્વક વ્યથા, એ પોલીસ અખત્યારી છે. સાદી વ્યથા, અખત્યારી નથી. ભયંકર શસ્ત્ર યા સાધનમાં,—બંદુક, તલવાર, છરી, ચપ્પુ, અથવા જાડી ડાંગ, યા કડીયાળી ડાંગ, અથવા અગ્નિ યા તપાવેલો કાંઈ પદાર્થ, અથવા કાંઇ ઝેર યા કાટ ચહડે તેવી વસ્તુ, અથવા શરીરને નુકસાન કરે તેવી કાંઈ ખાવાની વસ્તુ, એ વિગેરેનો સમાસ થઇ શકે. એવી કરેલી કોઈ બુદ્ધિપૂર્વક વ્યથા હોએ, તો આ કલમ લાગે. તે પોલીસ અખત્યારી છે.

**કલમ ૩૨૫ પ્રમાણે મહાવ્યથા બાબતમાં,**—આઠ જુદા જુદા પ્રકારો બતાવ્યા છે. પ્રકાર છઠ્ઠામાં—બદશિકલ જાથુકની એટલે કાયમની થવી જરૂરની છે. પ્રકાર આઠમામાં,—કોઇ શરીરના તાલકાં ઉપર, લમણા ઉપર, તલ્લી ઉપર, અથવા એવી કોઇ જગાએ વ્યથા થએલી હોએ કે જેથી જીંદગી જોખમમાં આવે, તેનો સમાસ થાય છે; તેમજ બરાબર વીસ દિવસ યા વધારે ઈસ્પીટાલમાં હોય, અને શરીરને ભારે દુઃખ તે દરમ્યાન વેઠવું પડે, તેમ હોય, અથવા તેટલો વખત તે પોતાનો ધંધો રોજગાર કરવા અશક્ત રહે, તેમ હોવું જોઇએ.

આ બધાં કામોમાં દાકતરના અભીપ્રાય ઉપરજ આધાર રહે છે. કોઇ થએલી વ્યથાથી ઇસ્પીટાલમાં કોઇને મોકલવામાં આવે, ત્યારે દાકતરને પુછી તે વ્યથા કેવા પ્રકારની છે, તેની ખાતરી પોલીસ અમલદારે કરતા રહેવું એ અવશ્ય જરૂરનું છે. કલમ ૩૩૦ માં—પોલીસને જાણવાજોગ બાબત એ છે કે, ગુન્હો કબુલ કરાવવા અથવા કાંઇ મિલકત કઢાવવા યા ચોરીનો માલ કઢાવવા, કોઇને માર મારે તો, તે પોલીસ અમલદાર સજાને પાત્ર છે. તેનાં દષ્ટાંતો એજ કલમ નીચે કાયદામાં છે, તે જોવાં. તેવાં કૃત્યથી મહાવ્યથા થાએ તો કલમ ૩૩૧ લાગુ પડે.

કલમ ૩૩૨.—માં સરકારી નોકરને પોતાની ફરજ કરતો ડરાવવા યા અટકાવવા, બુદ્ધિપૂર્વક વ્યથા કરે, તેને આ કલમ લાગુ છે.

કલમ ૩૩૮.—જીંદગી જોખમાય, યા બીજાઓની શરીરની સલામતી જોખમાય એવું કાંઇ કૃત્ય કોઈ શખસ બેફીકરાઇ અથવા ગફલતથી કરે, ને કોઈને મહાવ્યથા કરે તો, તેને આ કલમ લાગુ છે.

## ગેરવાજબી અટકાવ તથા ગેરવાજબી કેદ બાબત.

**ગેરવાજબી અટકાવ:**—"કોઈ શખસનો જેણી મેર જવાનો હક હોય, તેણી મેર જતો તે શખસ અટકે, તેવી રીતે જે માણસ તે શખસને બુદ્ધિપૂર્વક હરકત કરે, તે માણસે તે શખસને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.

અપવાદ.—જમીન અથવા પાણી ઉપર જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય, અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે, એમ જે શખસ શુદ્ધ બુદ્ધિએ માનતો હોય, તે શખસે તે રસ્તો બંધ કરવો, એ આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો નથી." (વાખ્યા કલમ ૩૩૯. શિક્ષાની કલમ ૩૪૧).

**નોટ.**—આ ગુન્હો પોલીસ અખત્યારી છે. જામીન લઇ શકાએ છે.

**ગેરવ્યાજબી કેદ કોને કેહેવાય તે.**—કોઈ શખસ મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતો અટકે એવી રીતે જે માણસ તે શખસને "ગેરવાજબી અટકાવ કરે તે માણસે તે શખસને ગેરવાજબી કેદ કર્યો, એમ સમજવું," (વાખ્યા કલમ ૩૪૦. શિક્ષાની કલમ ૩૪૨ છે).

**નોટ,**—આ કલમ પોલીસને બહુ અગત્યની છે. કોઇ તુરંગ યા બંધ જગામાં અટકાવે, તોજ ગેરવાજબી કેદ થાએ,—એમ નથી. કોઈ શખસને બહાર બેસાડી રાખવો, એ પણ અમુક હદ પછી,. ગેરકાયદે છે. શક ઉપરથી કોઇને લાવી બેસાડવો ને પછી જવા ન દેવો એ ગેરકાયદે છે. તેના મનમાં એવી દેહશત ઉપજે કે તેને ત્યાંથી રજા વગર જવાની છુટ નથી, ને જશે તો તેને પકડવામાં આવશે,—એમ તેના દીલમાં ડર હોએ, તો તે ગેરવાજબી કેદજ છે. યાદ રાખવું કે,—સાક્ષીઓને પોતાની છાવણીમાં રાતે સુવાડી રાખવા, સાથે પોલીસ મોકલી કોઈ સાથે તેઓ વાત ન કરે તેવો બંદોબસ્ત રાખવો વગેરે—ગેરકાયદે કેદજ છે; જેને **'નજરકેદ'** એમ કહે છે તે ગેરકાયદે કેદજ છે. આ ચોપડીને પાને ૪૪, ૪૫ મેં આપેલી સમજુતી જુઓ, કોઈ શખસ છાપરા ઉપર ચહડેલો છે. ને બીજો શખસ ત્યાંથી ઉતરવાની સીડી ઉપાડી લે છે, ને તેને ઉતરતો અટકાવે છે, તો તે પણ ગેરકાયદે કેદજ છે. આ કલમમાં કામ કરવામાં દ્વેષબુદ્ધિ હતી તેમ સાબીતીની જરૂર નથી

**નોટ—આ ગુન્હો પોલીસ અખત્યારી છે જામીન લઈ શકાએ છે.**

કલમ ૩૪૩ થી ૩૫૮ સુધીના ગુન્હાઓ "ગેરકાયદે કેદ" ના જુદા જુદા ગંભીર પ્રકારો છે. જરૂર પડે તો, કાયદાની ચોપડી જોવી,

---

## સાપરાધ બળ તથા હુમલા બાબત.

**કલમ ૩૪૯ માં "બળ"ની વાખ્યા છે કલમ ૩૫૦ માં "સાપરાધ બળ"ની —કલમ ૩૫૧ માં હુમલાની,—વાખ્યા છે. કલમ ૩૫૨ માં એ બેહુની શિક્ષા છે. પોલીસ કામમાં આ કલમો જરૂરની નથી.**

**કલમ ૩૫૩ માં,—કોઈ સરકારી નોકરને ડરાવી તેનું કામ કરતો બંધ રાખવા માર મારવો, બળ વાપરવું, એ બાબત છે. પોલીસ અખત્યારી ગુન્હો છે. જામીન લેવઇ શકે. આ કલમ કેટલીક વખતે પોલીસને કામની છે.**

**કલમ ૩૫૪ માં,—કોઈ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેની ઉપર હુમલો તથા સાપરાધ બળની બાબત છે. તે પોલીસ અખત્યારી છે. જામીન લેવાઇ શકે.**

**બીજી કલમો પોલીસના કામમાં ઉપયોગી નથી**

## મનુષ્યહરણ, મનુષ્યનયન, ગુલામી તથા વેઠ બાબત.

**મનુષ્યહરણ બે પ્રકારનાં છે.**—૧લું.—બ્રિટિશ હિંદુસ્તાનમાંથી બહાર; ૨ જું.—કાયદેસર વાલીના હવાલામાંથી.

**બ્રિટીશ હિંદુસ્તાનમાંથી મનુષ્યહરણ કોને કહેવું ?**—"જે માણસ કોઇ શખશને તે શખસની રજામંદી શિવાએ અથવા તે શખસની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોએ એવા કોઈ શખસની રજામંદી શિવાય, બ્રિટિશ ઇંડીઆની હદની બહાર લઈ જાએ, તે માણસે બ્રિટિશ ઇંડીઆમાંથી તે શખસનું હરણ કર્યું, એમ સમજવું. (કલમ ૩૬૦).

**કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ એટલે શું ?**

**—ચૌદ વરસથી ઓછી ઉમરના કોઇ છોકરાને, અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઇ છોકરીને, અથવા કોઇ દીવાના શખસને, તે બાળક અથવા દીવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી શિવાય જે માણસ લઇ જાએ, અથવા ફોસલાવીને તેડી જાએ, તેણે તે બાળક, અથવા તે શખ્સનું, કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું.**

**ખુલાસો.**—આ કલમ મધ્યે 'કાયદેસર વાલી' એ શબ્દો લખ્યા છે, તે શબ્દો મધ્યે તે બાળક, અથવા તે બીજા શખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે શખસને સોંપ્યું હોએ, એવા કોઇ પણ શખસનો સમાવેશ થાએ છે.

**અપવાદ.**—કોઈ શખસ શુધ્ધ બુદ્ધિએ એમ માનતો હોએ કે, લગ્નસંબંધ વિના ઉત્પન્ન થએલાં ફલાણા બચ્ચાંનો હું બાપ છું અથવા શુધ્ધ બુદ્ધિએ એમ માનતો હોએ કે તે બચ્ચાંને કાયદેસર હવાલામાં રાખવાનો મારો હક છે, અગર તે શખસ કોઇ અનીતિના અથવા કોઈ કાયદા વિરૂધ્ધ કારણસર એવું નકરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી. (કલમ ૩૬૧. શિક્ષાની કલમ ૩૬૩ છે. પોલીસ અખત્યારી છે. જામીન નહીં લેવાએ).

**મનુષ્યહરણના ગુન્હા બાબત સુચના.**—આ ગુન્હો પોલીસને બહુ ઉપયોગી છે. હાલમાં આવા ગુન્હાઓ બહુ બને છે. બ્રીટીશ હિંદુસ્તાનની બહાર મનુષ્યહરણની બાબતમાં, ઉમ્મરનો કાંઇ સવાલ નથી; તેમાં ગમે તેટલી હોય; પરંતુ, કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ થાય, ત્યારે છોકરો હોય તો ૧૪ વરસથી ઓછો, ને છોકરી હોય, તો ૧૬ વરસથી ઓછી ઉમ્મર જોઇએ. પરણેલા હોય કે કુંવારા,-તેથી કાંઈ ફરક પડતો નથી. ઉમ્મર બાબતમાં જન્માક્ષર યા તેવો લેખી ભરોસાદાર પુરાવો જોઇએ. તેમ જો ન હોય, તો દાકતરની તપાસથી પુરાવો કરવો. શરીર તપાસી, દાંત તપાસી, વગેરે ચિકિત્સાથી દાકતર ઉમ્મર કહી શકશે. અમુક વરસની અવધે, અમુક દાંત ઉગે છે, એમ વૈદકશાસ્ત્રનો નિયમ છે. પરણેલી છોકરીનો કાયદેસર વાલી તેનો ધણી છે, પણ આ કલમનો ખુલાસો કલમ નીચે છે, તે વાંચવાથી જણાશે કે "કાયદેસર વાલી" એમાં તે બાળક જેની દેખરેખ અને સંભાળ તથા કબજામાં વાજબી રીતે હોય, તેવાનો પણ સમાસ થાય છે. આ કામમાં, ઇરાદો, અથવા દ્રેષબુધ્ધિ, અથવા હેતુ વગેરે સાબીત કરવાની જરૂરજ નથી. તે બાળકની કબુલત, એ કાંઇ કામની બાબત નથી. અમુક વખત સુધી રાખી મુકવું,-એ કાંઈ જરૂરી બાબત નથી. વખત ગમે તેટલો ઓછો હોય, તો એ બસ છે. વાલીનું રક્ષણ છોકરૂં છોડે, ત્યારે ફોસલાવનાર યા નસાડનાર ત્યાં હાજર હોવો જોઇએ, એવું પણ જરૂરનું નથી. ઘરથી દૂર બાળક રમતો હોય, ફરવા ગયો હોય, છોકરી બજારમાં, મેળામાં એમ ગમે ત્યાં ફરતી હોય, તોપણ તેના વાલીની સંભાળમાંજ છે, એમ સમજવું.

**બીજા પ્રકારોમાં**—કલમ ૩૬૫ માં છાની રીતે ગેરવાજબી કેદ કરવા હરણ, યા નયન–કલમ ૩૬૬ માં કોઇ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવા હરણ યા નયન, વગેરે પ્રકારો છે.

**મનુષ્યનયન.**—કોઇ શખસને કોઈ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે, અથવા કાંઈ ફરેબી દીલાસેથી લલચાવે, તે માણસે તે શખસનું નયન કર્યું એમ સમજવું. (કલમ ૩૬૨).

કલમ ૩૬૯ માં કોઇ ૧૦ વર્ષથી ઓછી ઉમ્મરના બચ્ચાંને, શરીર ઉપરથી જંગમ મિલકત લઇ જવાને, નયન યા હરણ કરી લઈ જવાની બાબત છે. પોલીસ અખત્યારી ગુન્હો છે. જામીન ન લેવાય.

કલમ ૩૭૧ ગુલામ વેચવાનો ધંધો કરે તેને લાગુ છે. પોલીસ અખત્યારી છે. જામીન લેવાતો નથી.

કલમ ૩૭૨-૩૭૩.—જારકર્મને સારૂ કોઇ બાળકને વેચવું, અથવા ખરીદવું, તે બાબત છે પોલીસ અખત્યારી ગુન્હો છે. જામીન ન લેવાય.

કલમ ૩૭૪—કાયદા વિરૂધ્ધ જબરાઇથી મજુરી, યા વેઠ કરાવવા બાબતની છે. પોલીસ અખત્યારી છે. જામીન લેવાય.

---

## બલાત્કાર સંભોગ અને સૃષ્ટિક્રમ વિરૂધ્ધ ગુન્હાઓ.

**સ.—"બલાત્કાર સંભોગ"—એટલે શું, તેની વ્યાખ્યા આપો.**

**જ.**—"નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં, જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બલાત્કારસંભોગ કર્યો એમ સમજવું.

પહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે, અથવા પોતાને પરણેલી માને છે, તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી બાર વર્ષથી ઓછી ઉમ્મરની હોય તો, પછી તેહની રજામંદી હોએ કે નહીં તોપણ.

**ખુલાસો**-બળાત્કારસંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.

**અપવાદ**—કોઈ પુરૂપ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી બાર વર્ષથી ઓછી ઉમ્મરની નહી હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય." (કલમ ૩૭૫, શિક્ષાની કલમ ૩૭૬ મી છે).

**સ.—સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હો એટલે શું?**

**જ.**—"જે માણસ બુદ્ધિપૂર્વક કોઈ પુરૂપ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટક્રમ વિરૂદ્ધ મૈથુન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

**ખુલાસો**—"આ કલમમાં બ્યાન કરેલા ગુન્હામા જે મૈથુન થવું જરૂર છે, તેમાં પ્રવેશ થયો તે બસ છે." (કલમ ૩૭૭)

**બળાત્કાર સંભોગના ગુન્હા વિશે સમજુતી.—આ ગુન્હો પોલીસ અખત્યારી છે. જામીન લેવાય નહીં. પણ જો કોઇ શખસે પોતાની ઓરત સાથે સંભોગ કર્યો હોએ, તો પોલીસ અખત્યારી નથી. અને તેમાં અખત્યારવાળો માજીસ્ટ્રેટ વારંટ કહાડશે, ને તેમાં જામીન લેવા લાયક છે. પોતાની ઓરત સાથે સંભોગ કર્યો હોએ, ત્યારે ક્રી. પ્રો. કોડની કલમ ૫૬૧ પ્રમાણે ચીફ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ માજીટ્રેટને કામ ચલાવવા યા ઇન્સાફ સારૂ "કમીટ" કરવા સત્તા નથી. અને કોઇ કારણસર ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ યા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ આવા કામમાં પોલીસ પાસે તપાસ કરાવવાની જરૂર ધારે ત્યારે તેવી તપાસ ફકત પોલીસ ઇન્સ્પેકટર અથવા તેનાથી ઉપરના રેંકવાળા પોલીસ અમલદારોજ કરી શકે. તેથી ઉતરતા દરજાના કોઇ એવી તપાસ કરી ન શકે તેમ તેમાં કાંઇ ભાગ પણ ના લઇ શકે, એમ કાયદો છે.**

**આ ગુન્હામાં મુખ્ય બાબતો કઇ કઈ છે, તે કલમથી ચોખી સમજણ પડે છે. પુરાવાનો મુખ્ય આધાર તે ઓરત ઉપર રાખવો પડે છે; તેમજ વૈદ્યકીય પરીક્ષા જે થઈ હોએ. તેના પરીણામ ઉપર આધાર રહે છે; નહાની ઉંમરની છોકરી હોએ તેનાં સંબંધમાં થએલા આવા ગુન્હાની સાબીતી વધારે સેહેલી છે. મોટી ઉંમરની ઓરતોની બાબતમાં સાબીતીને અંગે, તેની સાકી યા માઠી બદચાલ વગેરે જાણવાની જરૂર રહે છે. બદચાલની ઓરત હોએ, તોપણ તેને કાયદાનું રક્ષણ તો.**

છેજ; પણ તેના બોલવા ઉપર કેટલો ભરોસો રહે છે, તથા તેણે પૈસા ઓછાવત્તાની તકરારમાં ફરીયાદ કરી છે કે શી રીતે, યા ઘણીવાર બને છે તેમ—તેના ધણીએ યા પાડોશીએ આવું કૃત્ય જોઇ લીધાથી પોતાની આબરૂ ટકાવી રાખવાની ખાતર ફરીઆદ કરવી પડે છે કે કેમ, તે બધા સવાલો રહે છે.

વળી તેની છાતી ઉપર, તેમજ તેના શરીર ઉપર જોરનાં નિશાન, નખો વિગેરેના નિશાનો, તથા જે બીછાના ઉપર તેવું કૃત્ય થયું કેહેવામાં આવતું હોએ તે બીછાનું, ચાદર, ઓરતનાં પહેરેલાં કપડાં વગેરેની વૈદકીય તપાસની જરૂર રહે છે. જેને ઇંગ્રેજી વૈદકી શાસ્ત્રમાં "સ્પરમેટોઝા" કહે છે, તે સુક્ષ્મદર્શકયંત્રથી કાહાં કાહાં જડે છે, તે ઉપર બહુ આધાર છે; ઓરતનો કાઇ ખરાબ ચેપીરોગ એવાં કૃત્ય પછી મરદને લાગેલો જણાય,—યા તો મરદનો રોગ, ઓરતને લાગેલો જણાય, એમ તપાસમાં કદાચ જણાય છે. મરદની ગુહેંદ્રી ઉપર ઘસારા વગેરેના નિશાનોને સારૂ વૈદકીય તપાસ જરૂરની છે. આડોશીપાડોશી યા કોઇએ નજરે દીઠાનો પુરાવો હોય તો તે; નહીં તો પછી દરવાજા બંધ હતા, ઓરત બુમ પાડતી હતી, વગેરે પુરાવો જોવાની જરૂર છે

**સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હાઓમાં.**—જ્યાં કોઇ જાનવર સાથે તેવું કૃત્ય કર્યાનું તોહોમત હોએ, ત્યારે મરદની ગુહેંદ્રી ઉપર કાંઇ તે જાનવરનાં ઝીણા બાલ મળવા સંભવ છે.

---

# પ્રકરણ ૧૦મું.

## મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ. (પીનલ કોડમાં-બાબ ૧૭ મો).

આ ગુન્હાઓ બાબતમાં સામાન્ય રીતે પોલીસને હમેશ તપાસ કરવી પડે છે. આ વિશે યાદ રાખવું કે આ મિલકત વિરૂદ્ધ ગુન્હાઓની બાબતમાં કલમ ૭૫ પ્રમાણે **વધારાની શિક્ષા** થઈ શકે છે તેની તપસીલ બાબતમાં આ ચોપડીનું પાનું ૧૧૮ જોવું. વારંવાર બનતો ગુન્હો "ચોરી"નો છે; જેની વ્યાખ્યા નિચે પ્રમાણે છે;—

**ચોરીના ગુન્હાની વાખ્યા.**—"જે માણસ કોઈ શખસના કબજામાંથી તે શખસની રજામંદી સિવાય કાંઈ જંગમ મિલકત બદ દયાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખસેડે, તે માણસે ચોરી કરી સમજવું.

**ખુલાસો ૧ લો.**—કાંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોહોંટેલી હોએ ત્યાં સુધી તે જંગમ મિલકત નથી માટે તેની ચોરી થઈ શકે નહીં; પણ જમીનથી તે જુદી પાડવામાં આવે, કે પછી તેની ચોરી થઈ શકે.

**ખુલાસો ૨ જો.**—જે કામથી જુદું પાડવું થાએ તે કામથી જે ખસેડવું થાએ, તે ખસેડવું ચોરી થઇ શકે.

**ખુલાસો ૩ જો.**—કોઈ શખસ ખરેખર કાંઇ વસ્તુ ખસેડે ત્યારે, અને તેમજ તેનું ચલણ થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કાંઈ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે શખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું,

**ખુલાસો ૪ થો.**—કોઈ પણ શખસ કાંઈ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતિમાન કરે, તો તેણે તે જાનવરને ખસેડયું, તથા તે જાનવરને ગતિ થયાથી, તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોએ, તે તે વસ્તુ ખસેડી, એમ સમજવું.

**ખુલાસો ૫ મો.**—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અર્થાત્ સમજાએ એવી રજામંદી હોએ, અને તે કબજેદાર શખસ, અથવા તે કારણસર જેહને સાફ કે અર્થાત સમજાએ એવો અખત્યાર હોય, તેવો કોઈ પણ શખસ આપી શકે. (વાખ્યાની કલમ ૩૭૮. શિક્ષાની કલમ ૩૭૯).

**ચોરીના ગુન્હા બાબતમાં કાયદાની સમજુતી.—વાખ્યા.** નિચે ૧૬ દષ્ટાંતો આપેલાં છે, તે વાંચવાથી કલમનો પુરેપુરો અર્થ સમજાઇ શકાશે. આ ગુન્હામાં સાબીત કરવાના મુખ્ય તત્વો પાંચ છે. ૧ લું—**લેવા સારૂ ખસેડવું**; ૨જું,—**બદ ધ્યાનત**; ૩જું,—**જંગમ મિલકત**; ૪થું,—**પારકાના કબજામાંથી**; ૫મું—**તેનિ રજામંદી શિવાએ.** આ ગુન્હો ફક્ત જંગમ મિલ્કત સંબંધનો છે; તેથી સ્થાવર મિલકતની ચોરી થઇ શકતી નથી. હવે **લેવું અથવા ખસેડવું**—એ ઉપરથી એમ સમજવું કે, લઇ જવાના ઇરાદાથી જરાપણ ખસેડવું, એ "લેવુંજ" છે. અર્થ આવો છે કે—'ખસેડવું'—એટલે એવી રીતે કરવું યા ખસેડવું, કે પ્રથમ જે જગ્યાએ તે ચીજ હતી, તે જગા ઉપર તે ચીજનો કોઇ પણ હોઈ શકે નહીં; તેથી તેના માલીકને ન મળે તેમ ખસેડેલી હોએ, યા ત્યાંથી

કેટલેક દૂર લઇ જવી,––એવો કાંઈ સાંકડો અર્થ નથી. કોઈ ભામટો કોઇના ખીસામાંથી પાકીટ અગર એક ઇંચ પણ કાઢે,––આખું ન ખસેડી શકે,––પેટીમાંથી લુગડાં વગેરે બહાર ત્યાંજ કાઢી, કીંમત વગરનાંને પડતાં મુકે અને લઇ ન જાએ તો––અથવા થોડો ભાગ બહાર કાઢેલો લટકે ને થોડો અંદર હોએ તો,––લઇ જવાના ઇરાદાથી આવું કરેલું કૃત્ય ગુન્હા ભરેલુંજ છે. પછી બીજી હકીગત ઉપરથી ચોરી યા ચોરીની કોશીસમાં ગણાએ,––એ જુદી બાબત છે. વળી, કાંઇ જડતી લેતાં, આ પ્રમાણે કપડાં યા ચીજ ત્યાં પડેલી જડે,––યા ફેંકી દીધેલી, યા તજેલી જડે, તો તે બધી ચીજો પંચનામું કરી પોલીસે કબજે લેવી જોઇએ. ખુલાસો ૩ જો તથા ૪ થો આ કલમ નીચે છે, તેથી જણાશે કે ખસેડવાનું કૃત્ય ઘણી રીતે બની શકે છે. વળી દૃષ્ટાંત (ब) અને (क) પણ વાંચવાં.

**બદ દાનત.**––ની વાખ્યા પીનલ કોડ કલમ ૨૪માં આપેલી છે. કોઇને ગેરવાજબી લાભ, યા ગેરવાજબી હાની થાએ, એવા ઇરાદાથી જે કૃત્ય થાએ, તે બદ દાનતથી કર્યું કહેવાએ.

**મિલકત જંગમ** હોવી જોઈએ; સ્થાવર કદી નહીં. તેની વાખ્યા પીનલ કોડ કલમ ૨૨માં છે. વળી ચોરીની વાખ્યાની નીચે આપેલા ખુલાસાથી જણાશે કે ઝાડ જમીનમાં દાટેલું હોએ, તેને કાપી છુટું પાડે, યા પત્થરની ખાણમાંથી પત્થર કાપી છુટો પાડે, યા જમીનમાંથી માટી ખોદી કાઢે, તો તેવી છુટી પાડેલી ચીજની ચોરી થઇ શકે, ને તે જંગમ મિલકતમાં ગણી શકાએ.

**કબજામાંથી.**––ચોરાએલી ચીજ કોઇના કબજામાં તો હોવીજ જોઇએ. એ જરૂરનું છે. વળી પીનલ કોડ કલમ ૨૭ પ્રમાણે કોઇની ઓરતના. યા કારકુનના, યા નોકરના, કબજામાં તેના ધણી યા માલીક સારૂ કોઈ મિલકત હોએ, તો કબજો ધણીનોજ ગણવો. વળી જેના કબજામાં તે ચીજ હોય, તેઓનો માલીક તેજ હોવો જોઇએ એવું કાંઇ જરૂરનું નથી. ચોરીના કામમાં કબજાનો માત્ર સવાલ છે, માલકીનો સવાલ નથી. ઘર બંધ હોએ, તેમ તેનો માલીક બહાર ગામ ગયો હોએ, તોએ ઘરમાંનો બધો માલ તેનાજ કબજામાં ગણાએ; વળી ગાડીઘોડા, ભેંસ, ગાય, જાનવરો, બકરાં, મરઘાં વગેરે લંબાણે ફરતાં ચરતાં હોએ, તોએ

કબજો તો તેના માલીકનો ગણવો. ટુંકમાં કાંઈ ચીજ ફરી ન લેવાના ઇરાદાથી તજી ન દીધી હોએ, યા ફેંકી દીધી ન હોએ, તે તેના માલીકના કબજામાંજ ગણવી જોઇએ. મીઠું જે અગરમાં પાકે, અને બંધ પાણીમાં પાકતી માછલીઓ વગેરે માલીકીની ચીજો ગણાય છે. જંગલી યા રખડતાં જાનવરો, કોઈના પાળેલાં ન હોએ, તો કોઇના કબજામાં ન ગણાય.

**રજામંદી શિવાએ,**—જેના કબજામાં મિલકત હોએ, તેની રજામંદી, એવો અર્થ છે, પછી તેવી રજા સ્પષ્ટ શબ્દોથી હોએ, યા ગર્ભિત રીતે પણ હોએ.

**નોટ.**—નહીં જેવી કીંમતની ચીજની ચોરી ગુન્હામાં ન ગણવી. (કલમ ૯૫). કોઈ મુએલા બળદને દાટેલો હોએ, ને તે કોઇ ખોદી કાઢી લઇ જાએ,—માણસનું શરીર (મુએલું કે જીવતું),—એવાની ચોરી થઇ શકતી નથી; પણ કોઇ શિખવવાની ઇસ્પીતાલમાં યા વૈદકની સ્કુલમાં શરીરજ્ઞાન શિખવવા સારૂ ખાસ રાખ્યું હોએ, તો તે લઈ જવું,–એ ચોરીજ છે. માંગનારે તેના દેણદારની મિલકત તેની રજા શિવાએ, યા કાયદાના અપાવ્યા શિવાએ લેવી, તે પણ ચોરીજ છે. કોઇ તકરારી ઝાડ યા એકત્ર માલકીની બાબતમાં, શુધ્ધ બુધ્ધિએ કોઇ ભાગીઓ કાંઈ લઈ જાએ, તો ખાસ વિરોધી હકીગતની ગેરહાજરીમાં,-ચોરી નથી. વળી, ભુખે મરવાથી, દુકાળથી, યા જરૂર પડવાથી ચોરી કરી, એ કાયદો કબુલ રાખતો નથી.

**ચોરીના જુદા જુદાં સ્વરૂપ.**—ચોરીના કાયદામાં જુદા જુદા પ્રકારો છે. રહેવાના ઘરમાં અથવા તંબુ અથવા વહાણ જે માણસના રેહેવામાં આવતું હોએ, ત્યાં ચોરી,—તે સખ્ત પ્રકારની ચોરી કલમ ૩૮૦ પ્રમાણેની છે. શેઠના કબજા માંહેલી મિલકત ચાકરે અથવા મહેતાએ ચોરવી–એ પણ ગંભીર પ્રકારની ચોરી કલમ ૩૮૧ પ્રમાણેની છે. ચોરી કરવા સારૂ મોત યા વ્યથા કરવાની તૈયારી કરીને ચોરી,— તે ગંભીર પ્રકારની ચોરી કલમ ૩૮૨ મુજબની છે.

**જામીન વગેરે બાબતમાં,—આ ગુન્હા બધા પોલીસ અખત્યારી છે, ને જામીન ન લેવાય.**

---

## ચોરીની શોધ,અને તપાસમાં, પોલીસને જરૂરી સુચનાઓ.

ચોરીની પ્રથમ ફરીઆદ ક્રી. પ્રો. કોડ કલમ ૧૫૪ પ્રમાણે લખી લઈ, કલમ ૧૫૭ પ્રમાણે જાહેર રીપોર્ટ અખત્યારવાળા માજીસ્ટ્રેટ તરફ મોકલી, તાત્કાળીક ગુન્હાવાળી જગોએ જઈ પ્રથમ સ્થાનીક તપાસ શરૂ કરવી. કેટલીકવાર ખબર ઉપરથી તુરત તે ગુન્હાવાળી જગોએ જવા પછી, આ કામ ત્યાં પણ થાએ છે. ગુન્હો બન્યો છે કે કેમ? તેની ખાત્રી કરવી. જગાની તપાસથી ગુન્હો કેવી રીતે બન્યો તે જોતાં,-ફરીઆદીની હકીગતથી, તેના ઘરના માણસોથી પુછપરછ વગેરે બાબતોથી, ખાત્રી ઘણે અંગે થઈ શકે છે કે ગુન્હો ખરેખર બન્યો છે કે કેમ. ગુન્હો શી રીતે બન્યો, માલ કયાં કેવી રીતે હતો, વગેરે જોયા બાદ તે જગોએ તથા આજુબાજુ પગલાં, સગડ વગેરે બહુ બારીકાઈથી જોવાં.જરૂર પડતાં મસાલ વગેરેની મદદ લઇને જોવાં. પ્રથમથીજ સાવચેતી રાખવી જરૂરની છે કે ગુન્હાવાળી જગો ઉપર પગલાં વગેરેનો નાશ ન થાએ, યા વધારે લોકોની આવજાવથી નવાં ન પડે, ને ફેરફાર થવા ન પામે. જે જગોએથી ચોરી થઈ લાગે, ત્યાં આજુબાજુ જગો તપાસતાં ચોર કયે રસ્તે આવ્યા ને કયે રસ્તે ગયા ને કેટલા હશે, તેનો કયાસ તુરત આવશે. ચોરી થએલી જગાએ, યા ઘરમાં યા નજીકમાં, ચોર પોતાના કાંઈ કપડાં, જોડા, તાળાં ભાંગવાના ઓજારો, બળેલી દીવાસળી, મીણબત્તીના કડકા યા તે સળગાવ્યાના ટપકાં વગેરે નાંખી ગયા હોએ, તેની તપાસ કરવી, કે જે તપાસમાં મદદગાર થઈ પડશે કાંઈ લુગડાં, ભાંગેલી પેટી, તાળાં, નકામા કાગળો, રસ્તામાં યા ખેતરમાં નાંખી ગયા હોય, તો તેની તપાસ કરી રીતસર પંચાતનામું કરી હાથ કરવા. હવે કોણ ચોર હશે, એ સવાલની બાબતમાં,-એટલું યાદ રાખવું કે ચોર ત્રણ પ્રકારના હોએ. **૧ લા.-ત્યાં નજીકના શકદાર,** વગર સાધનના, યા ગુન્હા કરનારાઓ હોએ તે; **૨ જા-બહારથી આવેલા**, યા કોઈ ભટકતી ટોળીના; **૩ જા-ઘરનાં નોકરો**,યા પાડોશીઓ,યા ઘરનાં માણસો, જેમાં રાખેલી રાંડ વગેરેનો સમાસ થાએ છે. શકદારથી પુછપરછ,-મોહોલ્લામાં યા પર મોહોલ્લામાં ચાલતી વાતો યા ગપોથી,-એવા શકદાર અમુક હશે એમ જેને ખાનગી બાતમી મળી શકે, તેઓને તપાસ કરવા કહેવા યા ઉત્તેજન આપવાથી,-રાંડ હશે

તો પુછપાછથી,-ફરીઆદી કોઈ ઉપર શક બતાવે તો, તે શું સબબથી, વગેરેની તપાસ કરેથી,- આ બાબતોથી તપાસ ચલાવવી. કોણ ઘરમાં આવતું જતું,-અમુક જગાએ અમુક દાગીના યા માલ મુકતા હતા, તે કોણ જાણતું,-ચોરવાની કેવી તક યા સંધી કોને શી રીતે હતી,-તેની તપાસ અક્કલથી કરવી. ચોરી ઘણું કરી જાણકાર માણસથી યા તેની મદદથી બનવા સંભવ છે; અને દરેક કામની બનેલી ખાસ હકીગતથી જણાઈ રહે છે, કે શક કયાં હોઇ શકે. કોઈ ભટકતા લોકો, યા ટોળી નજીકમાં આવેલી કે કેમ, તેઓ કાંઈ બાહાને માહીતી મેળવી ગએલા કે કેમ, તેની તપાસ કરવી. ચોરીનો માલ રાખનારા મશહુર શખશો રેહેતા હોએ, યા, તેવા જાણ્યા હોએ, તેઓ ઉપર યોગ્ય નજર રાખી, તેની હીલચાલ તપાસતા રેહેવું. વખતસર, ચોરાએલા માલનું તપસીલવાર પત્રક નજીકનાં યા મોટા શેહેરોમાં પોલીસ અમલદારો તરફ મોકલવું. આગળ પાછળની હકીગતથી જાહાં માલ વેચવાની સવડ હોએ, ત્યાં જરૂર મોકલવાં. આ જમાનામાં રેલવે વગેરે સાધનોથી તેવી રીતની સવડ ચોરોને ઘણી હોઇ શકે છે. તેથી કાંઇ તેવા દેખીતા સંજોગ યા શક હોએ, તો તારથી ખબર આપવાં-શેહેર હોએ તો સોનીથી,-ચોકશીથી, બજારો વગેરેમાં ખાનગી કપડાંથી પોલીસના માણસોથી, બાતમીદારોથી અને એવા વાકેફગાથી ખબર કહાડતા રહેવું. જરૂર પ્રમાણે, વ્યાજબી શક ઉપરથી જડતી વગેરે લેવી ને લેવાડવી. દારૂના પીઠામાં, જુગારખાનામાં, વેસ્યાઓના મોહોલ્લામાં વગેરે જગામાં યોગ્ય તપાસ રખાવવી. કોઇની સ્થિતિ, યા કપડાં લતાં, યા બીજા પૈસા ઉડાવવાની બાબતમાં વેહેમ પડતું લાગે, તો આમ ધૂમ પૈસા વાપરવા તેની સ્થીતિ પ્રથમ ન હતી, ને હવે શાથી સુધરી, તેની યોગ્ય તજવીજ કરવી. આ વગેરે હકીગત તપાસતાં ગુન્હો મળવાનો સંભવ છે. તપાસમાં ઉપલકપણું, યા ઢીલાપણું, કદી ન રાખવું. વિચારપૂર્વક હકીગતો મળે ને જોવામાં આવે તેથી કલ્પના દોડાવી મક્કમપણું, ચીવટપણું રાખીને તપાસ કરવી ને કરાવવી, ને એજ રસ્તે ઇશ્વરઇચ્છા હશે તો ગુન્હેગાર જડશે. કેટલીકવાર ગુન્હો થયા બાદ, બીજો ગુન્હો હિંમત રાખી તેજ ચોર કરે છે. ને પકડાઇ જાય છે. તેથી એવા ઘટતા બંદોબસ્ત અને પૂર્વોપાય કરીજ રાખવા કે, ચોરીના કૃત્યમાંજ ચોર સપડાઈ જાએ.

ગુન્હો બને, તો તે ઉડાવી નાંખવો નહીં. તે નોંધવો ને તેની તપાસ કરી ફરીઆદ ખરી છે કે ખોટી તે શોધી કાહાડવા, ને ખરી હશે તો ગુન્હેગારોને ગોતી કાહાડવા હરેક બનતો યત્ન કરવો. ઉરાડી દેવા યા ઢાંકી દેવા તજવીજ થશે તો ગુન્હેગારોની હિમત વધશે. અને પોલીસની લાચારી લોકોમાં ને ખાસ કરી ગુન્હેગારોમાં જાહેર થશે. છેવટે—જેમ શરીરના કોઇ સડેલા અવ્યવો સારૂ શરૂથી યોગ્ય ઉપચાર ન કરી બેપરીકરાઈ અને તિરસ્કાર દેખાડવાથી છેવટ આખું શરીર સડી જવા સંભવ છે, તેમ ગુન્હારૂપી સડો વૃદ્ધિ પામશે ને પરીણામે લોકોને તેમજ પોલીસને ચોરો અતીશય ત્રાસ આપશે. ને ઉપદ્રવ વધશે એમ સમજવું.

ઉપલી ટુંકી સુચનાઓ ઉપર ધ્યાન આપી આ કામ લેવાથી, પોલીસના કર્તવ્યને મદદ મળવા સરખું છે.

---

**જબરાઈથી કહડાવવાનો ગુન્હો**—કલમ ૩૮૩માં વાખ્યા છે, ને શિક્ષા ૩૮૪માં છે, આ ગુન્હો પોલીસ અખત્યારી નથી. જામીન લેવાય, તેવો છે. છતાં, તેની વાખ્યા જાણવી જોઇએ, કેમકે તે ઉપયોગી પડશે. **વાખ્યા.**—"જે માણસ ઇરાદાથી કોઈ શખસને પોતાને અથવા બીજા કોઇને નુકસાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરીને તે ભય પામેલો શખસ કાંઈ મિલકત, અથવા કિંમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિંમતી દસ્તાવેજ બનાવી શકાએ, એવી કાંઈ વસ્તુ કોઈ શખ્સને આપે એમ બદધ્યાનતથી કરે, તો તે માણુસે" જબરાઇથી કહડાવવાનો ગુન્હો "કર્યો એમ સમજવું."

**"ચોરી" તથા "જબરાઈથી કહડાવવું"—એ બે ગુન્હા વચ્ચે તફાવત.—ચોરીમાં "રજામંદીની" ગેરહાજરી હોય; જબરાઇથી કહડાવવામાં—રજામંદીથી—પોતે માલ કાહાડી આપ્યો હોએ, પણ ધાસ્તીને લીધે પરિણામે રજામંદી ઉપજે છે.**

**સ.—અપહરણ એટલે શું, તે કહો.**

**જ.**—કાયદામાં અપહરણની વાખ્યા નીચે પ્રમાણે છે:—(કલમ ૩૯૦–શિક્ષાની કલમ ૩૯૨):

**સર્વે અપહરણમાં અગર તો ચોરી અથવા જબરાઇથી કહડાવવાનું હોય છે.**

**ચોરી ક્યારે અપહરણ થાએ છે:**—અગર કાંઇ ચોરી કરવા સારૂ અથવા ચોરી કરવામાં અથવા ચોરીથી મળેલી મિલકત લઈ જવામાં અથવા લઈ જવાની કોશિસ કરવામાં, તે ગુન્હેગાર તે મતલબસર, બુદ્ધિપૂર્વક કોઈ સખસનું મોત આણે, અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશીસ કરે, અથવા તાત્કાલિક મોત, તાત્કાલિક વ્યથા, કે તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશિસ કરે, તો તે ચોરી અપહરણ થાય છે, એમ સમજવું.

**જબરાઈથી કહડાવવું તે ક્યારે અપહરણ થાએ છે:**—અગર જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોય, અને તાત્કાલિક મોત અથવા તાત્કાલિક વ્યથા. અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ તે શખસને અથવા કોઇ બીજા શખસને કરવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને, તે જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે; અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે તે શખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઈથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઈથી કહડાવવું અપહરણ થાએ છે એમ સમજવું.

ખુલાસો,—અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોય, કે તેથી તે બીજા શખસને તાત્કાલિક મોતનો, અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાએ, તો તે હાજર છે એમ સમજવું.

## અપહરણના ગુન્હાના સ્વરૂપની સમજુતી.—<br>નીચેના કોષ્ટકથી થસે:—

| "ચોરી" ક્યારે અપહરણ થાય. | "જબરાઇથી કઢાવવું" ક્યારે અપહરણ થાય |
|---|---|
| ૧. ચોરી કરવા સારૂ, યા કરવામાં યા તેથી મળેલી મિલકત લઇ જવામાં, અથવા તેવી કોશિસમાં, તે મતલબસર થવું જોઇએ | ૧. જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોવો જોઈએ |
| ૨. બુદ્ધિપૂર્વક મોત કોઈનું આણે, અથવા વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે. | ૨. અને તાત્કાલિક મોત, અથવા તાત્કાલિક વ્યથા, અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ તે શખસને અથવા |
| ૩. અથવા મોત, વ્યથા કે, ગેરવ્યાજબી | |

અટકાવની કોશિસ થવી જોઇએ.
૪. અથવા તાત્કાલિક મોત. તાત્કાલિક વ્યથા, કે તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થવો જોઇએ.
૫. અથવા એવો ભય ઉત્પન્ન થવાની કોશિસ થવી જોઈએ.

કોઈ બીજા શખસને, કરવાનોભય તે શખસને થવો જોઇએ નેજબરાઈથી કઢાવવાનો ગુન્હો કરે.
૩. એ રીતે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે- તેજ વખતેઅને તેજ ઠેકાણે તે શખસ, જબરાઈથી કઢાવેલી વસ્તુ આપી દે.

---

**જામીન વગેરે બાબતમાં,-શિક્ષાની કલમ ૩૯૨, પોલીસ અખત્યારી છે. જામીન ન લેવાય.**

**અપહરણની બાબતમાં વિશેષ સમજુતી.**—સૂર્ય અસ્ત થયા પછી તે સૂર્ય ઉદય થતાં સુધીમાં કરેલા અપહરણની શિક્ષાકલમ ૩૯૨માંજ છે. પુરાવાને અંગે જે હકીગતો હશે, તે, યા ઉપર બતાવેલા મુદ્દા સાબીત કરી તોહોમતદારની ઓળખ—"આઇડેનટીટી"—તથા માલની ઓળખનો પૂરાવો રજુ કરવો રસ્તા લુટ કરતાં પેહેલાં તોહોમતદારો પોતે ખાત્રી કરી લે છે, કે તેઓ કૃત્ય કરતાં પકડાઇ નહીં જાએ. કેટલાક ગુન્હેગારો હોંશીઆર હોએ છે, તે પોતાના ઉપર યા ગામ ઉપર શક ન આવે, માટે પારકી હદમાં લુંટ કરે છે. આ ગુન્હામાં ઘણુંખરૂં બે ત્રણ, યા જાદે ગુન્હેગારો હોએ છે. વખત તથા જગા, તથા રસ્તે પોલીસની ફેરણી છે કે કેમ, તે વિશે પ્રથમ ખાત્રી કરે છે.

તપાસની બાબતમાં, પગલાં કેટલાં, કયાંથી આવ્યાં, કયાં ગયાં,-લુટ પેહેલાં તુરત, યા પછી. તે જગો નજીક કોઈ માણુસો જોવામાં આવેલા કે કેમ,—કેવા, કઈ જાત જેવા હતા, કઇ ભાષા બોલતા,—અંદર અંદર કાંઇ બોલતા હતા કે કેમ, યા વાતચીત કરેલી કે કેમ,—કઈ બાજુ નાઠા,-ગાડાંવાળાની કાંઈ સામેલગીરી છે કે કેમ, તેની તપાસ કરવી. તેના મોંહ તથા ચેહેરાની ઓળખ શી રીતે થઇ, તે; જેમકે—રાત અજવાળી હતી, દીવો વગેરે હતું,—યા નજીક આવેલાં, વગેરે.

**લુટ કરવામાં પાંચ શખસ યા જાદે હોએ, તો "ડાકાઇટી"**-'ડાકાઈટી' એ લુટના ગુન્હાનો મોટો પ્રકાર છે. 'ડાકાઈટી'ની વ્યાખ્યા કલમ ૩૯૧માં આપી છે, કે—"અગર પાંચ અથવા વધારે શખસો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોશિસ કરતા હોએ તે, તથા જે શખસ હાજર હોએ, અને તે અપહરણ અથવા કોશિસ કરવામાં સાહ્ય કરતા હોએ તે, એ બને મળીને તેઓની સંખ્યા પાંચ અથવા,

વધારે થાએ, તો એ પ્રમાણે હરણ કરનાર, કોશિસ કરનાર, અથવા સાહ્ય કરનાર હરએક શખસે ' ડાકાઈટી ' કરી એમ સમજવું." (શિક્ષાની કલમ ૩૯૫, ) ( પોલીસ અખત્યારી છે. જામીન ન લેવા. )

એ પ્રમાણે પાંચ અગર જાદે માણસો, સાથે ડાકાઈટી કરતાં દરમ્યાન, તેઓ પૈકી ગમે તે કોઇ ખુન કરે, તો તે બધા, "ખુન સાથ ડાકાઇટી"ના ગુન્હેગાર છે. (કલમ ૩૯૬), (પોલીસ અખત્યારી છે. જામીન ન લેવા.)

**બીજી જાણવાજોગ કલમો.**—કલમ ૪૦૦ડાકાઈટીની ટોળીમાં હોવાની શિક્ષાની છે. કલમ ૪૦૧—ચોરોની ભટકતી ટોળીમાં હોવાની શિક્ષાની છે. કલમ ૪૦૨-ડાકાઇટી સારૂ એકઠા થવાની શિક્ષાની છે.

## મિલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત.

---

**સ —બદધાનતથી મિલકતનો ખોટો ઉપયોગ કોને કહેવો ?**

**જ.**—જે માણસ બદધાનતથી કાંઈ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બન્નેની શિક્ષા થઈ શકે છે. (કલમ ૪૦૩.—પોલીસ અખત્યારી નહીં. જામીન લેવાય.)

**નોટ.**—વિશેષ માહીતી સારૂ કલમ ૪૦૩ તથા તે નીચેના ખુલાસા વાંચવા.

---

## સાપરાધ વિશ્વાસઘાત.

**સ.—"સાપરાધ વિશ્વાસઘાત" એટલે શુ ?**

**જ.**—કાયદામાં વાખ્યા નીચે પ્રમાણે આપેલી છે.(વાખ્યાની કલમ ૪૦૫. શિક્ષાની કલમ ૪૦૬.) "જે માણુસને કોઈ પણ રીતે કાંઇ મિલકત અથવા મિલકત પરનો અખત્યાર સોંપ્યો હોએ, તે માણુસ અગર બદધ્યાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણુ શી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાંઈ હુકમ ફરમાવ્યો હોએ, તે હુકમ તોડીને, અથવા તે સોંપણુ બજાવવા વિષે તેણે સાફ અથવા અર્થાત્ સમજાય એવો કાંઈ કાયદેસર કરાર કર્યો હોએ તે કરાર તોડીને બદધ્યાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે,

અથવા જાણીજોઇને બીજા કોઇને તેમ કરવા દે, તે માણસે " સાપરાધ વિશ્વાસઘાત કર્યો, એમ સમજવું. ".

**નોટ.**—પોલીસ અખત્યારી જમીન ન લેવાય.

**" સાપરાધ વિશ્વાસઘાત "ની સમજુતી.**—સ્થાવર મિલકત સંબંધે આ ગુન્હો થતો નથી. માત્ર જંગમ મિલકતનોજ સાપરાધ વિશ્વાસઘાત થઇ શકે પ્રથમ ઠરાવે—ભરોસાથી સોંપણ—સાબીત કરવી; ને પછી,—તે મિલકત અને અખત્યારનો ખોટો ઉપયોગ—યા ને પોતાના કામમાં લગાડયું, યા કાયદા વિરૂદ્ધ કાંઈ વ્યવસ્થા કરી, યા બીજા કોઈને તેમ કરવા દીધું,—એમ સાબીત કરવું. મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે:—૧લું,—અમુક મિલકત અમુક કામ સારૂ અમુક શરતે સોંપેલી; ૨જું,—અમુક રીતે તે સોંપણનો અમલ કરવા તે બંધાયલો હતો, તે કોઇ કાયદાથી, યા ઉઘાડા યા ગર્ભિત કરારથી, યા કોઇ શરતોથી; ૩જું,—તેથી વિરૂદ્ધ તેનો ઉપયોગ થયો, યા જાણી બુજીને કોઈને તેમ કરવા દીધું; ૪થું,—આવો ઉપયોગ બદઇરાદાથી થયો,અને મિલકતનો પોતાના કામમાં ઉપયોગ કર્યો, ખાઇ ગયો.

**વિશ્વાસઘાતના બીજા પ્રકારો.**—મહેતા ચાકરે, વખારવાળાએ, સરાફે આડતીઆ, વગેરેએ કરેલો સાપરાધ વિશ્વાસઘાત—વિશેમાં કલમો ૪૦૭, ૪૦૮, ૪૦૯, કાયદામાં જુઓ.

---

# ચોરીની મિલકત બાબત.

**સ.—"ચોરીની મિલકત" કોને કેવી, તેની વાખ્યા આપો.**

**જ.**—"જે મિલકતનો કબજો ચોરી, અથવા જબરાઈના કઢાવવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોએ, તે મિલકત, તથા જે મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોએ, અથવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાત થયો હોએ, તે મિલકતનું નામ "ચોરીની મિલકત" પાડયું છે; પછી એકની પાસેથી બીજાની પાસે જવું, અથવા તે સાપરાધ ખોટો ઉપયોગ, અગર વિશ્વાસઘાત, બ્રિટીશ હિંદુસ્તાનમાં, અગર બહાર થયાં હોએ તોપણ; પણ અગર તે મિલકત જે શખસનો તેના કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોએ તેવા કોઈ શખસના કબજામાં પાછળથી આવે, તો પછી તે ચોરીની મિલકત સમજવી નહીં." ( કલમ ૪૧૦ ).

નોટ.—ચોરીની મીલકત બદધ્યાનતથી રાખવી એ ગુન્હો છે. તેની શિક્ષા કલમ ૪૧૧માં છે; અને ચોરીની મિલકત સંતાડવામાં મદદ કરવી, યા વગે કરવી તે ગુન્હો કલમ ૪૧૪ મુજબ શિક્ષાપાત્ર છે. બેહુ ગુન્હાઓ પોલીસ અખત્યારી છે, ને બેહુમાં જામીન ન લેવાય.

**ચોરીની મિલકત બદધ્યાનતથી રાખવા, વગે કરવા, સંબંધે સમજુતી.**—ચોરીથી, જબરાઇથી કઢાવવાથી, અપહરણથી, સાપરાધ ખોટ ઉપયોગથી, અને સાપરાધ વિશ્વાસઘાત—એ પાંચ પૈકી ગમે તે ગુન્હાના સંબંધે તે મિલ્કત હોએ,—તેને "ચોરીની મિલકત" કહે છે. કલમ ૪૧૧ યા ૪૧૪ને સંબંધે જે મુખ્ય મુદ્દા સાબીત કરવાના તે આ છે:—૧લું,–તે મિલકત કલમ ૪૧૦ના અર્થ પ્રમાણેની છે; ૨જું,—આવી કાંઇ મિલકત તોહોમતદારે રાખી, યા સંતાડી યા વગે કરી, જેમ હોએ તેમ; ૩જું,—આ પ્રમાણે તોહોમતદારે **બદધ્યાનતથી** કર્યું, અને એમ જાણ્યા છતાં અથવા માનવાનું કારણ છતાં, કે તે મિલકત ચોરીની છે.

**બદધ્યાનતથી** રાખી,–ચોરીની મિલ્કત છે એવું જાણ્યા છતાં, અથવા માનવાનું કારણ છતાં,–રાખી, એમ અવસ્ય સાબીત કરવું પડે; નહીં તો, મિલકત ચોરીની છતાં પણ આવા પુરાવાની ગેરહાજરીમાં તોહોમતદાર જરૂર છુટી જશે. બદધ્યાનતનો પુરાવો હકીગતથી સાબીત થાએ; જેમકે,– તેની વ્યાજબી કીમત કરતાં બહુ ઓછી કીંમત આપી; રાતે યા જંગલમાં એકલાં છાની રીતે કોઇ ન જાણે તેમ, લીધી; હીસાબની ચોપડી તોહોમતદાર રાખતો હોવા છતાં, આ બાબત કાંઇ દાખલો નહીં, યા વહેમ પડની છેકછાક વગેરે—પોલીસે પુછતાં પ્રથમ ના કહી; જડતીમાં સંતાડેલી જડી, જો કે પહેલાં તે બાબતમાં ઇનકાર કરતો હતો,–વગેરે.

ચોરીનો માલ રાખનારા, એજ ચોરોના મોટા સ્થંભરૂપ છે. માલ રાખનાર જેમ વધારે, તેમ ગુન્હા વધે. ચોર પોતે તે વિશે કહે ને બતાવે, ચોરીની ભાગલાગની તકરારમાં ફાટફુટ થઇ વાત બહાર પડે,–માંગનાર, લેણુદાર, દેણુદાર, રાખેલી રાંડો, નોકર ગુમાસ્તા યા પડોશી ખબર આપે, અને કેટલીકવાર શક ઉપરથી જડતીમાં—ચોરીનો માલ મળે છે–ચોરી જતાં, વેચતાં, ગાળતાં, વગે કરતાં, દાટતાં—એમ પકડાએ, યા દાગીનાં પોતે પ્રસંગે પહેર્યા હોએ, યા રાંડને પહેરાવ્યાં હોએ, તો પકડાઇ જાએ છે.

---

## ઠગાઈ બાબત.

ઠગાઇનો ગુન્હો કલમ ૪૧૭ પ્રમાણેનો પોલીસ અખત્યારી નથી; પણ કલમ ૪૧૯ તથા ૪૨૦ મુજબની ઠગાઈ હોએ, તો પોલીસ અખત્યારી ગુન્હો છે. ઠગાઇની વ્યાખ્યા કલમ ૪૧૫ માં આ રીતે છે:—

જે.—"જે માણસ, કોઈ શખસ સાથે ફરેબ કરીને, દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવું કરે કે જેની સાથ ફરેબ કર્યો હોએ તે શખસ કોઇ શખસને કાંઇ મિલકત આપે, અથવા કોઇ શખસની પાસે કાંઇ મિલ્કત રહેવા દેવાની રજામંદી આપે, અથવા ફરેબ નહીં કર્યો હોએ તો જે વસ્તુ તે શખસ કરે નહીં અથવા કરવામાં કસુર કરે નહીં', એવી કાંઈ વસ્તુ તે ફરેબ દીધેલા શખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઇરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોએ, કે તેથી તે શખસને શરીર, મન, આબરૂ, કે મિલકતની તરફની કાંઇ નુકસાની કે હાની થાએ, અથવા થશે, એવો સંભવ હોએ, તો તે માણસે "ઠગાઈ" કરી એમ સમજવું.

ખુલાસો.—કોઈ હકીગતને બદદાનતથી છુપાવવી, તે પણ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબ છે, એમ સમજવું."

**વેષ લઇને ઠગાઇ**:—પોતે કોઇ બીજો શખસ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણીબુજીને એક શખસને ઠેકાણે બીજો શખસ મુકીને, અથવા પોતે અથવા કાંઈ બીજો શખસ ખરેખર જે હોએ, તેથી જુદોજ શખસ છે, એવું બતાવીને, અગર કોઇ માણસ ઠગાઈ કરે, તો તેણે વેશ લઇને ઠગાઈ કરી, એમ સમજવું. (વાખ્યા કલમ ૪૧૬. શિક્ષા કલમ ૪૧૯.)

**ઠગાઇ કરીને મિલકત અપાવવી**.—'કોઈ માણસ ઠગાઇ કરે, અને તેથી કરીને બદદ્યાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો શખસ કોઈ મિલકત કોઈ શખસને આપે. અથવા કોઈ કિમ્મતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી કોઇ વસ્તુ જેનો કિમ્મતી દસ્તાવેજ બની શકે, તે આખી કે થોડી ઘણીબનાવે ફેરવે કે તેનો નાશ કરે, તો તે માણસને ૭ વર્ષની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે (કલમ ૪૨૦)

નોટ.—કલમ ૪૧૯-૪૨૦ પોલીસ અખત્યારી છે. જામીન લેવાએ

## બિગાડના ગુન્હાઓ.

બિગાડના ગુન્હાઓમાં ફક્ત અગ્નિ વડે બિગાડ કલમ ૪૩૫, ૪૩૬ (આગ લગાડવી)નો પોલીસને ઉપયોગ પડે છે. વાખ્યા કલમ ૪૨૬માં છે. જરૂર પડે કાયદો જોવો,

## સાપરાધ પ્રવેશ, ઘર પ્રવેશ, ઘરફોડી વગેરે ગુન્હાઓ,

આ બાબતના ગુન્હાઓ પોલીસને બહુ જરૂરી અને હંમેશ ઉપયોગના છે.

**સ.—"સાપરાધ પ્રવેશ" એટલે શું ?**

**જ.**—" જે શખ્સના કબજામાં કાંઈ મિલકત હોએ તે શખ્સને ધમકી દેવાના. તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, તે મિલકત મધે કે તે ઉપર જે માણસ પ્રવેશ કરે, અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી તેવા કોઈ શખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી જે માણસ કાયદા વિરૂદ્ધ ત્યાં રહે, તે માણસે સાપરાધ પ્રવેશ કર્યો એમ સમજવું " (કલમ ૪૪૧ વાખ્યા છે. શિક્ષાની કલમ ૪૪૭ છે.)

**સ.—"ગૃહપ્રવેશની" વ્યાખ્યા કહો.**

**જ.**—"કાંઇ ઇમારત, તંબુ, તથા વાહાણુ જે માણસને રહેવાના ઠેકાણાં દાખલ વપરાતું હોય, તેમાં, અથવા કાંઈ ઇમારત પૂજાસ્થાન અથવા માલ રાખવાનાં ઠેકાણાં દાખલ વપરાતી હોય તેમાં, પેસીને, અથવા તે મધ્યે રહીને જે માણસ સાપરાધ પ્રવેશ કરે, તેણે " ગૃહ-પ્રવેશ" કર્યો એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઈ પણ ભાગનો પ્રવેશ થાય, તો ગૃહપ્રવેશ કરવામાં તેટલો પ્રવેશ બસ છે" (કલમ ૪૪૨. શિક્ષાની કલમ ૪૪૮).

**સ.—ગુપ્ત ગૃહપ્રવેશ" ની વ્યાખ્યા કહો.**

**સ.**—' કોઇ માણસ ગૃહપ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તદબીર કરી હોય કે જે ઇમારત, તંબુ અથવા વહાણુ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બહાર કાઢી મુકવાનો જેનો હક હોય, એવા કોઈ શખસથી તે ગૃહપ્રવેશ છાનો રહે, તો તે માણસે " ગુપ્ત ગૃહપ્રવેશ " કર્યો એમ સમજવું." (કલમ ૪૪૩. શિક્ષાની કલમ ૪૫૩ છે).

**નોટ.**—કેદની શિક્ષા થઇ શકતી હોય, એવો કોઈ ગુન્હો કરવા સારૂ "ગુપ્ત ગૃહપ્રવેશ" અથવા "ઘર ફોડવુ"—તેને કલમ ૪૫૪ લાગુ પડે છે.

**સ.—"રાતે ગુપ્ત ગૃહપ્રવેશ" એટલે શું ?**

**જ.**—સૂર્યનો અસ્ત થયા પછી, અને સૂર્યનો ઉદય થતાં પહેલાં જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, તેણે "રાતે ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ કહેવાય. (કલમ ૪૪૪. શિક્ષાની કલમ ૪૫૬).

**સ.—"ઘર ફોડવું" કોને કહેવાય ?**

**જ.**—"કોઈ શખસ ગૃહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેહના કોઇ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નીચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે કરે, અથવા ત્યાં કાંઇ ગુન્હો કરવાના કારણસર તે ઘર મધ્યે અથવા તેના કોઈ પણ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કાંઇ ગુન્હો કરી રહ્યા પછી, અગર તે શખસ તે ઘર મધ્યેથી અથવા તેના કોઈ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે બહાર નિકળે, તો તે શખસે "ઘર ફોડવાનો ગુન્હો" કર્યો એમ સમજવું. તે પ્રકારોની વિગત:—

પહેલો.—તે ગૃહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય, અથવા તે ગૃહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઈ માણસે જે રસ્તો કર્યો હોય, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે, અથવા બહાર નિકળે, તો,

બીજો.—પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઈ માણસ એ શિવાય બીજા કોઈ શખસે માણસને પેસવા માટે કર્યો નહીં હોએ, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, અથવા કોઈ ભીંત અથવા ઇમારત પર સીડીથી અથવા બીજી રીતે ચઢી જઇને જે રસ્તો હાથ લાગે એવે રસ્તે થઇને અગર માંહે પેસે અથવા બહાર નિકળે, તો.

ત્રીજો.—તે ગૃહપ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રહેનારા માણસે જે સાધન વડે કાંઈ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહીં હોએ એવાં કાંઈ સાધન વડે પોતે, અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનારા કોઈ શખશે જે રસ્તો ઉઘાડયો હોએ એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, તો.

ચોથો.—તે ગૃહપ્રવેશ કરવા માટે, અથવા કાંઈ ગૃહપ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર નિકળવા માટે, અગર તે કોઇ કળ ઉઘાડીને માંહે જાએ. અથવા બહાર નિકળેતો.

પાંચમો.—સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને, અથવા કોઇ શખ્સને હુમલાનો ડર દેખાડીને, અગર તે માંહે જાએ, અથવા બહાર નિકળે, તો.

છઠો.—જે રસ્તેથી કોઇ એ પ્રમાણે આવે જાએ નહીં એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય, તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનાર કોઇએ ઉઘાડેલો છે, એમ તે જાણતો હોય, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે જાએ, અથવા બહાર નિકળે, તો.

ખુલાસો.—કાંઈ ઉપગૃહ અથવા ઇમારત કોઇ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હોએ,—અને તે ઉપગૃહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેથાં ન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોએ, તો તે ઉપગૃહને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો. (કલમ ૪૪૫ વાખ્યા).

**સ.—"રાતે ઘર ફોડવુ" કોને કહેવાએ છે ?**

**જ.**—ઉપર પ્રમાણેની રીતે સૂર્યઅસ્ત થયા પછી, ને તે પાછો ઉગે, તે દરમ્યાન "ઘર ફોડવાનો" ગુન્હો થાએ તો, "રાતે ઘર ફોડવાનો ગુન્હો" થયો એમ સમજવું. (શિક્ષાની કલમ ૪૫૬).

**ઘર ફોડવું વગેરે ગુન્હાઓ ઉપર સમજુતી.—સાપરાધ પ્રવેશ**ના ગુન્હામાં આખું શરીર દાખલ થવું જોઇએ, અને કોઇ બીજાના કબજામાં જે મિલકત હોએ તે ઉપર અથવા તે માંહે પ્રવેશ કરવો,—અને તે એવા ઇરાદાથી કે,—તે કબજેદાર શખ્સને ધમકી દેવી,—તેનો તિરસ્કાર કરવો,—અથવા તેને દુઃખ આપવું,—અથવા કાંઈ ગુન્હો કરવો. **ગૃહપ્રવેશમાં,**—શરીરનો કોઇ પણ ભાગ દાખલ થાએ, તો બસ છે. **ઘર ફોડીમાં,**—કોઈ ઘર યા તેના કોઈ ભાગમાં, જે છ રસ્તા કલમ ૪૪૫ની વાખ્યામાં બતાવેલા છે, તે પૈકી ગમે તે રીતે, ગુન્હેગાર ગુન્હો કરવા માંહે પેસે યા ગુન્હો કરીને બહાર નિકળે,—તો બસ છે. દીવાલ ઉપરથી ચઢીને ઘરમાં ઉતરવું—એ પણ ઘર ફોડીજ છે.

**ઘર ફોડીની તપાસ વિગેરે બાબત ઉપર સુચનાઓ.**—ઘર ફોડીનો ગુન્હો બહુ સાધારણ રીતે બને છે, અને પોલીસ અમલદારોને તેવા

ગુન્હાની તપાસ હંમેશ કરવાની આવે છે. સાંકળ, આગળા, ભુંગળ ઉઘાડીને ગુન્હેગારો બહારથી ભાગ્યેજ પેસી શકે છે; તેથી અમુક ઘરમાં પેસવા સારૂ "ખાતર" પાડવું જરૂરનું હોએ છે. ઘણું કરી પાછલી દીવાલમાં, અથવા જ્યાં વસ્તીવાળો ભાગ ન હોએ, ને ઉજડ જગા હોએ, ત્યાં ગમે તે જગાએથી ખાતર પાડવામાં આવે છે. બારણા નજીક યા બારી નજીક પાડવાના બનાવ વધારે બને છે. ત્યાં માત્ર હાથ જાએ તેટલુંજ ખાતર પાડવું પડે ને હાથ માંહે ઘાલીને સાંકળ વગેરે ઉઘાડી નાખવાનું બની શકે, ને પછી અંદર જવા માર્ગ થઈ શકે છે. કોઇ વાર, ગુન્હેગાર મોહોટું ખાતર પાડી, તેમાંથી પોતાનું આખું શરીર દાખલ કરી દે છે, ને માંહે પેસે છે. પછી ગુન્હો કરીને પાછાં નીકળતાં કોઇ બારી યા બારણું ઉઘાડી તે રસ્તે, અંદરથી બહાર નિકળી જાએ છે. ગુન્હો કરવાની ટેવવાળા ગુન્હેગારો જેવા કે વાઘરીઓ, કોળીઓ વગેરેની ખાતર પાડવાની પ્રથમ અમુક પદ્ધત હતી. હાલમાં પઠાણો, મુસલમાનો, વાઘેરો, ચારણો અને બીજી અનેક જાત ગુન્હાઓ કરે છે. અને ખાતર પાડવાની બાબતમાં અમુક પદ્ધત હવે રહી નથી. ખાતરીઉ, ગણેશીઓ, ગીરમીટ અને એવાં બીજા ઓજારોથી ખાતર પાડવામાં આવે છે. લાંબા ખીલાઓ, નાહની નરાજો, વાંકા વાળેલાં અને બીજી બાજુ અણીયાળાં, એવાં અનેક તરેહનાં ઓજારોનો ઉપયોગ કરી, બગલીયાં, યા મોટાં ખાતર પાડી ગુન્હેગાર પોતાની પ્રાવણુતા બતાવે છે.

**ઘર ફોડી** ગુન્હાની ખબર મળતાં, ત્યાં જઈ શી રીતે ઘર ફોડયું, તેની ઘણીજ બારીકાઇથી તપાસ કરવી; પડેલી ધુળ યા માટી ઉપર પગલાંની તપાસ સંભાળપૂર્વક કરવી. અમુક રીતે ખાતર પાડવાની સવડ કઈ તરફથી કેવી રીતે મળી તે જોવું. મોટું ખાતર પાડયું હોય ને તેમાંથી ગુન્હેગાર પેઠો એમ કહેવામાં આવે તો, તેમાંથી કોઇને પેસાડી જોઇ કેટલીક ખાત્રી કરવી. હાથ ઘાલી સાંકળ ઉઘાડી શકાએ, એવું "બગલીઉ" ખાતર પાડયું હોએ; તો હાથ ઘલાવી લાંબામાં લાંબો હાથ ત્યાં પોહોંચે છે કે કેમ, સાંકળ ઉઘડી શકે છે કે કેમ, તેની ખાત્રી કરવી. જે બારણું, બારી વગેરે ઉઘાડયું ને અંદર રસ્તો કર્યો કેહેવામાં આવતું હોએ, તે રસ્તો થઈ શકે તેમ છે કે કેમ, તે વિષેની બારણું બંધ કરાવી, ઉઘાડવા કોશીસ કરી ખાત્રી કરવી. ખાતર જોવાથી કયું ઓજાર વાપરેલું, તે સમજાશે.

આ રીતે થવાથી કાંઈ બનાવટી હકીગત હશે તો જણાઈ આવશે. ખરૂં હશે, તો તે પણ ખાત્રી થઇ શકશે. ખાતરનું પંચાતનામું કરી લેવું.

ચોરી અંદર થઈ હશે, તો ઘર ઉજડ હતું કે માંહે કોઇ હતું, તેઓ ક્યાં સુતાં હતાં, પેટી પેટારા વગેરે ક્યાં કેવી રીતે ભાંગવામાં આવ્યા, ને ચોરો કયે રસ્તે થઇને ગયા જણાય છે, તે વિશે તજવીજ કરવી. અંદર ગુન્હો કરતાં, પેસતાં યા નાસતી વખતે, કોઇએ જોયા, યા ઓળખ્યા હોએ, તો તેની તપાસ કરવી, પુછપાછમાં હકીગત હશે તે જણાશે.

આવી ગુન્હાવાળી જગ્યાની તપાસ દરમ્યાન, કોઈ બહુ આતુરતાથી યાં કાળજીથી તપાસ ઉપર ધ્યાન રાખતો હોય એમ જણાય, તો તેવો શખસ કદાચ ગુન્હો કરવામાં સામેલ હોએ, એમ માનવાનું કારણ મળે છે. તેથી તેની હીલચાલ વગેરે ઉપર ઘટતી નિગાહ રાખવી પડે છે.

ગુન્હો બન્યો તે જગાએ ગુન્હો થતાં પહેલાં કોઈ ખાસ રીતે આવેલા ગએલા હોએ, ને ઘરની ઇમારત, સગવડ વગેરે બાબતમાં માહીતી મેળવવા સારૂજ આવેલા જણાએ, તો તે બાબત અગત્યની સમજવી; ભીખ માંગવાને બહાને, કાંઈ ચીજ વેચવાને બહાને, ઘંટી ટાંકવાને બહાને, ખાંડવાને બહાને, એમ કોઈ આવી ગયું હોએ ને તે બાબતની તપાસ કરતાં કાંઇ વહેમ જેવું લાગે, તો વધારે તપાસ જારી રાખવી. ખાતરના ગુન્હામાં, ચોરીના વગેરે ગુન્હાઓમાં, વાકેફગાર માણસો વગર, યા તેવાની મદદ યા સૂચના વગર ગુન્હા બનાવવા મુશ્કેલ છે. માટે એ ઉપર વિચાર પૂર્વક તપાસ થવાની જરૂર રહે છે. આ શિવાએ બીજી બાબતો, ચોરીના ગુન્હામાં તપાસને સંબંધે આપી છે, તે ઉપર વિચાર રાખી પોલીસ ચોકસી રાખતાં મદદ મળશે. કેદની શિક્ષા થઈ શકે તેવો ગુન્હો કરવા ઘર ફોડયું હોએ, તો કલમ ૪૫૭ લાગુ કરવી પડે છે, તે યાદ રાખવું.

---

**જામીન વગેરે બાબતમાં,—કલમ ૪૫૪, ૪૫૬, ૪૫૭. પોલીસ અખત્યારી છે જામીન લેવાય.**

**કલમ ૪૪૭, ૪૪૮. પોલીસ અખત્યારી છે. જામીન લેવાય.**

**રાતે ઘર ફોડવાનો ગુન્હો કરી ચોરી કરી હોએ, ત્યારે કલમો ૪૫૭, ૩૮૦ મુજબ. દિવસે તેમ કર્યું હોય, તો—કલમ ૪૫૪, ૩૮૦ મુજબ.**

---

**ખોટો લેખ બનાવવો વગેરે** બાબતમાં કલમ. ૪૬૩, ૪૬૪, ૪૬૫, ૪૭૦ જોવી.

**લગ્ન સંબંધી ગુન્હામાં**.— 'બીગમી"–એટલે વર અથવા વહુની હયાતીમાં ફરી લગ્ન કરવું, તે સારૂ કલમ ૪૯૪,–છિનાળું કલમ ૪૯૭,–પરણેલી સ્ત્રીને ફોસલાવી લઇ જવી, કલમ ૪૯૮ જોવી.

**આબરૂ લેવા બાબતના ગુન્હામાં**,—કલમ ૪૯૯–૫૦૦ જોવી,

**તીરસ્કાર સારૂ**.—કલમ ૫૦૪ જોવી.

**નોટ.—આ તથા બીજા ગુન્હાઓની બાબતમાં પોલીસને પોતાના નિત્યના કર્તવ્યમાં જરૂર ન હોવાથી, તે વિશે જરૂર પ્રમાણે કાયદો જોવો.**

**ગુન્હો કરવાની કોશિસ**.—એને સારૂ ખાસ કલમ ન હોએ, ત્યારે ત્યાં કલમ ૫૧૧ મુકવી. જે ગુન્હાની કલમ હોએ, એટલે જે ગુન્હો કરવાની કોશીસ કરી હોએ, તે ગુન્હાની કલમ સાથે કલમ ૫૧૧ લખવી.

---

## પ્રકરણ ૧૧ મું.

## પુરાવાનો કાયદો.—

પુરાવાનો કાયદો સમજવો મુશ્કેલ છે, અને તે સેહેલાઇથી સમજી શકાએ, તે સારૂ કર્તાએ ઇંગ્રેજીમાં એક મ્હોટી ચોપડી છપાવેલી છે. અંગ્રેજી ભાષાનું સારૂ જ્ઞાન હોએ, તેવા પોલીસ અમલદારે તે ચોપડી મેળવવી જોઇએ. પણ જેઓને ઇંગ્રેજીનું જ્ઞાન નથી, તેઓને સારૂ, સમજાએ તેવી સેહેલાઈ ભરેલી યોજના કરી, સામાન્ય રીતે જરૂરી બાબતો, આ પ્રકરણમાં સંક્ષિપ્ત રીતે આપી છે,

**પુરાવાનો કાયદો**–એટલે કોઇ પણ ઇનિસાફી કામને અંગે, જે હકીગતોની સાબીતી આપીને અથવા હસ્તીનો પુરાવો આપીને, કાંઈ હક યા જવાબદારીનો યોગ્ય નિર્ણય કરવાનું સેહેલું થાએ, તે સારૂ જે રૂલો, યા, નિયમો કર્યા છે તે. એવા ઠરેલા નિયમ પ્રમાણે જે હકીગતોનો પુરાવો આપી શકાય છે, તે બે પ્રકારની છે. **મુદ્દાની હકીકત**, અને **લગતી હકીકત**. હવે–મુદ્દાની હકીકત કોહોને કેહેવી તે સમજવું જોઇએ. કોઈ કામને અંગે, કોઇ હક યા જવાબદારી છે કે નથી, અને છે તો,

કેટલી કેવા પ્રકારની તે જાણી શકાએ એવી જે હકીગત એકલી યા, બીજી હકીગતોને સંબંધ હોએ તેને-મુદાની હકીગત કેહેવી. દાખલા તરીકે-અ નામના કોઈ શખશે બ નામના કોઇ શખસનું ખુન કર્યું,-એમ તોહોમત આવેલું છે. આ મુકદમામાં મુદાની જે હકીગત છે, તે આ પ્રમાણે:-અ એ બ નું મરણ નિપજાવ્યું; અ નો ઇરાદો બ નું મરણ નિપજાવવાનો હતો; અ ને બ ના કૃત્યથી ભારે અને તુર્ત આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થયો હતો; અથવા તો,-અ એ જે કૃત્ય કર્યું અને જેથી બ નું મોત નિપજ્યું, તે વખતે દિવાનાપણાના સબબથી પોતે કેવું કૃત્ય કરે છે તે સમજી શકે, તેમ ન હતું. આ પ્રમાણે દરેક ફોજદારી ગુન્હાના કૃત્યમાં અમુક શખસની જવાબદારી છે યા નથી તેનો વિચાર કરવામાં મુખ્ય જરૂરી બાબતો-તે **મુદ્દાની હકીગત** કેહેવાએ. એ મુદાની હકીગતની હસ્તી યા ગેરહાજરી બતાવનારી બીજી જે જે હકીગતો બની હોએ તેને-**લગતી હકીગત** કેહેવાએ. દુનિયાના કાર્યક્રમ પ્રમાણે અમુક કૃત્ય યા અમુક ગુન્હો બને ત્યારે તે પેહેલાં તે વખતે અને તે પછી, તે ગુન્હા સંબધે અનેક હકીગતો બને છે. પણ અગર એવી સર્વે બાબતોનો પુરાવો લેવામાં આવે તો હરએક કામમાં વિના કારણે અતી લંબાણ થઇ કામનો નિકાલ આવતાં બહુ વખત લાગે. તેથી કાયદાએ અમુક હદ ઠરાવી છે, અને જે હકીગત એવી લગતી હોએ કે નજીકનો સંબંધ ધરાવતી હોએ, ને દૂરની ન હોએ, તેટલીજ હકીગતને માત્ર લગતી ગણીને, તે પુરાવામાં આણ્ય એટલે લઇ શકાએ, એમ ઠરાવ્યું છે.

મુદાની હકીકત દષ્ટાંતમાં ઉપર બતાવેલી છે તેમ મુખ્ય, તથા તે સાથે જેને લગતી હકીકત કાયદાએ ગણેલી છે, તેનો પુરાવો કાયદાથી આપી શકાય, એમ ઠર્યું છે. આ રીતે હરેક કામની તપાસને ચોકસ હદ કાયદાએ કરી દીધી છે.

**લગતી હકીકત.**—હવે આપણે "લગતી હકીકત" કઇ કઇ નજીકની ગણીને પુરાવામાં આણ યા લેવાય, એમ કાયદાથી ઠર્યું છે, તે જોઇએ. આ નીચે કોષ્ટક આપ્યું છે, તેથી કલમવાર તે બાબત સમજાશે.

કલમ બાબત.

૬. જે હકીગત મુદ્દાની હકીગત સાથે એટલો નિકટ સંબંધ ધરાવતી હોએ કે, તે એકજ બનાવનું અંગ હોએ, એટલે એક બીજા સાથે એવી ગુંથાએલી હોએ કે,-એકનો વિચાર કરતાં, તે સાથે બીજીઓનો વિચાર કરવોજ પડે—દષ્ટાંતને સારૂ કલમ (૬) જુઓ.

૭. જે હકીગતો એવી છે કે-મુદ્દાની હકીગતનો પ્રસંગ કિંવા કારણ, કિંવા ફળ હોએ; અથવા અમુક સંજોગોમાં તે મુદ્દાની હકીગત બની એમ દેખાડતી હોએ, અથવા તેને લીધે, તેમ બનવાની તક ઉત્પન્ન થઇ હોએ, તેવી હકીગત.—દષ્ટાંતો સારૂ કલમ (૭) જુઓ.

૮. જે હકીગત એવી હોય કે,—કોઇ મુદ્દાની હકીગતનો હેતુ, તૈયારી, તથા તે સંબંધે પ્રથમની કિંવા પાછળની વર્ત્તણુંકનો પુરાવો દેખાડતી હોએ, તેવી; દષ્ટાંતો સારૂં કલમ (૮) જુઓ.

૯. જે હકીગત એવી હોય કે,—કોઈ મુદ્દાની હકીગતના ખુલાસા સારૂ જરૂરની હોય, અથવા પ્રસ્તાવના રૂપે હોએ, અથવા મુદ્દાની હકીગતોમાંથી નિકળતું કોઇ અનુમાન ખરૂં છે કે ખોટું છે એમ બતાવતી હોએ,—યા જેથી કોઈ શખસ યા ચીજની ઓળખ સાબીત થતી હોએ,-યા-મુદ્દાની હકીગત અમુક જગાએ અમુક વખતે બની એમ બતાવતી હોએ,-યા બેહુ બાજુનો સંબંધ બતાવતી હોએ, તેવી હકીગત; દષ્ટાંત સારૂ કલમ (૯) જુઓ.

૧૦. જે હકીગત એવી હોય કે અમુક ગુન્હો કરવાને કોઇએ સંપ યા મસલત કરી છે, અને તેવી મસલત યા સંપના સામાન્ય હેતુ સંબંધે કોઈએકે કાંઇ કહ્યું હોય, યા કર્યું હોએ, તેવી હકીગત. દષ્ટાંત સારૂં કલમ (૧૦) જુઓ.

૧૧ જે હકીગત બીજી રીતે લગતી ન હોએ, પણ,-મુદ્દાની કિંવા લગતી હકીગતથી તદ્દન ઉલટી યા વિરૂદ્ધ હોએ યા તેવી હકીગત બન્યા યા નહીં બન્યાનો ઘણો યા ઓછો સંભવ, યા અશકયપણું, બતાવતી હોએ તેવી. દષ્ટાંત સારૂ કલમ (૧૦) જુઓ.

૧૨. કોઈ નુકસાનના દાવામાં જે હકીગત ઉપરથી કોર્ટ નુકસાનીની રકમ મુકરર કરી શકે, તેવી હકીગત. (દિવાની કોર્ટની બાબત છે.)

૧૩ હક યાને રીવાજ બતાવી આપતી હોએ તેવી, (દિવાની બાબત છે).

૧૪. કાંઇ મુદ્દાની હકીગતને સંબંધે,- કાંઇ મનની સ્થિતિ—જેમકે ઇરાદો જ્ઞાન, ભાન, શુદ્ધબુદ્ધિ, ગફલત, બેફીકરાઇ, દુષ્ટભાવ, એવું કાંઇ બતાવી આપે, યા,—શરીરની કિંવા શરીરના સુખ દુઃખની કોઈ દેખાડી આપતી હોએ તેવી હકીગત-દષ્ટાંત સારૂં કલમ (૧૪) જુઓ.

૧૫ કોઈ કૃત્ય થયું, તે અકસ્માતથી થયું કે ઇરાદાપૂર્વક થયું, એ દેખાડી આપનાર હકીગત દૃષ્ટાંત સારૂ કલમ (૧૫) જુઓ.

૧૬. કામ કરવાના કાર્યક્રમ યા ઠરેલી પદ્ધત સાબીત કરે, તેવી હકીગત-દ્રષ્ટાંત સારૂં કલમ (૧૬) જુઓ.

**નોટ**—કલમ ૫૨ પ્રમાણેની જુદી જુદી હકીગતને નજીકની લગતી હકીગત ગણી છે, ને તેવી હકીગત પુરાવામાં ગ્રાહ્ય ગણવામાં આવી છે.કલમ ૬, ૭, ૮, ૯, ૧૪ એ કલમો વારંવાર ઉપયોગમાં આવે છે.

આવી લગતી હકીકત ઉપરાંત બીજી કેટલીક બાબતો ગ્રાહ્ય ગણી છે. તે નીચે આપેલી હકીગતથી જણાશે.

કલમ ૧૭માં અંગીકાર એટલે—"**ઍડમીશન**" બાબત છે. ઘણે દરજ્જે એ દિવાની કામોને લગતી છે.

---

## કબુલત. (કલમ ૨૪થી ૩૦).

પોલીસને ઘણી અગત્યની બાબત "**કબુલત**"ની છે. તે પુરાવામાં લેવાય, એમ ઠરાવ્યું છે; પણ અમુક બાબતો અને સંજોગો હોએ, તોજ; "કબુલત" બાબતમાં જાણવાજોગ નીચે પ્રમાણે છે.

**કલમ. ૨૪. લાલચ, બીક, વચન થી કબુલત.**—કાંઇ લાલચથી, બીકથી અથવા વચનથી તોહોમતદારે કરેલી કબુલત,—અગર તેવી લાલચ, બીક, યા વચન કોઈ તે કામને અંગે અધિકારવાળા માણસ તરફથી આપેલું હોએ, અને તેથી તે તોહોમત બાબતમાં તેની એવી કબુલત કીધાથી કાંઈ સંસાર વિષય સંબંધે કાંઇ ફાયદો થશે, અથવા કાંઈ ગેરફાયદો દૂર કરી શકાશે, યા કાંઈ નુકશાન દૂર કરી શકાશે, એવી સમજુત હોએ તો એવી કબુલત ગ્રાહ્ય નથી. કોરટને આવો કાંઈ પ્રકાર લાગે, તો તે કબુલત વિચારમાં લેશે નહીં.

**તે કામને અંગે અધીકારવાળો માણસ કોને કેવો?** કસોટી આટલીજ કે,—તે માણસને તે કામમાં વચમાં પડવાની કાંઈ સત્તા હતી કે કેમ,—અને તેને કાંઇ હિત અથવા સંબંધ અથવા એવો લાભ હતો, કે તેવી સત્તા વ્યાજબી રીતે તેને પ્રાપ્ત થાએ? આ અર્થ પ્રમાણે કોઈ પોલીસ અમલદાર, પોલીસ પટેલ, માજીસ્ટ્રેટ, જડજ, વહાણનો માલીક, ફરીઆદી અથવા તેની ઓરત, તેનો વકીલ, તેમજ તોહોમતદારને પકડવા

અટકમાં રાખવા, તપાસવા, અથવા ફરીઆદનું કામ ચલાવવા જેને તે કામમાં સત્તા હોએ, તે બધા એવે કામને અંગે અધીકારવાળાજ ગણાએ, તેમજ,—તોહોમતદારનો શેઠ યા શેઠાણી, જો તેઓની મીલકત વિરૂદ્ધ કાંઇ તેણે ગુન્હો કર્યો હોએ,—તો અધીકારવાળાજ ગણવા.

**કલમ. ૨૫. પોલીસ આગળ કબુલત.**—પોલીસ અમલદાર આગળ કરેલી કબુલત પુરાવામાં ગ્રાહ્ય નથી.

**કલમ ૨૬. પોલીસના પહેરામાં કરેલી કબુલત**—પોલીસના હવાલામાં, કબજામાં, કોઇ હોએ, ને કબુલત કરે, તે ખુદ માજીસ્ટ્રેટ રૂબરૂ જો થઇ નહોએ, તો તે ગ્રાહ્ય નથી. માજીસ્ટ્રેટ સમક્ષ હોએ તો,–ગ્રાહ્ય છે. ( ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૪ પ્રમાણે હકીગત હોએ તો,—એટલે રાજીખુશી કરેલી તેને લાગે, તો).

**કલમ. ૨૭. પોલીસના પેહેરામાં હોઇને કરેલી કબુલાતથી કાંઇ મુદ્દો જડે તો.**—પોલીસના પેહેરામાં છતાં, તેના કબુલત જવાબથી એટલે ખબરથી, કાંઇ મુદ્દાની ચીજ યા હકીગત જડે, તો તે ખબરમાંનો જેટલો ભાગ તે જડવાનું સાધનરૂપ હોએ, તેટલીજ માત્ર,–પુરાવામાં ગ્રાહ્ય છે.

**નોટ.**—આ કલમથી જણાશે કે કલમ ૨૫-૨૬ની સામાન્ય રૂલને આ અપવાદ રૂપે કલમ ૨૭ છે. આ કલમનો પોલીસને ઘણો ઉપયોગ પડે છે. પોતાના પેહેરામાં યા કબજામાં છતાં, અમુક તોહોમતદાર પોતે કરેલા ગુન્હાની કાંઇ હકીગત જાહેર કરીને કાંઇ ચોરીનો માલ, મુડદું, મારવામાં વાપર્યા હોએ તે મુદ્દાના શસ્ત્રો, યા ગુન્હામાં વાપર્યાં હોએ તે ઓજારો, લોહીવાળા કપડાં, વગેરે કાંઇ તે કામને અંગે મુદ્દાની ચીજની ખબર આપે, અને પોતે કહાડી આપે,—બતાવે,—યા તેની ખબરથી પોલીસ કાહાડે તો,—તેવા સંજોગમાં, જેટલી ખબર યા હકીકત આ મુદ્દાની ચીજની શોધનેજ લગતી હોય, એટલે તે જડયાને લગતી હોએ, તેટલીજ ખબર પુરાવામાં ગ્રાહ્ય છે; પછી તે કબુલત હોય યા નહોએ

યાદ રાખવું તે આખી જુબાની ગ્રાહ્ય છે, એમ નથી. મુદ્દાની ચીજ જડી, તેને જેટલી તુર્ત તાલુક ધરાવતી હોએ, તેટલીજ માત્ર પુરાવામાં લેવાય; વધારે કંઈ નહીં,

થતી હોએ, તેટલેજ દરજ્જે, કરનારને પણ હોવી જોઇએ. આ પ્રમાણેની શરતો પ્રમાણે બધું હોએ, તો તેની કબુલત બીજા સહતોહોમતદાર વિરૂદ્ધ, વાપરી શકાએ છે. તેથી આવો પુરાવો બહુ નબળા પ્રકારની સાબીતી ગણવી; અને તેટલુંજ, કદી બસ ગણાશે નહીં. બીજી વધારે હકીગતનો સ્વતંત્ર પુરાવો હશે, તોજ ફાયદો થશે.

---

## મરતી વખતની જુબાની.

**મરતી વખતની જુબાની—"ડાઇંગ ડેકલેરેશન".**—ખુનના કામમાં યા તેવાં બીજાં કામમાં, કોઈ શખસના જીવતાં તેની જુબાની લેવાઈ હોએ, યા તેણે કાંઇ મન્જુર કર્યો હોએ, તે તેના મોતના કારણની બાબતમાં હોએ, યા તેનું મોત પરીણામે થયું, સંબંધી હકીગત બાબત હોએ, તો તે કલમ ૩૨ પ્રમાણે પુરાવામાં ગ્રાહ્ય છે. એ બાબતમાં યાદ રાખવાનું, નીચે મુજબ છે:—

**૧લું**—એવી જુબાની લખીતવાર હોએ, યા માત્ર મોઢાની પણ હોઇ શકે; અને તે માજીસ્ટ્રેટ રૂબરૂ, યા કોઇ પોલીસ અમલદાર રૂબરૂ, યા કોઇ બીજા શખસ રૂબરૂ હોઇ શકે. બોલી ન શકતો હોય, તો સમજી શકાય, તેવી સ્પષ્ટ નિશાની યા સંજ્ઞાથી કહે, તે પણ ચાલી શકે, કસમ ઉપર હોય, યા ન હોએ, તોએ ચાલે.

**૨જું**—તેના મોતના કારણસંબંધેજ હોએ; અથવા જે હકીગત ઉપરથી તેનું મરણ થયું, તે બાબતમાં પણ હોઇ શકે.

**૩જું**—જુબાની આપનાર માણસ પછીથી મરી ગએલો હોવો જોઇએ; તોજ વપરાએ; કમી એવી જુબાની આપ્યા પછી તે જીવતો રહે, તો મરતી વખતની જુબાની તરીકે કલમ ૩૨ પ્રમાણે તેનો ઉપયોગ થઇ નહીં શકે પણ કલમ ૧૫૭ પ્રમાણે તેની જુબાનીને ખરાપણાની પુષ્ટી આપવામાં ઉપયોગી પડી શકે.

**૪થું**—જુબાની આપતી વખતે, તે મરી જશે, એમ પોતે આશા રાખતો હોય, એમ સાબીત કરવું જરૂરનું નથી.

**૫ મું.**—લખી લીધેલી જુબાની હોય તો સવાલ જવાબના આકારમાં લખેલી જોઇએ- સૂચક સવાલો થયા હોએ, ને હા,-હા,-હા,-એમ તે કહી ગયો હોએ, તે નહીં ચાલે. બનતાં સુધી મરનારનાજ શબ્દો જવાબમાં લખવા જોઈએ. તેની જાતમાહીતીનીજ બાબત જોઇએ.

**૬ઠું.**—સાક્ષીદાર કોઈ કહી શકે ને કાયદાથી દાખલ થઇ શકે તેવોજ

**મજકુર જોઇએ. કર્ણોપકર્ણી, સાંભળેલી બાબતો, એવું કાંઇ ન જોઇએ.**

**૭મું—આવી મરતી વખતની જુબાની તોહોમતદારની તરફેણમાં, તેમજ વિરૂદ્ધ ગમે તેમ વાપરી શકાય.**

**૮મું.—તેની જુબાનીના ભરોસાપણા ઉપર દોષ આણવા છુટ છે.**

**૯મું.—તે જુબાની સંપૂર્ણ જોઇએ;થોડી જુબાની આપી હોએ, ને મરનાર તે સંબંધી કાંઇ ખુલાસારૂપે વધઘટ કરવાનો હોએ તેટલામાં તે મરી જાએ,તો જુબાની અપૂર્ણ યા અધુરી ગણી, કામ લાગશે નહીં.**

આ બાબત પોલીસ અમલદારને બહુ કામની છે. મરતી વખતની જુબાની બનતાં સુધી કોઈ માજીસ્ટ્રેટ પાસે કસમ ઉપર લેવાડવી, ને તોહોમતદાર પકડાયો હોએ, તો તેને ત્યાં રૂબરૂ હાજર રાખી **'ઓળખ'** કરાવી લેવી. તેટલો વખત કબ્બી ન હોએ, તો દાકતર આગળ, કોઈબીજા આગળ, યા પોલીસ આગળ કરેલી જુબાની પણ ચાલશે. ક્રી. પ્રો. કોડ. ૧૬૨ ની રકમ ૨ જીથી આમ કરવાની છુટ છે; અને પુરાવામાં ગણાશે.

**"એકસ્પર્ટ"**—વૈદક વિદ્યાના ખાસ જાણકાર તરીકે, પુરાવામાં દાકતરની જુબાની લેવાય છે. તેમજ "ફીંગર ઇમ્પ્રેશન"—અંગુઠાની છાપથી સાબીતી લેવાય છે. (કલમ ૪૫).

**અંગુઠાની છાપની** સરખામણી બાબત કલમ ૭૩ છે.

હસ્તાક્ષર મેળવવા વગેરે બાબત કલમ ૭૩ છે.

## ફોજદારી કામમાં ચાલચલગતનો પુરાવો

આ વિશેમાં કલમો ૫૩, તથા ૫૪ છે. કોઈ પણ ફોજદારી કામમાં તોહોમતદાર સારી ચાલચલગત અને સારી વર્તણુંકનો છે, એમ તે સાબીત કરી શકે. (કલમ ૫૩)—તે નઠારી ચાલનો છે, એમ સામાન્ય નિયમે લગતી હકીકત ગણી પુરાવામાં ગ્રાહ્ય નથી. (કલમ ૫૪). પણ તેની સારી ચાલનો પુરાવો તેણે આપ્યો હોએ, તો પછી તેના જવાબમાં અને રદીઆ તરીકે, તે નઠારી ચાલનો છે, એમ સાબીત કરી શકાએ છે.

અમુક શખસની ખરાબ ચાલજ જ્યાં "મુદ્દાની બાબત" છે,(જેમકે સારી ચાલ બાબત જામીન લેવાડવા વિગેરેમાં) ત્યાં તો તેવો પુરાવો ગ્રાહ્ય છે. અને આ કલમથી બાધ નથી.

## પુરાવાનો બોજો.

બ્રીટીશ કાયદાનો એવો સ્થાપિત નિયમ છે કે, દરેક શખસ, તેના ઉપર તોહોમત સાબીત થતાં સુધી, નિરપરાધી છે એમ સમજવાનું છે. એવું તોહોમત સાબીત કરવાને પુરાવાના કાયદાને અનુસરીને ગ્રાહ્ય એવો પુરાવો રજુ કરવો પડે, ને તે પુરાવો રજુ કરવાની ફરજ કોહાની, તેને લગતી વગેરે બાબતમાં કલમો ૧૦૧ થી ૧૧૪ છે,

**સ૰— હરેક ફોજદારી કામમાં પુરાવો આપવાનો બોજો કોને શીર સમજવો?**

**જ.**—જેને પોતાનો કેસ સાબીત કરવો હોય તેને શીર; કોઈ બાજુથી પુરાવો ન આપવામાં આવે તો જે નિષ્ફળ થાએ, તેને શીર સમજવો. વળી, અમુક ગુન્હાહિત કૃત્યનો સમાસ અમુક અપવાદમાં થાએ છે, એવું બતાવવાની જેની ઇચ્છા હોએ, તેણે તેમ બતાવવું જોઇએ. વળી અમુક બાબતની માહિતી યા જ્ઞાન ખાસ કરી અમુક શખસને છે એમ હોય, તો તે બાબત તેણે સાબીત કરવી પડે. (કલમ ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૦૫, ૧૦૬).

બીજી બાબતો આ પ્રકરણમાં કાયદામાં છે, તેની પોલીસને જરૂર નથી. કેટલીક બાબતનું કોર્ટ અનુમાન પણ કરી શકે છે, અને માણસજાતની સામાન્ય રીતભાત, દુનિઆમાં બનતા બનાવોનો કુદરતી નિયમ, એ વિગેરે ઉપર વિચાર કરીને, અમુક બાબતમાં અનુમાન કાઢી શકે, જેમકે, મેલાપીની જુબાની ને મુખ્ય બાબતોમાં ખરાપણાની પુષ્ટિ ન હોએ, તો માન્ય કરવા લાયકની ન ગણવી; અમુક ચોરી થયા પછી તુરત ચોરીનો માલ અમુક શખસના કબજામાં મળે, તે પોતાના એવા કબજા બાબત સંતોષકારક ખુલાસો ન કરે, તો તેજ ચોર છે, યા તો ચોરીનો માલ જાણવા છતાં રાખનારો છે, એમ અનુમાન થઇ શકે. (ક. ૧૧૪).

## સાક્ષીઓની સાક્ષી આપવાની યોગ્યતા,

**સાહેદી આપવાને કોણ લાયક છે?**—"સર્વે કોઇ શખસ શાહેદી આપવાને શક્ત છે એમ સમજવું; પરંતુ કોર્ટની નજરમાં એમ આવે કે કાચી ઉમ્મરને લીધે, અથવા અતિશય જઈફીને લીધે, અથવા શરીરના કિવા મનના કાંઇ રોગને લીધે, અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે, તેને જે સવાલ પુછવામાં આવે, તે તે સમજી શકતા

નથી, અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી, તો તે શખસો શાહેદી આપવા શક્ત છે, એમ સમજવું નહીં.

ખુલાસો.—દિવાનો માણસ શાહેદી આપવાને અશકત નથી; પરંતુ તેને સવાલ પુછવામાં આવે, તે જો દિવાનાપણાના સબબથી તે સમજી શકતો ન હોએ; તો, તે અશક્ત છે" (કલમ ૧૧૮).

મુંગો માણસ પોતાની સાક્ષી જે રીતે સમજાવી શકાએ તેમ આપે; જેમકે ઉઘાડી કોર્ટમાં લખીને, યા નિશાની બતાવીને. (કલમ ૧૧૯).

કોઇ શખસ વિરૂદ્ધ ફોજદારી કામ ચાલતું હોએ, ત્યારે તેનો ધણી યા ધણીઆણી સાક્ષી આપવા લાયક ગણવાં. (કલમ ૧૨૦).

**કલમ ૧૨૩**—રાજ્ય પ્રકરણ સંબંધી કાંઈ માહીતી પ્રસિદ્ધ ન કરેલાં એવાં દફતરથી કોઈ શખસને મળી હોય, તો તેને તે બાબત જુબાની આપવા દેવાશે નહીં.

**કલમ ૧૨૪**—જાહેર હિતને ખલેલ થાએ, એવી કોઈ બાબત ભરૂસા ઉપર કોઇ સરકારી અમલદારને મળી હોએ, તો તેમ તેને લાગેથી, તેવી હકીગત ઉઘાડી પાડવાને તેને ફરજ પાડી ન શકાએ.

**સ,—પોલીસને પોતાના બાતમીદારનું નામ આપવાની ફરજ પાડી શકાય કે ?**

**જ.**—નહીં. ગુન્હો કર્યા સંબંધી જેની મારફતે યા ગુન્હાને સંબંધે કોઈ તરફથી બાતમી પોલીસને મળી હોએ, તેવા કોઇ બાતમીદારનું નામ આપવાની તેને ફરજ પાડી શકાતી નથી. (કલમ ૧૨૫).

**સ.—કોઇ જવાબ આપવાથી પોતે દોષીત ઠરે તેવું હોએ, ત્યારે સાક્ષીદારને તેવા સવાલનો જવાબ આપવા ફરજ પડાએ કે?**

**જ.**—મુકરદમાની બાબતને લગતી કોઇ મુદ્દાની બાબત ઉપર એવો સવાલ પુછયો હોએ, તો તેણે જવાબ આપવોજ પડશે. માત્ર એટલુંજ ઠર્યું છે કે, આ પ્રમાણે ફરજ પાડવાથી આપેલા જવાબથી તેને કેદ પકડવો યા તેના ઉપર ફોજદારી ચલાવવી અથવા એવાં કોઈ કામમાં તેની વિરૂદ્ધ સાબીત કરવું, એમ ઉપયોગ થઇ નહીં શકે; પણ તેવા જવાબથી પ્રતિજ્ઞા ઉપર ખોટી જુબાની આપ્યાનું કામ ચાલવા સરખું હશે, તો ચાલી શકશે. (કલમ ૧૩૨).

**સ.—મેલાપીની એટલે સહતોહોમતદારની જુબાની બાબતમાં શું કાયદો છે ?**

**જ.**—મલાપીને કોઇ તોહોમતદાર વિરૂદ્ધ લાયક સાક્ષી ગણવો, અને તેની પુષ્ટિમાં પુરાવો ન લેતાં ફક્ત તેનીજ જુબાની ઉપર શિક્ષાનો ઠરાવ કરવામાં આવે તો, તે ગેરકાયદે નથી. (કલમ ૧૩૩).

**નોટ.**—મેલાપીને ક્રી. પ્રો. કોડ કલમ ૩૩૭ પ્રમાણે માફી આપીને સાક્ષીદાર તરીકે લઇ શકાએ છે. તે વિશે આ ચોપડીમાં પાને ૧૦૯ ૧૧૦માં હકીગત આપી છે. મેલાપીની જુબાની સાક્ષીદાર તરીકે લેવાના કેટલાક રસ્તા ઠરેલા છે; ૧ લો,–માફી આપીને; ૨ જો.–શિક્ષાનો ઠરાવ તેના ઉપર થયો હોએ, ને પછીથી બીજા સહતોહોમતદાર ઉપર તે કેસ ચાલે ત્યારે તેની સાક્ષી એવા પછીના કામમાં લેવાય; ૩ જો.—મેલાપી તરીકે પકડાઇ પછી તેને "ડીસ્ચાર્જ" કરી છોડયો હોએ, તોપણ લેવાય; ૪ થો.—ગુન્હો એક હોએ, પણ કેસ જુદા જુદા ચાલે તો તેના ઉપરના તોહોમતનો નિકાલ થતાં પેહેલાં પણ, બીજા કેસમાં જુબાની લેવાય; ૫ મો.—મેલાપી છતાં, જેને હજુ ગુન્હા સારૂ તોહોમતદાર તરીકે પકડયો નહોએ, યા ઇન્સાફ ઉપર મુકયો ન હોએ તો. આ પ્રમાણેની ગમે તે કોઈ રીતે મેલાપીની જુબાની પ્રતિજ્ઞા ઉપર લઈ શકાય.

**તેની જુબાનીના ઉપયોગની બાબતમાં,**—કાયદાથી આવી જુબાની અગર તે પુરી ભરોસાદાર લાગતી હોએ, સચ્ચાઇની ખાત્રી થતી હોએ, જુબાનીમાં કાંઈ સરાહગત યા જુઠાણું નથી અને તેની કીંમતની કસોટી તેટલાથીજ થઈ શકે છે, એમ જણાતું હોએ, તો તેટલાજ ઉપરથી શિક્ષાનો ઠરાવ કોઇ કોર્ટ કરવો તે ગેરકાયદે નથી.

**પણ,**—હાઇ કોર્ટના અસંખ્ય ફેસલાઓને આધારે એવું ઠર્યું છે કે, આ કલમ ૧૩૩ સાથે પુરાવાના આકટની કલમ ૧૧૪ મી પણ વિચારમાં લેવી જોઇએ. તેમાં એમ છે કે, દુનીઆના ચાલુ ક્રમ પ્રમાણે એવું અનુમાન કોર્ટ કરી શકે, કે યોગ્ય અને મુદ્દાની બાબતોમાં બીજી પુષ્ટિ ન હોએ, તો મેલાપની જુબાની ભરોસા પાત્ર ગણવી નહીં.

**તેથી ડહાપણની રૂલ** જેને કાયદાનો આધાર છે, તે આવી ઠરી છે કે, મેલાપીની જુબાની સામાન્ય રીતે દુષિત અને રંગેલી તરીકે ગણીને, તેની

જુબાનીની પુષ્ટિમાં, મુદ્દાની બાબતમાં, બીજા સ્વતંત્ર પુરાવાની અવશ્ય જરૂર છે. અને જ્યાં સુધી ગુન્હો બન્યો તે બાબતમાં, તેમજ અમુક તોહોમતદારનો તે સાથે સંબંધ છે,—એ બે બાબતોમાં વધુ પુરાવો ન હોએ, ત્યાં સુધી શિક્ષાનો ઠરાવ થઈ ન શકે. લાલચને લીધે, યા ઇર્ષા, દ્વેષ, દુસ્મનાઈ, વગેરે અનેક કારણોને લીધે મેલાપીને જુઠું બોલવાની ઇચ્છા હમેશા રહે છે, એમ ગણીને, કોઇને ગેરઇન્સાફ ન થવાને ખાતર આ સાવચેતીનો નિયમ ઠર્યો છે.

પરંતુ, જે કામ કાંઈ ઉતરતા પ્રકારનું છે;—જેવું કે લાંચ રૂશવતનો કેસ,—તેમાં મેલાપીની જુબાનીને આવી પુષ્ટિની જરૂર ગણાતી નથી. કેમકે આપનાર યા મદદ કરનાર પોતાની સામેલગીરી બતાવવાથી પોતાને માથે શિક્ષાનું જોખમ હોરી લે છે. તેથી તેને પુષ્ટિની જરૂર ગણી નથી. આ પ્રમાણે મુંબાઈ હાઈ કોર્ટે ઘણાં ફેસલામાં ઠરાવ્યું છે.

**સાક્ષીની સંખ્યા.**—આટલા, અથવા અમુક સંખ્યા સાક્ષીની હોએ, તોજ ગુન્હાની સાબીતી થાએ એવું નથી. ભરોસાને સંપૂર્ણ રીતે પાત્ર એવો એકજ ફકત સાક્ષી હોએ, તો પણ સાબીતીનો ઠરાવ, કોર્ટને યોગ્ય લાગે તો, કરી શકે. (ક. ૧૩૪).

## સાક્ષીઓની તપાસણી બાબત.

**સ.—કોઇ કેસમાં, સાક્ષીઓની તપાસણીનો ક્રમ વગેરે શી રીતે છે?**

**જ.**—જે પક્ષકારે, કોઈ શખસને પોતાના શાહેદ તરીકે બોલાવ્યો હોએ, તે સાક્ષીને તપાસે, તેને **"મુખ્ય તપાસણી"** કહેવાય. તે સર્વેથી પેહેલી થાએ. તે પછી,—તેની વિરૂદ્ધ પક્ષવાળો તેની ઇચ્છા હોય તો તેને તપાસે. તેને,—**"ઉલટ-તપાસણી"** કેહેવાય; ને તે પછી જરૂર લાગે તો, બોલાવનાર પક્ષ ફરીથી તેને તપાસે તે—**"ફરી તપાસણી"** કહેવાય.

હરેક તપાસણીમાં લગતા સવાલજ પુછાએ; પણ **"મુખ્ય તપાસણી"**માં જે બાબતો ઉપર સવાલો પુછ્યા હોએ, તેટલીજ બાબત ઉપર **"ઉલટ તપાસણી"**માં પુછવું, એવું કાંઈ નથી. ગમે તેટલી બાબતો ઉપર પુછાએ, પણ માત્ર તે **લગતી બાબત** જોઇએ.

**"ફરી તપાસણી"**નો હેતુ એવો છે કે **"ઉલટ તપાસણી"**માં પુછેલા સવાલથી અપાએલા જવાબનો યોગ્ય ખુલાસો કરવો. નવી હકીગત તેમાં પુછાએ નહીં. અગર પુછવાની જરૂર હોએ, તો કોર્ટની પરવાનગીથીજ તેમ શકે; અને એવી બાબતો ઉપર **"ઉલટ-તપાસણી"** કરવાનો સામા પક્ષને હક છે. (કલમ ૧૩૭, ૧૩૮)

**સ.—"સૂચક સવાલ"—કોને કેહેવાય ?**

**જ.**—સવાલ પુછનાર જે જવાબની "આશા રાખતો હોય, તેવા જવાબ સૂચવનાર સવાલને" સૂચક સવાલ કેહેવાય. (કલમ ૧૪૧).

**સ —સૂચક સવાલ ક્યારે પુછી શકાએ, ને ક્યારે ન પુછાએ?**

**જ.**—'સૂચક સવાલ'—ઉલટ-તપાસણીમાં પુછવા હક છે. 'મુખ્ય તપાસણી' માં સામી પક્ષવાળા હરકત કરે તો પુછાએ નહીં; તેમ 'ફરી-તપાસણી'માં પણ પુછાએ નહીં. પણ જે બાબતો માત્ર પ્રસ્તાવના રૂપે છે, અથવા જે પૂરતી રીતે સાબીત થઇ છે એમ કોર્ટને લાગે, તે બાબતમાં 'મુખ્યતપાસણી'માં સૂચક સવાલ પુછાએ (કલમ ૧૪૨, ૧૪૩)

**નોટ.**—કાયદામાં એવી છુટ છે કે "સૂચક સવાલો" ઉલટ તપાસણીમાં પુછાય. પણ તેથી કાંઇ એમ ઠરતું નથી કે જે જવાબો જોઇતા હોએ, તે સાક્ષીના મ્હોમાંજ મુકવા; અને જ્યારે કોઇ સાક્ષી પોતાની જુબાની આપવાની ઢબથી તથા રીતભાતથી એમ બતાવી આપે, કે સામી બાજુની ઇચ્છા અનુસાર જવાબ આપવા તે બહુ ઇંતેજાર છે, ત્યારે એવા "સૂચક સવાલ" પુછવા કોઈ રીતે યોગ્ય નથી. તેથી તેમ હકીગત હોએ, ત્યારે કોર્ટને તેવી અરજ કરેથી, હકીગત ઉપર વિચાર થઇ "સૂચક સવાલો" અમુક તૈયાર રૂપમાં પુછવા નહીં દે, એમ બનશે.

એવો સાક્ષી કોઈ એવા 'સૂચક સવાલ'નો જવાબ આપશે, અને સામી પક્ષની તરફેણમાં જવાબ આપવાની અતિ આતુરતા અને ઉત્કંઠા જણાવે, તો કોર્ટ તેની તે રીતે આપેલી જુબાની ઉપર ભરોંસો બહુ ઓછો રાખશે. આવા જવાબથી સંતોષકારક સાબીતી કદી ગણાશે નહીં.

**સવાલો પુછતાં ધુઃકવું,ધાંટા પાડવા વિગેરે બાબત.**—કેટલીકવાર સાક્ષીઓને સામા પક્ષવાળો વકીલ સવાલ પુછતાં જોરથી બરાડા યા ધાંટા પાડી,—યા ધુરકીયાં કરી,—યા ગુસ્સાનો આવેશ બતાવી,—યા તડકાવી,

સવાલો પુછે છે. નબળો સાક્ષી, યા અભણ ગામડીયો, યા સીધો સાદો માણસ જે કોર્ટના કામથી અજાણ છે, તે આ રીતે કારણ વગર ગભરાઈ જાએ છે, ને જવાબમાં ઘોટાળો કરે છે. આવી વખતે 'પ્રોસીક્યુશન' ચલાવનારની ફરજ એ છે કે સાક્ષીને સારૂ કોર્ટનું રક્ષણ માંગવું; કોર્ટ તેવું જાણશે, તો જરૂર રક્ષણ આપશેજ. સાક્ષીદાર કોર્ટમાં સાક્ષી આપવા આવે છે, તેમાં તે માત્ર જાહેર ફરજ ના હિતમાંજ આવે છે એમ સમજવું. તેથી તેની પ્રત્યે અઘટિત યા ગેરવાજબી વર્તણુંક કોઇ વિચારવંત કોર્ટ કબુલ કદી રાખશેજ નહીં. એક કાયદાના નામાંકિત પુસ્તક કર્ત્તાના શબ્દમાં કહીએ તો,—"બ્રાઉબીટીંગ" યા ઘુરકવું, ડબાવવું,—એ એવા પ્રકારનો ગુન્હો છે, કે અગર તે ગુન્હામાં કોર્ટ પોતે "મેલાપી" ન થાએ, તો કોઈ પણ વકીલ તેવો કરી શકેજ નહીં.

**સ—પોતાના સાક્ષીની, તેને બોલાવનાર પક્ષ 'ઉલટ તપાસણી' કબી કરી શકે?**

**જ.**—સામાન્ય રીતે થઇ ન શકે; પણ તે કબી ઉપરા ઉપરી વિરૂદ્ધ જવાબ આપીને, પોતાની વિરૂદ્ધ વલણ દેખાડે, યા પોલીસમાં જુબાની આપ્યા પછી કોર્ટમાં ફરી જઇ, વિરૂદ્ધ જવાબો આપી વિરૂદ્ધ વલણ દેખાડે, તો કોર્ટની પરવાનગીથી તેને 'સામો સાક્ષી' ગણી, તેને 'ઉલટ-સવાલ' પુછી શકીએ (કલમ ૧૫૪). એ પ્રમાણે પરવાનગી આપ્યા પછી 'ઉલટ-તપાસણી'માં તેના ભરોસા ઉપર દોષ આણવાના સવાલો પણ પુછી શકાએ.

**નોટ.**—એક બે સવાલોના જવાબ સામા આપવાથી તેને 'વિરૂદ્ધસાક્ષી'—'હૉસ્ટાઇલ-વીટનેસ' ગણાએ નહીં પણ વધારે જવાબો પછી તેની વલણ વિરૂદ્ધજ છે, એમ પુરતી રીતે દેખાએ, તોજ આમ પરવાનગી મળશે. તે વગર કોર્ટ પરવાનગી નહીં આપે.

**લખીતવાર આગળની કોઇ જુબાની ઉપર 'ઉલટ-તપાસણી.'**—કેસને લગતી બાબતમાં કોઈ સાક્ષીએ આગળ લખીત જુબાની આપી હોએ, યા આપેલી જુબાની લખી લેવામાં આવી હોય, તો તે જુબાની તેને બનાવ્યા વગર, અને સાબીત કર્યા વગર, તે ઉપર તેની 'ઉલટ-તપાસણી' થઈ શકશે; પણ અગર તેને તે લખાણને આધારે જુઠો પાડવાની ધારણા હોય ત્યારે, તે લખાણ કરતાં અવશ્ય જે ભાગોથી તેને

જુઠો પાડવાની ધારણા રાખી હોએ, તે તેને વાંચી બતાવવા જોઇએ. (કલમ ૧૪૫). તેનું ધ્યાન તે ઉપર ખેંચવું જોઇએ, એ જરૂરનું છે.

**નોટ.**—ક્રી. પ્રો. કોડ. કલમ ૧૭૨ મુજબની ડાયરી, સામાન્ય રીતે, પક્ષકાર જોઈ શકે નહીં. પણ કોઇ પોલીસ અમલદારને જુઠો પાડવા તેનો ઉપયોગ કોર્ટ કરે, તો આ કલમ પ્રમાણે તેને બતાવવી જોઈએ.

**સ.—'ઉલટ-તપાસણીમાં'માં'સૂચક સવાલો' શિવાએ, બીજા કેવા સવાલો પુછાય ?**

**જ.**—નીચે મુજબના સવાલો પુછી શકાએ;—

૧લું.—શાહેદ મજકુર સાચું બોલે છે કે નહીં, તેની પરીક્ષા લેવા બાબત;

૨જું.—તે કોણ છે, તથા તેની સંસારમાં કેવી સ્થિતી છે, અથવા

૩જું.—તેની ચાલચલગતને હાનિ લગાડી તેના ઉપરનો ભરોસો નબળો પાડવા બાબત; આવા સવાલોના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સંબંધે શાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોએ, અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરતો હોએ, અથવા તે ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સંબંધે તે દ્રવ્યદંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય, એવું થતું હોએ, તોપણ સવાલ મજકુર પુછી શકાએ છે. (કલમ ૧૪૬).

**નોટ**—આવા સવાલો કેસને લગતી મુદ્દાની બાબતોમાં હોએ, તો કલમ ૧૩૨ પ્રમાણે જવાબ દેવાની તેને ફરજ પડાએ. તેમજ આવાં સવાલો, બહુ દૂર વખતના બનાવ બાબત હોએ,-અથવા બાબત બહુજ નજીવી હોએતો, યા સાક્ષીની જુબાનીની અગત્યતા ઉપર વિચાર કરતાં, તે પુછવા દેવા વ્યાજબી નથી, એમ લાગે, તો કોર્ટ પુછવા નહીં દે. (કલમ ૧૪૮).

આવા સવાલોના જવાબ અપાઇ ગયા બાદ તેના વિરૂદ્ધ સામાન્ય રીતે પુરાવો અપાઈ ન શકે, પણ પક્ષપાત જણાય તો, યા પેસ્તર સજા થયાં છતાં ના કહે, તો તેની વિરૂદ્ધ પુરાવો અપાએ, તે વિશે કલમ ૧૫૩ જોવી.

**સ.—સાહેદના ભરૂસા ઉપર દોષ આણવાનો હેતુ હોએ, તો કેવા સવાલ પુછી શકાએ ?**

**જ,**—સામા પક્ષવાળા, અગર કોર્ટની પરવાનગીથી જે પક્ષે તેને બોલાવ્યો હોએ, તે—નીચે પ્રમાણે દોષ લાવવા સવાલો પુછી શકે છેઃ—

"(૧) જે શખસો એવી શાહેદી આપે છે કે શાહેદ મજકુરને હમે પીછાનીએ છીએ, તે ઉપરથી હમે તેને ભરોસાને પાત્ર માનતા નથી. તેવા શખસોના પુરાવાથી.

(૨) પુરાવો આપવાને શાહેદ મજકુરને રૂસ્વત આપવામાં આવી છે, અથવા આપવા માંડેલું; તે કબુલ કરવામાં આવ્યું છે, અથવા તેને હર કાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું સાબીત કર્યાથી,

(૩) શાહેદ મજકુરની શાહેદીના જે ભાગવિરૂદ્ધ પુરાવો આપી શકાતો હોએ, તે ભાગ, પેસ્તર તેની કહેલી અથવા લખેલી હકીકતથી વિરૂદ્ધ છે, એવું સાબીત કર્યાથી,

(૪) જ્યારે કોઇ શખસના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે, અથવા બળાત્કારે સ્ત્રીગમન કરવાની કોશિસને માટે, ફોજદારી મુકરદમો ચાલતો હોય, ત્યારે ફરીઆદ કરનાર ઓરત બહુ કરીને બદચલણની છે, એવો પુરાવો આપી શકાય છે (કલમ ૧૫૫).

**કલમ ૧૫૬**—કોઈ સાક્ષી લગતી જુબાની આપે, ત્યારે, તેની પુષ્ટિ સારૂ બીજી હકીગત બની હોએ, તે વિશે સવાલો પુછાએ.

**કલમ ૧૫૭.**—કોઈ સાક્ષીએ જુબાની આપી હોએ, તેજ બાબત તેણે આગળ કાંઇ જુબાની આપી હોએ, તો તેના ખરાપણાની પુષ્ટિમાં આગલી જુબાની રજુ કરી શકાએ. મરતી વખતની જુબાની કલમ ૩૨ પ્રમાણે લેવાયા બાદ, તે શખસ જીવે, તો તેની આગલી જુબાની એ રીતે પુષ્ટિ સારૂ સાબીત કરી પુરાવામાં દાખલ થઈ શકાએ છે.

ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૨માં ફરમાવ્યું છે કે પોલીસ આગળ થએલી જુબાની પુરાવા તરીકે ન વાપરી શકાએ, તે કાયદાને તો આ કલમ લાગુ નથી.

**સ.—યાદદાસ્ત તાજી કરવા બાબતમાં શું કાયદાના નિયમો છે?**

**જ.**—કોઈ શખસની શાહેદી થતી વખતે, જે બાબત ઉપર તેને સવાલ પુછવામાં આવે, તેવે વખતે, તે બાબતમાં પોતે કાંઈ લખાણુ તે વખતે કરેલું હોએ તો તે,—અથવા એટલી તુરત મુદતમાં તે પછી કર્યું હોએ, કે તે બાબત તેની યાદદાસ્તમાં તાજી હતી એમ કોર્ટને લાગે, તો તે—લખાણુ જોઇ, પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે. અગર કોઈ બીજાએ એટલા વખતમાં કાંઇ તેવું લખાણુ કર્યું હોએ, અને સાક્ષીદારે વાંચ્યું ત્યારે તે ખરૂં છે એમ જાણુતો હોએ, તો તે ઉપરથી પણુ યાદદાસ્ત

તાજી કરી શકે છે;—એવા લખાણની નકલ ઉપરથી પણ યાદદાસ્ત તાજી કરી શકે;—જો અસલ લખાણ રજુ ન થઈ શકવા બાબતમાં કોર્ટને સંતોષકારક ખુલાસો થાએ તો. (કલમ ૧૫૯).

ઉપર પ્રમાણે યાદદાસ્ત તાજી કરવા કાંઇ લખાણ વાપર્યું હોએ તે, સામી બાજુવાળા માંગે, તો બતાવવું જોઇએ, અને તે ઉપર તે 'ઉલટ—તપાસણી' કરી શકે. (કલમ ૧૬૧).

**નોટ.**—પોલીસ અમલદાર પોતાની યાદદાસ્ત તાજી કરવા ખાતર જો પોલીસ ડાએરી, યા કેસનાં પોતાના પોલીસ ટીપણો કોર્ટમાં જુએ તો તે સામી બાજુવાળાને જોવાનો હક થાએ છે. તેથી પોતાની યાદદાસ્ત તાજી કરવા તે કોર્ટમાં વાપરવાંજ નહીં. પણ ઘેરથી વાંચી યાદ રાખવું, યા પેનસીલથી જરૂર જોગ ટાંચણ પોતે સમજે તેટલી અને તેવી, કરી લેતા આવવું. અલબત, તે ટાંચણ પણ કોરટમાં વાંચવામાં લેવાય, તો સામી બાજુને જોવાનો હક છે.

કલમ ૧૬૫.—જડજ, યા માજીસ્ટ્રેટને, કોઈ લગતો યા ન લગતો, ગમે તે સવાલ, ગમે તે વખતે, સાચું શોધી કાહાડવા સારૂ પુછવાનો હક છે. કોઇ બાજુવાળા તેવા હકની બાબતમાં હરકત કરી શકે નહીં.

**"ડીમીનર."—સાક્ષીદારના હાવભાવ.**—સાક્ષી આપતાં સાક્ષીદારના મોંહોની શિકલ,—અણધારેલા સવાલથી ગભરાવું,—જવાબમાં ઢીલ કરવી,—વગેરે સાક્ષીની રીતભાતની અકુદરતી અને વિચિત્ર રીતભાતથી તેની સાક્ષીના સાચાપણા ઉપર યા ખોટાપણા ઉપર વિચાર થઇ શકે છે. અને ક્રી. પ્રો. કોડ. કલમ ૩૬૩ માં આવો **"ડીમીનર"**—યા રીતભાત જોઇ જરૂર લાગે તો તે સાક્ષીની જુબાની નીચે કોર્ટ તેવી ટીકા નોંધી શકે છે.

# પ્રકરણ ૧૨ મું

## દફતર તપાસણી બાબત.

પોલીસ સબ ઇન્સ્પેકટરોની ઑફીસમાં જે જે દફતરો રાખવામાં આવે છે, તે તપાસવા બાબત પદ્ધતિ, સંક્ષેપ્ત રીતે આ જગ્યાએ આપવી યોગ્ય છે.

**ગુન્હા રજીસ્ટર.**—સરકારના ઠરાવેલા નમુના પ્રમાણે આ "**ગુન્હા રજીસ્ટર,**" જેને—"**ક્રાઇમ-રજીસ્ટર,**" પણ કેહેવાય છે, તે રાખવામાં આવે છે. અને તેના કોષ્ટકો એવી રીતે યોજેલાં હોય છે કે,—અમુક ગુન્હાની ફરીઆદ થાએ, ત્યારથી તપાસ થઇને છેવટ તે બાબત શું પરિણામ આવ્યું, તે બધું તેમાંજ જાણી શકાય છે. આ ગુન્હા રજીસ્ટર માત્ર "કાગ્નીઝેબલ"—એટલે પોલીસ અખત્યારી ગુન્હાઓ બાબતનુંજ હોએ છે. એ રજીસ્ટરમાં કોઇ "નૉન કાગ્નીઝેબલ" ગુન્હો નોંધાયજ નહીં. આમ છે, તેથી તેને "**કાગ્નીઝેબલ ગુન્હાનું રજીસ્ટર**" કેહેવું વધારે બંધ બેસતું અને ઉચ્ચિત છે. જે ગુન્હાઓની ફરીઆદ પોલીસ પાસે ક્રી. પ્રો. કો. ક. ૧૫૪ મુજબ નોંધાય. છે, અને જે ઉપરથી પોલીસ પોતાનાજ અખત્યારથી—"સુઓ મોટુ"—તેવા કૉગ્નીઝેબલ કામમાં કાયદા મુજબ તપાસ ચલાવે છે, તે ગુન્હાઓ તેમાં નોંધાય. ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ પોતે પણ તાલુકાવાર આવું રજીસ્ટર રાખે છે.

જે કૉગ્નીઝેબલ ગુન્હાઓની હકીકત માજીસ્ટ્રેટ પાસે પરભારી જાએ, ને ત્યાંથી કાયદેસર તપાસ માટે પોલીસ પાસે આવે, તેવા ગુન્હાઓ, એજ રજીસ્ટરમાં બીજા ભાગમાં દાખલ કરવામાં આવે, તેમ હુકમ છે. અને માજીસ્ટ્રેટ તરફથી તપાસ માટે તે આવેલા, એમ સમજવા સારૂ સંજ્ઞા માટે $\frac{\text{એમ}}{૧}$, $\frac{\text{એમ}}{૨}$, $\frac{\text{એમ}}{૩}$, એ રીતે તેના નંબરના કોષ્ટકમાં લખવું.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે, "નૉન કાગ્નીઝેબલ" ગુન્હાની ફરીઆદ આ ગુન્હા રજીસ્ટરે દાખલ થઇ શકતી નથી. તેને માટે જુદુંજ રજીસ્ટર યા બુક છે. કલમ ૧૫૫ (ક્રી. પ્રો. કોડ) પ્રમાણે આવેલી ફરીઆદ તેમાં દાખલ થાએ છે.

**ગુન્હા રજીસ્ટરનો મુકાબલો કરવાની રીત:**—આ કૉગ્નીઝેબલ ગુન્હા રજીસ્ટરનો મુકાબલો કરતી વખતે પાસે હાજર રાખવાની ચોપડાઓ તથા કાગળો આ છે:—કલમ ૧૫૪ પ્રમાણેની ફરીઆદ બુક (ફૉર્મ નં. ૧૪); ગુન્હા રજીસ્ટર; કેસ ડાએરી; કેદી પકડયાના કલમ ૬૨ પ્રમાણેના રીપોર્ટનું રજીસ્ટર; મુદ્દામાલનું રજીસ્ટર; આ

શિવાય કેટલાક તુમારો ને ચોકશીના કાગળોની જરૂર પડે છે; અને તે કયા કયા, તે બાબત આપણે આ તપાસણીની તપસીલ આપતાં બોલીશું. ગુન્હા રજીસ્ટર તથા બીજી બુકો જ્યાં સીક્કા તથા સહીની જરૂર છે, ત્યાં બરાબર છે કે કેમ તે તપાસવું. અનુક્રમ નંબર લખ્યા; પછી કોષ્ટક ૨ થી ૭ એ ફરીઆદ ફૉર્મ નં. ૧૪ માંથી લખાએ છે, તેથી તે મુકાબલ કરતાં મળતાં આવે; પછી કલમ ૬૨ ઉપરથી ૮ ભરવું. જામીન ઉપર યા કેદમાં જેમ હોય તેમ બતાવવું, તે હીંયાં; અને ૨૪ કલાકથી જાદે અટકમાં રાખવા મંજુરી મળી હોએ, તો તેવો શેરો ત્યાં લખાએ; કોષ્ટક ૯થી૧૨ હકીકત ઉપરથી લખાય; કોષ્ટક ૧૩ માં કમીટ કર્યો તો કયાં અને કયારે, —યા કલમ ૧૭૩ પ્રમાણે રીપોર્ટ કર્યો હોએ તો તે સારૂ તે રીપોર્ટ કઢાવી મુકાબલો કરવો; ચૌદ દિવસ પછીની તપાસ સારૂ વખતો વખત પોલીસ હજુરથી મંજુરી મળી હોએ, તે દેખાડી છે કે કેમ, તેની હીંયાંજ ખાતરી કરવી. કોષ્ટક ૧૪, ૧૫ લાલ શાહીથી આખર નિકાલની બાબતમાં—કલાસ વારી, સમરી હુકમ, શું શિક્ષા, —યા છોડી મુકયો હોએ તો તે,—તથા કમી કરવા હુકમ થયો હોએ તો—કમી—વર્ગ ક—વિગેરે જેમ હોએ તેમ લખાએ છે. શિક્ષા થઇ હોએ તો તોહોમતદારોની સંખ્યા વિગેરે લખાએ. જો પડત ગુન્હામાં રાખવા હુકમ થયો હશે તો તેમ લખાએ. આ સારૂ મુકાબલામાં ઉપર કહેલા કાગળો, કેસ ડાએરીઓ વિગેરે ઉપરાંત, ફાઇનલ રીપોર્ટો, સમરી હુકમો વિગેરે, તથા પોલીસ હજુર ઑફીસથી કેસની તપાસ બાબતમાં જે મંજુરી વખતોવખત મેળવી હોય,—તે વિગેરેનો મુકાબલો થાય. મુદ્દામાલ જે કેસમાં આવેલો હોએ, તે મુદ્દામાલ રજીસ્ટરમાં ચઢેલો છે કે કેમ, તથા માજીસ્ટ્રેટને ત્યાં મોકલ્યો હોએ, ત્યાં તેવા શેરાઓ થઇ તારીખ સાથે અમલદારની સહી થઇ છે કે કેમ તેની ખાતરી કરવી જોઇએ.

આ શિવાય સ્ટૉક એકાઉન્ટ બુકો પદ્ધતિસર રાખેલી છે કે કેમ, તે જોઈ "ડેડસ્ટૉક" તપાસવો. રોજમેળ, વાઉચરો, બીલો મેળવીને તસલમાત સિલક તપાસવી. ઝેરના પડીકાંનો રોજમેળ જોઇ, પડીકાંની સિલક મેળવવી. સ્ટેશન ડાએરી બુક કાળજીથી તપાસવી. આવકજાવક બુકો,—

'એ' તથા 'બી'નાં પત્રકો વિગેરે જોવાં. કંટીજંટ ખરચ વિગેરેનાં હિસાબ રીતસર છે કે કેમ, તે જોવાં. ગોળી બહાર પત્રકો તથા મુદતી પત્રકોની ફ્રાઇલો તપાસવી. કેદી ભથાંના હિસાબ વિગેરે બરાબર તપાસવા. આ પ્રમાણે દફતરો ઘણુંજ કાળજીથી તપાસવાં. આ માત્ર બહુજ ટુંકમાં સમજુત એક ધોરણ દેખાડવાના હેતુથી આપી છે.

**"આઉટ પોસ્ટ"માં,**—"પેટ્રોલ" બુકો તપાસવી. પોલીસ પટેલની બુકો મંગાવીને, તે "બીટ"—હદની પેટ્રોલ બુક, તથા પટેલની સહી, તથા કાન્સ્ટેબલ જે પેટ્રોલ કરનાર હોએ, તેની સહીની તારીખો મેળવવી. ઝેરનાં પડીકાંનો હીસાબ તથા પડીકાં કવચીત સીલકે હશે, તો તે રૂબરૂ જોવાં. ફરીઆદબુક જોવી. પેટ્રોલ—એટલે ફેરણી બુકોમાં પોલીસ કાન્સ્ટેબલે શું શું કામગીરી બતાવી છે, તે જોઈ, સામાન્ય ચાલુ લખાણ માત્ર લખીને ચોપડી ભરતો જણાય તો, તે વિશે તેને ખુલાસા પુછી તેને યોગ્ય સમજુત હવે પછીને સારૂ આપવી. આ ફેરણી બુકોને વિશે એમ સમજવું કે "આઉટ પોસ્ટ"માં નોકરી કરનારની કામગીરી તથા કરેલી નોકરી તથા હાજરી બાબતની, એક જાતની ડાએરીજ છે. કાન્સ્ટેબલોનું કાયદાનું જ્ઞાન કેવું છે, તે તપાસવું; તે સારૂ સવાલો પુછવા.

---

# પ્રકરણ ૧૩મું.

## પરચુરણ આકટોના બાબતમાં.

### રેલવે આકટ. સને ૧૮૯૦નો ૯મો.

**વાખ્યા.—"રેલવે"**—આ સંજ્ઞામાં ઉતારૂ અથવા માલ સાર્વજનિક રીતે લઇ જવાની રેલવે અથવા રેલવેનો કોઈ પણ ભાગ એવો સમજવો. અને તેમાં રેલવેને લગતી જમીનની હદ બતાવનારી વાડ માંહેની અથવા બીજી હદ નિશાનમાંની સઘળી જમીન, રેલવેના કારણ સારૂ બાંધેલાં સઘળાં સ્ટેશનો, વખારો, કારખાનાં, આફીસો રેલવે ટ્રાફીકના કારણ સારૂ જળાશય ઉપર વપરાતી તરો, વાહાણ, મછવા, ત્રાપા જે જે રેલવેનો વહીવટ ચલાવનારના તાબામાં હોય, તેનો સમાસ થાએ છે.

**રેલવેનો નોકર.**—એ સંજ્ઞામાં રેલવેનું કામ કરવાના સંબંધમાં રેલવે આડમીનિસ્ટ્રેશને' ચાકરીમાં રાખેલો કોઇ પણ માણસનો સમાસ થાએ છે.

**કલમ ૯ પ્રમાણે સત્તા**—અકસ્માત થયા પછી મરામત કરવા સારૂ વગેરે કામ સારૂ રેલવે પાસેની કોઈ પણ જમીન ઉપર થોડા વખત માટે પ્રવેશ કરવાની સત્તા છે.

**રેલવે ઉપર અકસ્માત બાબત રીપોર્ટ વિષેમાં.**—નીચે પ્રમાણે અકસ્માતો થાએ, એટલે.—

(અ) જે અકસ્માતથી માણસના જીવની હાની થઈ હશે અથવા ઇંડિયન પીનલકોડમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે મહાવ્યથા થઇ હશે, અથવા ભારે નુકસાન થયું હશે તેવા અકસ્માત;

(બ) જે ટ્રેનો પૈકી એક ઉતારૂની ટ્રેન હોય એવી ટ્રેનોનું સામસામું અથડાવું તે;

(ક) ઉતારૂ લઈ જનારી ટ્રેનોનું અથવા તેના કોઇ પણ ભાગનું રેલ ઉપરથી નીચે ઉતરી આવવું તે;

(ડ) જે જાતના અકસ્માતથી હંમેશાં માણસના જીવની હાની થતી હોય અથવા ઉપર કહેલા પ્રકારની મહાવ્યથા થતી હોએ, અથવા માલને ભારે નુકસાન થતું હોય, એવો અકસ્માત;

(ઈ) ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલ આ અર્થે ઇંડીઆ ગેઝીટમાં જાહેર ખબર છપાવી પ્રસિદ્ધ કરે તેવા બીજા કોઇ પ્રકારનો કોઈ પણ અકસ્માત.

ત્યારે રેલવે એડમીનીસ્ટ્રેશને નકામી ઢીલ ન કરતાં, તે અકસ્માત બાબતની નોટીસ સ્થાનિક સરકારને, તથા તે રેલવે સારૂ નિમાયલા ઇન્સ્પેકટરને મોકલવી જોઇએ; અને જ્યાં અકસ્માત બન્યો હશે, ત્યાંથી છેક નજીક હશે, તે સ્ટેશન માસ્તરે, અથવા તે ભાગ, જે રેલવેના નોકરને સ્વાધીન હશે તેણે, જે જીલ્લામાં તે અકસ્માત હોએ તે જીલ્લાના માજીસ્ટ્રેટને, તથા જે પોલીસ થાણાની હદમાં બનાવ બન્યો, તેને, અથવા સરકાર ખાસ કરી નિમે, તે અમલદારને, એવી નોટીસ નકામી ઢીલ ન કરતાં આપવી જોઇએ. (કલમ ૮૩)

**નોટ.**—આ નોટીસના નમુના બાબતમાં, તથા તેમાં શી શી હકીકત બતાવવી, તે બાબતમાં,—કેવા અકસ્માતની તાબડતોબ ખબર તારથી આપવી તે બાબતમાં,—અને તે વખતે રેલવેના નોકરો, ઈન્સ્પેકટરો, ને માજીસ્ટ્રેટની શી ફરજો છે, તે ઠરાવવા કલમ ૮૪ પ્રમાણે ગવર્નર-જનરલ-ઈન-કૉન્સિલને સત્તા છે.

પત્રક મોકલવા બાબતમાં,—વડી સરકાર ઠરાવે તે નમુના પ્રમાણે અને તે મુદતોએ, પોતાની રેલવે ઉપર બનેલા અકસ્માતનું પત્રક, પછી તેથી માણસના શરીરને ઇજા થઈ હોએ યા નહીં હોએ, તોપણ મોકલવું પડશે. (કલમ ૮૪, ૮૫).

આ અકસ્માતમાં ઇજા થએલા કોઇ શખસે કાંઈ ઈજા બાબત નુકસાનીનો દાવો કર્યો હોએ, ત્યારે તેની વૈધકી તપાસ કરવાનો હુકમ કરવા બાબતમાં, અને કોને આવો અધિકાર છે, તે બાબતમાં કલમ ૮૯ જોવી.

## રેલ્વેના નોકરોએ કરેલા ગુન્હાઓ.

**કલમ.** **બાબત.**

૧૦૦. છાકટાપણું. રેલ્વેનો નોકર કામ ઉપર કેફી અવસ્થામાં હોએ, તો તેને પચાસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે; અને કોઇ કબી એવે પ્રસંગે કામ અયોગ્ય રીતે કર્યાને લીધે રેલ્વે ઉપરના અથવા તે ઉપર મુસાફરી કરનારા કોઇ શખસની સલામતીને જોખમ પોહોંચવા સંભવ હોએ, તે પ્રસંગે એક વર્ષની મુદત સુધીની કેદ, અથવા દંડ, અથવા બેહુની શિક્ષાને પાત્ર થશે.

૧૦૧. રેલ્વે આકટને અનુસરીને પ્રસિદ્ધ અને જાહેર કરેલી સામાન્ય કાનુન માન્ય ન કરીને, અથવા આવી કાનુનને અનુસરતી બીજી કાનુનોની તેને નોટીસ મળી હશે, તે પ્રમાણે કરવા બંધાયલો ચાકરીની શરતથી છતાં, હુકમ નહીં માન્ય કરીને,—અથવા કાંઇ પણ અવિચારનું અથવા ગફલતનું કામ અથવા કસુર કરીને,—કોઈ પણ માણસની સલામતી જોખમમાં નાંખશે, તો તેને બે વર્ષની મુદત સુધીની કેદ, અથવા પાંચસેં રૂપીઆ સુધી દંડ, અથવા એ બંનેની શિક્ષા થશે.

૧૦૨. ગાડીમાં રૂલમાં ઠરાવ્યા મુજબ પૂરેપૂરા ઉતારૂઓ હોવા છતાં,— કોઇ રેલ્વે નોકર તે ઉપરાંત ઉતારૂઓને તે ખાનામાં જોરજુલમથી દાખલ કરશે, કોશિસ કરશે, યા દાખલ કરાવશે, તેને વીસ રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે.

૧૦૩. સ્ટેશન માસ્તર અથવા રૂલ પ્રમાણેનો કોઇ રેલ્વે નોકર અકસ્માતની નોટીસ નહીં આપે તો, પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૦૪. "રોલીંગ સ્ટૉક" સાર્વજનિક રસ્તાની સપાટી ઉપર ઉભું રહેવા દઈ, યા "લેવલ ક્રૉસીંગ" બંધ કરીને લોકોને ત્યાંથી જવા આવવા દેશે નહીં, તેને વીસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૦૫. ખોટાં પત્રકો (આ આકટ પ્રમાણેના) જાણી જોઈ સહી કરી મોકલે, તો તેને પાંચસેં રૂપીઆ સુધી દંડની અથવા એક વર્ષ સુધી કેદ, યા બેહુની શિક્ષા થશે.

બીજા ગુન્હાઓ, પોલીસને જાણવાજોગ.—નીચે પ્રમાણે છે:—

કલમ. બાબત.

૧૦૬. માલની ખોટી તપસીલ મુદ્દાની બાબતમાં આપે તો તેવી ખોટી તપસીલ આપનારને, અને તે માલના ધણીને દરેક મણ બદલ યા તેના ભાગ બદલ દસ રૂપીઆ સુધી દંડ થશે, અને તે ઉપરાંત જે ચાર્જ (દર) આપવા તે પાત્ર હશે, તે પણ.

૧૦૭ રેલ્વે ઉપર ભયકારક કે દુ:ખકારક માલ ગેરકાયદે આણે, તો તેને પાંચસેં રૂપીઆ સુધી દંડ થશે.

૧૦૮. ટ્રેનમાં નિવેદન કરવાનાં સાધનોને નકામી છેડ કરે તો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૦૯. કોઈ "રીઝર્વ" ખાનામાં પેસવું, પુરૂં ભરાયલું ખાનામાં પેસવું,—અને કોઇ 'રીઝર્વ' ન હોએ. યા પુરૂં રૂલ મુજબ ભરાયું ન હોએ, તેવા ખાનામાં પેસતાં કોઇને અટકાવવું,—એમ કરે તેને, વીસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૦. બીડી તંબાકુ પીવા સારૂ ખાસ રાખેલાં ખાનાં શિવાય, બીજા કોઇ ખાનામાં બીજા ઉતારૂઓ હોય તો તેની સંમત્તિ વગર બીડી, યા તંબાકુ પીએ, તેને વીસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૧. સાર્વજનિક નોટીસો બગાડે તેને, યા ઇરાદાપૂર્વક ભુસી નાંખે, યા બદલે, તેને પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૨. રેલ્વેને છેતરવાના ઇરાદાથી યોગ્ય પાસ અથવા ટીકીટ વગર અથવા વાપરેલી ટીકીટથી દગલબાજીથી કોઇ મુસાફરી કરે, અથવા તેવી કોશિસ કરે, તેને મુસાફરીના એક વારના ભાડા ઉપરાંત, સો રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૩. પાસ અથવા ટીકીટ શિવાય, અથવા અપૂર્ણ પાસ અથવા ટીકીટ છે, અથવા જેટલા અંતર સુધી જવાનો અધિકાર હોય, તે કરતાં આગળ મુસાફરી કોઇ કરે, તો તેને, અથવા ટીકીટ લીધી હોએ, તેથી ઉપલી કલાસમાં મુસાફરી કરી હોએ તો,—તે બાબત તેની જવાબદારી વિશે કલમ ૧૧૩ જોવી.

૧૧૪. રીટર્ન ટીકીટનું અડધીયું બીજાને આપશે, વેચશે, યા કોશીશ કરશે, ને બીજો કોઇ તે લેશે, તેને રૂપીઆ પચાસ સુધી દંડ; વળી,—તેનું અડધીઉં વેચાણ લેનાર તે વડે પ્રવાસ કરે યા કોશીશ કરે તો,—એકવારનું ભાડું લેવામાં આવશે.

૧૧૬. પાસ અથવા ટીકીટમાં જાણીબુજી ફેરફાર કરે યા વિરૂપ કરે,તેને— પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૭. સંસર્ગીક યા ચેપી રોગ વાળો માણસ રેલ્વે ઉપર પ્રવેશ કરે યા તેમાં મુસાફરી કરે, તેને વીસ રૂપીઆ સુધી દંડ,ને ભાડું આપેલું ખોટું થશે, ને રેલ્વેનો કોઇ નોકર તેને રેલ્વે ઉપરથી કાહાડી મુકી શકશે.

૧૧૮. ચાલતી ગાડીમાં પેસવું, ઉતરવું, અથવા તેવી કોશિસ કરવી,નિમેલી શિવાય બીજી રીતે ઉતરવું, ચાલતી ગાડીએ બારણું ઉઘાડવું-વગેરે બાબતમાં તેમ કરનારને વીસ રૂપીઆ સુધી દંડ થશે રેલ્વે નોકરે મનાઇ કર્યા છતાં, ગાડીના છાપરાં, પગથીયાં, અને પગ મુકવાનાં પાટીયાં, યા એનજીન ઉપર, યા ઉતારૂ સારૂ નહીં યોજેલી રીતે મુસાફરી હઠથી કરે, તેને પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૯. સ્ત્રીઓ સારૂ જુદી રાખેલી ગાડીમાં ઓરડીમાં કે બીજી જગામાં, એવી ખબર છતાં, કાયદેસર કારણ વગર પેસે અથવા મનાઇ કર્યા છતાં માંહે રહે, તો તેવા શખ્સને સો રૂપીઆ સુધી દંડ; વળી ભાડું ખોટું થશે, ને બહાર કાહાડી મુકવામાં આવશે.

૧૨૦. રેલ્વે ઉપર અગર ગાડીમાં કોઇ માણસ કેફી અવસ્થામાં હોએ,— કાંઈ અપકારક કૃત્ય કરે,—કાંઇ નિર્લજપણાનું કૃત્ય કરે,—યા,— બિભત્સ બોલે, યા, ગાળો દે,—અથવા ઈરાદાપૂર્વક કોઇ ઉતારૂના સુખમાં હરકત કરે, અથવા દીવો હોલવે, તેને પચાસ રૂપીઆ સુધી દંડ, ઉપરાંત ભાડું ખોટું થશે, ને કોઇ રેલ્વે નોકર તેને બહાર કાહાડી મુકશે.

૧૨૧. રેલ્વેના નોકરોને તેના કામમાં જાણીજોઇને હરકત કરે અથવા અટકાવે, તેને, સો રૂપીઆ સુધી દંડ થશે.

૧૨૨. રેલવે ઉપર ગેરકાયદે પ્રવેશ બદલ વીસ રૂપીઆ સુધી દંડ થશે. તેને બહાર કાહાડી મુકવામાં આવશે. જવાની ના કહે તો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૨૪. દરવાજા ઉઘાડવા યા બંધ કરવા બાબત, એનજીન આવે છે તેમ જાણવા છતાં દરવાજો ઉઘાડે, જગા ઓળંગી જાએ, દરવાનની ગેરહાજરીમાં દરવાજો ઉઘાડી વાહન વગેરે ત્યાંથી લઇ જાએ ને તુરત દરવાજો બંધ ન કરે, તેને પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૨૫ યોગ્ય વાડ છતાં ઢોરો અતિક્રમણ કરશે, તે બાબત છે. કલમ જુઓ.

૧૨૬. રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરનાર અથવા તે ઉપર હોય, એવા કોઇ

માણુસની સલામતીને જોખમમાં નાખવાના ઈરાદાથી અથવા જોખમ પહોંચવ નો સંભવ છે એમ જાણીને કાંઈ ગેરકાયદે નીચે પ્રમાણે કરે, તેને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થશે:—

(अ).–કાંઇ લાકડું, પથર, અથવા બીજી વસ્તુ, અથવા પદાર્થ, તે રેલ્વે ઉપર અથવા વચ્ચે મુકશે, યા ફેંકશે,–

(ब)–રેલ સ્લીપર, અથવા બીજી વસ્તુ યા પદાર્થ કાઈ રેલ્વેની માલકીની ઉપાડી લેશે, કાઢી નાંખશે, ઢીલો કરશે, ખસેડશે,–

(क).–કોઇ પણ રેલ્વેના હરકોઇ સાંધા અથવા બીજાં યંત્ર ફેરવશે, ચલાવશે, ઉઘાડશે, અથવા વાળશે,–

(ड).–કોઇ પણ રેલ્વે ઉપર, યા નજીક હરકોઇ સીગ્નલ અથવા દીવો કરશે, અથવા બતાવશે, અથવા સંતાડે અથવા કહાડી નાંખે,–

(इ)–અથવા રેલ્વે સંબંધી બીજાું કાંઇ કૃત્ય અથવા ચીજ કરશે, કરાવશે, અથવા કરવાની કોશિસ કરશે,–

---

૧૨૭. રેલ્વેમાં મુસાફરી કરનાર માણસોને, તેની સલામતી જોખમમાં નાંખવાના ઈરાદાથી અથવા તેવો સંભવ છે એમ જાણીને, કાંઇ લાકડું, પથર અથવા બીજી કાંઇ વસ્તુ યા પદાર્થ ગેરકાયદેસર રીતે ગાડી તરફ, યા સામા નાંખશે, પડાવશે, અથડાવશે તેને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થશે.

૧૨૮. જાણીજોઇ ગેરકાયદે કૃત્ય કરી,–કસુર યા ગફલત કરી, રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરનાર યા રેલ્વે ઉપર કાઇ માણસની સલામતી જોખમમાં નાંખશે, યા નંખાવશે, અથવા "રોલીંગ સ્ટૉક" ને કરશે, યા કરાવશે, યા કોશિસ કરશે, તેને બે વર્ષ સુધીની મુદતની કેદ થશે.

૧૨૯. અવિચાર અથવા ગફલતનુ કાંઈ કૃત્ય કરીને, ઉપર મુજબ કરશે, તેને એક વર્ષની મુદત સુધી કેદની, અથવા દંડની, અથવા બંને શિક્ષા થશે.



**સ.—રેલવે મુસાફરી કરનારની સલામતીને જોખમમાં નાંખનાર ઉપલી ચાર કલમો પૈકીનું એટલે ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯ મુજબનું કાંઇ કૃત્ય, કોઇ બાર વરસની અંદરનો સગીર કરે, તો તે બાબતમાં શું કાયદો છે?**

જ.—આ વિશે ઇન્ડિઅન પીનલકોડમાં કલમ ૮૨ તથા ૮૩ માં ગમે તેવું લખ્યું હોએ, તોપણ, તેવાં કૃત્ય રેલ્વેના સંબંધમાં ગુન્હા છે, એમ સમજવું. ને કોર્ટને ગુન્હો સાબીત લાગે તો ફટકા મારવાનો હુકમ કરી શકે છે; અથવા કોર્ટ ઠરાવે, તે મુદતમાં તે સગીર, સદરહુ કૃત્ય અથવા કસુર યા તકસીર ફરીથી નહીં કરે, એવો મુચરકો કોર્ટ ફરમાવે તેટલી ગુન્હેગારીની રકમનો, તે સગીરનો બાપ અગર પાલન કરનાર લખી આપે, એમ હુકમ કરવા કોર્ટ મુખત્યાર છે. (કલમ ૧૩૦ પેટા કલમ ૧).

---

## કામ ચલાવવાની રીત વિષે.

**સ.—રેલવે આકટ પ્રમાણેના કયા કયા ગુન્હા સારૂ, પોલીસ વગર વારંટે પકડી શકે છે?**

જ.—કલમો ૧૦૦, ૧૦૧, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯ તથા ૧૩૦ની પેટા કલમ (૧) જે ઉપલા પ્રશ્નમાં બતાવેલી છે, એટલી કલમો પ્રમાણેના ગુન્હામાં પોલીસ વગર વારંટે પકડી શકે છે, અથવા બીજા લેખી હુકમ વગર પકડી શકે છે. રેલ્વેનો કોઈ પણ નોકર પણ પકડી શકે છે. તેમજ મદદ કરવા અગર પોલીસ અમલદાર યા નોકરે કોઇ બીજા માણસને બોલાવ્યો હશે, તો પકડવાનો અધિકાર તેને પણ છે.

પછી પકડેલા શખસનો ઇન્સાફ, યા તે સારૂ કમીટ કરવા, જે માજીસ્ટ્રેટને સત્તા હોએ, તેની પાસે બનતી તાકીદે તેને લઈ જવો. (૧૩૧ રકમ ૧).

**વળી,—ઉપર બતાવેલી કલમો શિવાયના કોઈ ગુન્હા બાબતમાં,**—અથવા કલમ ૧૧૩ મુજબ જાસ્તી હાંસલ તથા બીજી રકમ આપવાની ના પાડે યા ચુકે તે બાબતમાં,—અગર એવો કોઇ શખસ નાશી જશે એમ માનવાનું કારણ હોએ, અથવા તેનું નામ તથા

ઠેકાણું ખબર નહિં હોએ, અને તેવા શખસને પુછતાં તે નામ ઠેકાણું આપવાની ના કહે,—યા બતાવેલું નામ, ઠેકાણું, ખોટું છે એમ માનવાનું કારણ હોય તો,—રેલ્વેના કોઇ પણ નોકરો, યા પોલીસ અમલદારને,—યા મદદ કરવા તેઉએ કોઇને બોલાવ્યો હોય, તેને,—વારંટ યા બીજે કોઈ લેખી હુકમ—તે ગુન્હેગારને પકડવા અખ્ત્યાર છે (૧૩૨ રકમ ૧).

(૨), (૩). પકડેલો શખસ હુકમ થાએ ત્યારે માજીસ્ટ્રેટ રૂબરૂ હાજર થવા બદલ જામીન આપે એટલે,—અથવા તેનું ખરૂં નામ તથા ઠેકાણું જણાયું હોય તો, એ પ્રમાણે હાજર થવાનો જામીન શિવાય મુચરકો લખી આપે, એટલે તેને છોડી દેવો. ( ૧૩૨. રકમ ૨ ). તેમ ન થાએ તો એવા માજીસ્ટ્રેટ પાસે બનતી તાકીદે લઈ જવો. (૧૩૨. રકમ ૩).

**સ —આ આક્ટ મુજબ ક્યા માજીસ્ટ્રેટોને હકુમત છે?**

**જ.**—પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તથા જેનો બીજા વર્ગના માજીસ્ટ્રેટથી ઓછો અધિકાર ન હોય, તેણે આવા ગુન્હાનો ઇનિસાફ કરવો. (કલમ ૧૩૩).

**ઇનસાફ કરવાની જગા બાબતમાં,**—આ આક્ટ મુજબનો ગુન્હેગાર શખસ તે જે હદમાં હશે, તે જગોએ, અથવા સ્થાનિક સરકાર આ બાબતમાં જે જગા વિશે જાહેરનામું પ્રસિધ્ધ કરશે, તે જગાએ, અથવા વિદ્યમાન કાળે જે કોઈ પણ કાયદો અમલમાં હશે, ને તેનો ઇનિસાફ જે બીજી જગાએ કરી શકાય તેમ ઠર્યું હોએ, તે જગામાં,—યા તે બીજી જગામાં,—આવા ગુન્હેગારોનો ઇનસાફ થઈ શકે છે. (કલમ૧૩૪. રકમ ૧).

**સરકારી નોકર.**—ઇન્ડિયન પિનલ કોડ, બાબતના કારણ સારૂ રેલવેનો પ્રત્યેક નોકર સરકારી નોકર છે, એમ સમજવું. ( કલમ ૧૩૭. રકમ ૧ લી ).

**રેલ્વેના નોકરે અટકાવી રાખેલો રેલ્વેનો સામાન.**—આવો નોકર બરતરફ, સસપેંડ, અગર મરી જાએ, નાસી જાએ, અથવા પોતાની મેળે ગેરહાજર થાએ, તે વખતે સદરહુ નોકરના તાબામાં હોએ એવું સ્ટેશન, ઘર, આફીસ, ચોપડી, કાગળીઆંઓ તથા બીજા પદાર્થો, તેને લખીત નોટીસ રેલ્વે તરફથી મળ્યા પછી સોંપી દેવામાં, તે નોકર, યા

તેની સ્ત્રી, વિધવા, તથા તેના કુટુંબ યા વારસ પૈકી કોઈના પાડશે અથવા ગફલત કરશે, તો—રેલ્વેની અરજ ઉપરથી કોઇ પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ એવો હુકમ કરેથી,—અમુક પોલીસ અમલદાર યોગ્ય મદદ સહીત તે ઇમારતમાં પ્રવેશ કરે, કોઇ માંહે હોએ તેને બહાર કાઢે, ઇમારત, કાગળો, ચોપડીઓ વિગેરે તમામ ચીજનો કબજો લે, ને રેલ્વે એડમીનીસ્ટ્રેશન કહે, તેને સ્વાધીન કરી શકે છે. (કલમ ૧૩૮).

**રેલ્વે પોલીસ અમલદારની સામાન્ય ફરજ.**– પોલીસ અમલદાર તરીકેની પોતાની કાયદાસર ફરજ તો છેજ. તે શિવાય,—રેલ્વે ઉપર આવતા, ઉતરતા, જતા ઉતારૂઓ તથા તમાશગીરો ઉપર, તથા તેની હિલચાલ, કૃતિ, વર્તણુંક ઉપર નજર રાખી, કોઇ વહેમ પડતો, યા શક પડતું કોઈ હોય, ત્યારે યોગ્ય પુછપાછ કરવી. ને ગુન્હા ન બને તે સારૂ, તેમજ ગુન્હેગારો ગુન્હો કરી, યા ચોરાએલો માલ લઈ નાશી નહીં જાએ તેવી બાબતમાં ઘટતી તજવીજ રાખવી.

**રેલ્વે તથા જીલ્લા પોલીસની હકુમત બાબતમાં રૂલો.**

રેલ્વે પોલીસ યા જીલ્લા પોલીસ તથા મુંબઇની શેહેર પોલીસની હકુમત બાબત, અને તેઓએ સાથે મળીને વધારે સંગીન પ્રકારનું કામ કરવા બાબતમાં મુંબઈ સરકારે નંબર—૬૨૭૪ તા. ૮ નવેમ્બર ૧૯૦૯ નો હુકમ કાહાડી કેટલીક રૂલો કરી છે, તેની સંક્ષેપ્ત મતલબ નીચે મુજબ છે.—

૧. રેલ્વેની ઉપર તથા નીચે જે રસ્તો હોય, તે ઘણી વખતે રેલ્વેની મિલકત હોતી નથી. તેમ હોએ તો, તેના સંબંધની ફરજ સાધારણ રીતે જીલ્લા પોલીસે બજાવવાની હોએ છે.

૨. જે બાબતોમાં જીલ્લા પોલીસની મદદની જરૂર જણાય તે બાબતોમાં, રેલ્વે પોલીસ થાણા અમલદારે સંબંધ રાખનાર જીલ્લા પોલીસ થાણા ઉપર ખબરની એક નકલ મોકલી મદદ માંગવી, અને તેણે તે પ્રમાણે મદદ આપવા જવું આ બાબતની નોંધ બેહુ અમલદારોએ, ને લીધેલાં પગલાં વિગેરે, બાબત પોતાની સ્ટેશન ડાએરીમાં લખવી.

3 સ્ટેશન યાર્ડની બહાર થએલા ગુન્હાઓ જીલ્લા પોલીસે નોંધી લેવા.

૪. ચાલતી ગાડીમાં માણસની જાત કે મિલકત વિરૂદ્ધ કાગ્નીઝેબલ ગુન્હાની બાબતોમાં રીપોર્ટ પ્રથમ રેલ્વે પોલીસ થાણા ઉપર કરવામાં આવ્યો હોએ તે બાબતમાં ત્યાં એકદમ નોંધ થવી જોઇએ, અને જીલ્લા પોલીસ થાણાને નકલ મોકલી ખબર આપવી.

૫. હદની તકરાર હોએ, યા તે વિશે શક પડતું હોએ, ત્યારે આ બુકને પાને ૭૮માં ઉપર બતાવ્યા પ્રમાણે અમલ બેહુ પોલીસે કરવો.

૬. વારંવાર ચોરી જ્યાં થતી જણાય અથવા ધંધો કરનાર ટોળીનું તેવું પરાક્રમ જણાય ત્યારે રેલ્વે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે જાતે ત્યાં જઇ તપાસ કરવી. અને માલ જીલ્લામાંજ વગે થાએ છે, તેથી ત્યાંની પોલીસની મદદ લેઇ, કામ કરવું.

૭. રેલ્વે પોલીસની હકુમતની અંદર બનેલા મુકરદમાઓ જેમાં મિલકત, યા ચોર, જીલ્લા પોલીસે પકડયા હોએ, તો તે રેલ્વે પોલીસને સોંપી દેવા. તેજ પ્રમાણે જીલ્લામાં બનેલા ગુન્હાઓ રેલ્વે પોલીસે પકડયા હોએ,, તો જીલ્લા પોલીસને સોંપી દેવા.

૮. રેલ્વે પોલીસ કાન્સ્ટેબલ યા તેથી ચહડતા દરજાનો લખી વાંચી જાણે તેવો અમલદાર ઉતારૂઓની ટ્રેન (લોકલ ટ્રેન શિવાએ)માં દેખરેખ રાખવા મોકલવો. કાગ્નીઝેબલ ગુન્હાઓ સંબંધી બદમાશો ને શક પડતા માણસોની હીલચાલ સંબંધી વગેરે ખબરો પેટ્રોલ બુકમાં તેણે નોંધવી.

૯. બદમાશ વીગેરેની ખાસ માહીતી ધરાવનાર કાન્સ્ટેબલોને જીલ્લા પોલીસ અમલદારે પોતાની હદમાંના નજીક રેલ્વે સ્ટેશન ઉપર નિગેહબાની રાખવા મોકલવા તેઓની ફરજ એ છે કે,—ઉતારૂઓની ટ્રેનોની આવજા વખતે સ્ટેશને હાજર રેહેવું; ઉતારૂઓ ઉપર નજર રાખવી. જાણીતા બદમાશની ખબર રેલ્વે પોલીસને આપવી. મુસાફરી કરનાર કાન્સ્ટેબલને વિગતથી ખબર આપવી. તેણે તે ખબર પેટ્રોલ બુકમાં નોંધવી આગળ સ્ટેશને ખબર આપવી. શક પડતા માણસો જ્યાં ઉતરે ત્યાંની રેલ્વે તથા જીલ્લા પોલીસને ખબર પડે તેવા ઉપાયો લેવા. ડીસ્ટ્રીકટ પોલીસ, જે રેલ્વે સ્ટેશને જાએ, તેણે સાદાં કપડાં પેહેરવાં. કોઇ શકદારની ટોળી જીલ્લામાંથી વારંવાર રેલ્વે મારફતે જાએ આવે છે એમ ખબર યા શક હોએ, તો અરસપરસ જીલ્લા તથા રેલ્વે પોલીસે વાકેફ થવું, તથા કરવા—વગેરે.



## ગુન્હા કરનારી જાતો બાબતનો આક્ટ. સને ૧૯૧૧નો ૩જો.

આ આક્ટ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

**ગુન્હા કરનારી જાતોનું જાહેરનામું.**—જે ગુન્હાને માટે જામીન નહીં લઈ શકાએ, તેવા ગુન્હા પદ્ધતિપૂર્વક કરવાની, કોઇ પણ શખસોની જાત, ટોળી કે વર્ગને ટેવ છે, એવું માનવાને સ્થાનિક સરકારને સબબ

હોએ, ત્યારે તે સરકાર સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સદરહુ જાત, ટોળી અથવા વર્ગ, આ આકટના કારણ માટે ગુન્હા કરનારી જાત છે, એમ જાહેર કરવા મુખત્યાર છે. (કલમ ૩).

**ગુન્હા કરનાર જાતોના માણસોને નોંધવા વિષે.**—સ્થાનિક સરકાર, જીલ્લા માજીસ્ટ્રેટને, પોતાના જીલ્લામાં કોઇ પણ ગુન્હા કરનારી જાતના માણસોનું અથવા તેના કોઇ ભાગના માણસોનું એક રજીસ્ટર તૈયાર કરવાનો, અથવા કરાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે, (કલમ ૪). આ કારણ સારૂ આ પ્રકારનો હુકમ આવ્યા પછી, જીલ્લા માજીસ્ટ્રેટે રજીસ્ટર કરવાનું હોય તે જગાએ, તેમજ તે યોગ્ય ધારે, તે બીજી જગાએ ઠરાવેલી રીતે નોટીસ પ્રસિદ્ધ કરીને, જે ગુન્હા કરનારની જાતને યા ભાગને નોંધવાનો હુકમ થયો હોય તે જાતના તે ભાગના સઘળાને હુકમ કરી નિમેલા શખસ પાસે નિમેલે વખતે હાજર થવા,—રજીસ્ટર તૈયાર કરવા જરૂરી હોએ તેવી ખબર આપવા,—અને તેની આંગળીની છાપ રજીસ્ટરમાં લેવાનો હુકમ કરી શકે છે. મરજી આવે તેને નોંધવાનું માફ કોઇ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કરી શકે છે. (કલમ ૫).

આવું રજીસ્ટર તેણે તે જીલ્લાના પોલીસ સુપરીન્ટેન્ડેન્ટના તાબામાં રાખવું. તેના અભિપ્રાયોમાં કોઇને ઉમેરવો, યા કહાડી નાંખવો યોગ્ય લાગે, તે બાબતમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને રિપોર્ટ કરવો, પણ રજીસ્ટરમાં કાંઈ ફેરફાર તેના હુકમ વગર થઈ શકે નહીં. નામ રજીસ્ટરમાં દાખલ કરતાં પહેલાં તેવા શખસને ઉપર મુજબની નોટીસ આપવી. (કલમ ૬, ૭). એવી નોંધ વિરૂદ્ધ તેવા શખસને ફરીઆદ કરવી હોએ, તો જીલ્લા માજીસ્ટ્રેટને કરવી. અને તેનો હુકમ છેવટનો સમજવો. (કલમ ૮).

આંગળીની છાપ આવા નોંધાયલા માણસની લેવા હુકમ કરવા જીલ્લા માજીસ્ટ્રેટ અથવા તેણે અધિકાર આપેલો અમલદાર હમેશાં મુખત્યાર છે. (કલમ ૯).

સ્થાનિક સરકાર, ગેઝીટમાં જાહેરનામુ પ્રસિદ્ધ કરી એમ જાહેર કરી શકશે કે,—આવી ગુન્હા કરનારી જાતમાંના નોંધાયલા માણસે—નક્કી કરેલી મુદતે પોતા વિષે રિપોર્ટ કરવો, પોતાની રહેવાની જગો તથા તેમાં ફેરફાર, યા તેવો ઇરાદો, અને જવાનો ઇરાદો જાહેર કરવો,—(કલમ ૧૦).

ગુન્હા કરનારી જાતની હિલચાલ, જગા, રહેવાનો પ્રદેશ આંકી આપવો યોગ્ય લાગે ત્યારે સ્થાનિક સરકાર, સરકારી ગેઝીટમાં સદરહુ ગુન્હા કરનારી જાતને અમુક જગાએ જતી અટકાવવા અથવા અમુકજ જગ્યાએ રહેવાનું જાહેર કરી શકશે. વિશેષમાં કલમ ૧૩, ૧૪, ૧૫, જોવી.

**થાણા તથા શાળામાં મુકવા બાબતમાં,**—ગવર્નર-જનરલ ઇન કૌન્સિલ અથવા સ્થાનિક સરકાર ઔદ્યોગિક, ખેતીવાડી સંબંધી, અથવા સન્માર્ગ પ્રવર્ત્તક થાણાં સ્થાપવાને, અને તેમાં જે ગુન્હા કરનારી જાતના અને તેનાં કોઇ ભાગના સંબંધમાં મુકવા હુકમ કરી શકે છે. તેમજ,—સ્થાનિક સરકાર, છોકરાં માટે એવી સંસ્થા સ્થાપે, યા હોએ ત્યાં આવા ગુન્હા કરનારી જાતના માણસોના છોકરાંઓને તેમના માબાપ અથવા વાલીઓથી છુટા પાડીને અથવા તેમની પાસેથી ખસેડીને સદરહુ શાળામાં મુકવાને મુખત્યાર છે. (કલમ ૧૬, ૧૩).

છોકરાં,—એ સંજ્ઞામાં, આ કારણ સારૂ છ વરસથી વધારે ને અરાડથી ઓછાં ઉંમરના સઘળા શખસોનો સમાવેશ થાએ છે, એમ સમજવું. ઉંમરની બાબતમાં જીલ્લા માજીસ્ટ્રેટનો ઠરાવ આખરનો ગણાશે. (કલમ ૧૭. રકમ ૪, ૫).

વળી, કોઇ કારણસર છોડી મુકવાનો સ્થાનિક સરકારને અધિકારી છે. (કલમ ૧૮).

સ્થાનીક સરકાર આવા લોકોને અમુક થાણામાં તે પ્રાંતમાં અથવા બીજા પ્રાંતના સ્થાનીક સરકારની મંજુરી પ્રથમ લઇને તેવા બીજા પ્રાંતમાં રાખવાં, યા અમુક જગાએથી અમુક જગાએ ખસેડવાનું ફરમાવવા મુખત્યાર છે. (કલમ ૧૯). તેમજ આ આકટના હેતુ સારૂ, આવા શખસોને રેહેવા, કામ કરવા, મજુરી, મેહેનતનાણું અને હરેક બીજી વ્યવસ્થા બાબતમાં રૂલો કરવા અધિકાર છે. (કલમ ૨૦).

**શિક્ષા અને કામ ચલાવવાની રીત,**—ગુન્હા કરનારી આવી જાતનાં માણસો નોટીસની શરત મુજબ વર્ત્તવાનું ચુકે,–યા તો,–ગુન્હા કરનારી જાતનો નોંધાયલો હોએ, ને સ્થાનિક સરકારે કલમ ૨૦ પ્રમાણે અમુક હદ, અંકુશ તથા સદવર્ત્તનથી ચાલવા તથા રેહેવા રૂલો કરી હોએ, તેમાંથી અમુક રૂલો તોડે, યા તે વિરૂદ્ધ ચાલે, તો તેમજ પ્રથમ

ગુન્હાની સાબીતીનો ઠરાવ થયા પછી ચોકસ ગુન્હાઓ કીધા હોય, તો વધારાની શિક્ષા થઇ શકે તે સારૂ,—તથા શક ભરેલી સ્થિતિમાં મળી આવે તો, વગેરે બાબતમાં જે શિક્ષાઓ ઠરી છે, તે બાબતમાં કલમ ૨૧, ૨૨, ૨૩, ૨૪ જોવી. તેમને આવા ગુન્હા બદલ વગર વારંટે પોલીસ પકડી શકે છે.

**ગામના મુખી, રખવાળ, જમીનના ધણીઓએ, ભોગવટો કરનારાઓએ, ખબર આપવાની ફરજ.**—જે ગામમાં ગુન્હા કરનારી જાતના કોઇપણ શખસો રેહેતા હોય, તેમના દરેક મુખીએ, ગામના દરેક રખેવાળે, અને જે જમીન ઉપર આવા કોઇ શખસો રેહેતા હોય, તે જમીનના દરેક ધણીએ અથવા ભોગવટો કરનારે અથવા તેના એજંટે તે ખબર જે કાંઈ મળે તે તાબડતોબ નજીકના પોલીસથાણાના અમલદારને, નીચેની બાબતમાં આપવી.—

(અ) સદરહુ પ્રકારનો કલમ ૫ મી માં કહ્યા પ્રમાણે હાજર થવાને અને ખબર આપવાને ચુકે, તે બાબત, અથવા.

(બ) ગુન્હા કરનારી જાતનો કોઈ પણ નોંધાએલો શખસ (પ્રસંગ પ્રમાણે) સદરહુ ગામમાંથી અથવા સદરહુ જમીનમાંથી જાએ, તે બાબત.

**વળી.**—કોઈ પણ શખસો કોઇ પણ ગુન્હો કરનારી જાતના છે એવો વ્યાજબી રીતે શક હોય તેઓ (પ્રસંગ પ્રમાણે) ગામમાં અથવા જમીનમાં આવ્યાની ખબર કાંઇ પણ પોતાને મળે, તો તે, પણ ઉપર મુજબ આપવાની ફરજ છે. (કલમ ૨૬) આ પ્રમાણે (કલમ ૨૬ પ્રમાણે) કરવામાં ઉપર કહેલા મુખી, રખવાળ, જમીનનો ધણી, ભોગવટો કરનાર, યા એજંટ ચુકશે તો તે પીનલ કોડ કલમ ૧૭૬ ના પેહેલા ભાગ પ્રમાણે શિક્ષાને પાત્ર થશે. (કલમ. ૨૭).

---

## ઢોરોના અતિક્રમણનો કાયદો. ( સને ૧૮૭૧ નો ૧ લો આકટ )-(સને ૧૮૯૧ ના ૧ લા આકટથી સુધરેલો).

**લાગુ છે તે હદ.—આખા બ્રિટિશ હિંદુસ્તાનમાં લાગુ છે. માત્ર ઇલાકાના મુખ્ય શહેરોમાં લાગુ નહીં. તથા સ્થાનિક સરકાર, ગેઝીટમાં જાહેર કરી**

જે અમુક જગ્યાએ લાગુ નથી, એમ ઠરાવે, ત્યાંજ માત્ર નહીં.

વાખ્યા. "પોલીસ અમલદાર" એ સંજ્ઞામાં ગામડાના રખવાળનો પણ સમાસ થાય છે.

"ઢોરો"—હાથી, ઉંટ, ભેંસ, ઘોડા, ગાય, ટટ્ટુ, વછેરા, ખચર, ગધેડાં ડુક્કર, ઘેટાં, મેંઢા, મેઢીઓ, ઘેટાં તથા બકરાં તથા બકરીઓ તથા તેના બચ્ચાંઓ,–સર્વેનો સમાસ થાય છે.

સ્થાનિક સરકારના હુકમને અનુસરી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ડબા કરશે, અને તેની દેખરેખ નીચે હંમેશ સમજવા. ડબાવાળાને તેજ નિમશે. તે "સરકારી નોકર" છે એમ સમજવું. ડબાવાળાની ફરજો વિશે કલમ ૭–૮–૯ ૧૨–૧૩–૧૪–૧૫–૧૬ જોવી.

## સ-જમીનો બિગાડ કરનારાં ઢોરો બાબત શું કાયદો છે?

જ—હરકોઈ જમીન ખેડનારો અથવા તેનો વહીવટ કરનારો,—અથવા હરકોઇ જમીનના પાકનું અથવા ઉપજનું વાવેતર કરવા સારૂ જે માણસે નાણું ધીર્યું હોએ, તે માણસ—અથવા, સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકોઈ ભાગ વેચાતો લેનારો અથવા ધરેણે રાખ-નારો—સદરહુ પ્રકારની જમીન ઉપર અતિક્રમણ કરીને તે જમીનનો અથવા તેના પાકનો અથવા ઉપજનો બિગાડ કરનારાં ઢોરને પકડવાને અથવા પકડાવવાને, અને જે ગામની તે જમીન હોય તે ગામને સારૂ કરેલા ડબામાં તે ઢોરોને અમથી વાર લગાડયા વગર લઈ જવાને અથવા લઈ જવડાવવાને મુખત્યાર છે.

ઢોરોને સદરહુ પ્રમાણે પકડવાની (અ) હરકત નહીં થવા બાબત અને ઢોરોને સદરહુ પ્રમાણે પકડનારાં માણસો પાસેથી ઢોરો (બ) નહીં છોડાવવા બાબત, મદદ માંગે તો પોલીસના સઘળા અમલદારોએ મદદ કરવી. (કલમ ૧૦).

**સાર્વજનિક રસ્તા, નેહેર વગેરેને નુકસાન કરનારાં ઢોરો.**—સાર્વજનિક રસ્તા તથા રમવાની જગા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીનાં કામો, તથા બાંધો અને તેવાંજ બીજા કામો જે માણસોને સ્વાધીન હોય, તે માણસોને તથા પોલીસના અમલદારોને, સદરહુ રસ્તા તથા જગા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીનાં કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો અથવા સદરહુ રસ્તાની અથવા બાજુના ઢોળાવ બગાડનારાં

ઢોરોને અથવા તે ઉપર અતિક્રમણ કરનારાં ઢોરોને પકડવાનો અથવા પકડાવવાનો અધીકાર છે. અને તે ઢોરોને અમથી વાર લગાડયા વગર છેક પાસેના ડબામાં તેઓએ લઇ જવા. (કલમ ૧૧).

**નોટ**—કલમ ૧૨ માં ઢોરો ડબામાં પુરાયા પછી દંડ લેવાનો દર બતાવ્યો છે; ને કબી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને એમ લાગે કે જમીન ઉપર એ પ્રમાણે ઢોરો હમેશ અતિક્રમણ કરે છે, અને પાકનો બિગાડ કરે છે, તો સરકાર ગેઝીટમાં જાહેર ખબર પ્રસિધ્ધ કરી તેથી બમણો દંડ લઈ શકે તેમ નિયમ ફરમાવી શકશે.

કલમ ૧૩–માં,–ડબામાં પુરેલાં ઢોરનો માલીક યા તેનો એજંટ હાજર થઇ ઢોરોની માગણી કરે, તો ડબાવાળાએ ખરચ વગેરે તેની પાસેથી લઇને પાછાં આપવાં; અને તેણે ઢોરો પાછાં મળ્યાની સહી કરી આપવી જોઇએ, એમ ઠર્યું છે.

કબી ડબામાં આવ્યા પછી સાત દિવસની મુદતમાં ઢોરોનો માલીક ઢોરોની માગણી નહીં કરે, તો તે વિષે જાહેર ખબર નિકળી, છેવટ હરાજ થશે, તે બાબત કલમ ૧૪ મી છે. કબી માલીક હાજર થઈ કહે કે ગેર કાયદે ઢોરો પકડયાં છે અને કલમ ૨૦ પ્રમાણે તે ફરીઆદ કરવાનો છે, તો ખરચના પૈસા "ડીપોઝીટ" અનામત મુકેથી ઢોર આપવાં. કલમ ૧૫.

**ઢોર ખરીદવાની મનાઇ.**—કાયદા પ્રમાણે થએલી હરાજીમાંથી કોઇ પોલીસ અમલદારે યા ડબાના રખવાળે ઢોર ખરીદવાં નહીં. (કલમ૧૯).

**ઢોર પકડયા બાબત ફરીઆદ.**—ગેરકાયદે પકડયાં, યા રાખ્યાં હોએ, તેવા ઢોર બાબતમાં તેનો માલીક ફરીઆદ કરી શકે. (કલમ ૨૦). આવી ફરીઆદ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને, યા બીજા અખત્યારવાળા માજીસ્ટ્રેટને લખીતવાર યા મોહોડાંથી થઈ શકે, અને માલીક યા હકીગત જાણનાર નોકરથી પણ થઈ શકે. તે ઉપરથી માજીસ્ટ્રેટ તપાસ કરે; જરૂર પડે તો સમન્સ કરી જવાબદારને બોલાવે; અને યોગ્ય લાગે તો રૂપીઆ એક સો સુધી નુકસાનીના તેની પાસે અપાવે, અને તમામ ડબાદંડ અને ખરચ પણ અપાવે. ઢોરો ડબામાંજ હોએ, તો છોડી દેવા હુકમ કરે (કલમ૨૧. ૨૨).

**હરકત કરવી, છોડવવા**—ઢોર પકડવાના કામમાં જબરીથી હરકત કરશે યા છોડાવશે, તેને છ મહિના સુધી કેદની, અથવા પાનસેંહ રૂપીઆ સુધી દંડની,—યા બેઉ સજા થશે. ( કલમ ૨૪ ).

**ઢોરોના અતિક્રમણથી બિગાડ.**—ઢોરોના અતિક્રમણથી કાંઇ જમીનને, યા પાક, યા ઉપજને, નુકસાન થાએ, ને ઢોર છુટાં બેફીકરાઇથી રાખવાથી તેમ થવા સંભવ હતો, અથવા તેવું જ્ઞાન ભાન હતું એમ જણાય તો તેના માલિકને અથવા રખવાળને પચાસ રૂપીઆ સુધી દંડ તે બિગાડ બદલ થશે. સરકારે આવું જાહેરનામું અમુક હદમાં કરેથી, આ મુજબ થઈ શકે છે. કલમ ૨૬.

**ડબાના રખેવાળની ગફલત.**—કાયદા વિરૂદ્ધ ઢોરો છોડે, યા ખરીદે, અથવા ઘાસ પાણી ડબામાં ઢોરોને પુરાં ન પાડે, યા કાયદા વિરૂદ્ધ કાંઇ પોતાની ફરજમાં કસુર કરે તો, બીજી કોઈ શિક્ષા થઈ શકતી હોએ તે ઉપરાંત, માજીસ્ટ્રેટ આગળ સાબીતી થએથી પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે. કલમ ૨૭.

**નોટ:**—કલમ ૩૧ પ્રમાણે સ્થાનિક સરકાર આ કાયદા પ્રમાણેના પોતાના અધીકાર, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેટલા આપી શકે છે.

## જુગારનો આકટ (સને ૧૮૮૭નો આકટ ૪થો. સને ૧૮૯૦ ના આકટ ૧લાથી થએલા સુધારા સાથે).

**ક્યાં લાગુ છે, તે હદ.**—મુંબઇ શેહેરમાં, સાલ્સેટના ટાપુમાં, મુંબઇ ઇલાકાના તમામ રેલ્વે સ્ટેશન તથા સ્ટેશનના કોઈ પણ ભાગથી ત્રણ માઇલની હદમાં, લાગુ સમજવું, વળી મુંબઈ સરકાર જાહેરનામું બહાર પાડી જ્યાં લાગુ પાડે ત્યાં પણ લાગુ થશે એમ સમજવું.

**સટ્ટા બાબતમાં**—જ્યાં જ્યાં કાયદામાં "જુગાર" એ સંજ્ઞા આવે છે, ત્યાં "સટ્ટા"નો પણ સમાસ તેમાં થાએ છે એમ સમજવું.

**જુગાર રમવાનાં સાધનો,**—માં જુગાર રમવાના વિષય અથવા સાહિત્ય તરીકે વપરાતી કોઇ પણ વસ્તુનો તથા કોઇપણ જુગારના રજીસ્ટર રેકાર્ડ અથવા પુરાવા તરીકે વપરાતા કોઈ દસ્તાવેજનો સમાવેશ થાયછે.

**સ.—જુગારનો અખાડો કોને કેહેવો, તેની વાખ્યા આપો.**

**જ.**—જે કોઈ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો જે માણસ ધણી હોય, અથવા જે તેનો વહીવટ કરતો હોય, અથવા જે તે વાપરતો

હોય, અથવા જેણે તે રાખી હોય, તે માણસના ફાયદા સારૂ અથવા નફા સારૂ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં રમવાના કંઈ પણ સાધનો રાખ્યાં હોય, અથવા વપરાતાં હોય, તે ઘર અથવા ઓરડી અથવા જગા,—એવો અર્થ **"જુગારનો અખાડો"** એ શબ્દોનો આ આકટમાં થાય છે એમ સમજવું; પછી તે ફાયદો અથવા નફો, તેને તે જુગારનાં સાધનો અથવા ઘર અથવા ઓરડી અથવા જગા વાપરવા બાબત ભાડાં દાખલ મળતો હોય કે બીજી રીતે મળતો હોએ તે વાતની ચિંતા નથી. (કલમ ૩).

**સ.—જુગારનો અખાડો રાખવા બાબતમાં શું કાયદો છે?**

**જ.**—"(**अ**) કોઈ પણ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી અથવા તેનો વહીવટ કરનારો, અથવા તે વાપરનારો જુગારના અખાડાના કામ સારૂ તે કહાડશે અથવા રાખશે, અથવા વાપરશે તેને,

(**ब**) સદરહુ પ્રકારના હરકોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી અથવા તેનો વહીવટ કરનારો ઉપર કહેલાં કારણ સારૂ બીજાં કોઇ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગા જાણીબુજીને અથવા જાણી જોઇને કહાડવા દેશે, અથવા તેનો વહીવટ કરવા દેશે, અથવા તે રાખવા દેશે, અથવા તેનો ઉપયોગ કરવા દેશે તેને,

(**क**) સદરહુ કારણ સારૂ કાહાડેલાં, વહીવટમાં લીધેલાં, રાખેલાં, અથવા ઉપયોગમાં લીધેલાં સદરહુ પ્રકારના હરકોઈ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર કામની સંભાળ અથવા વ્યવસ્થા જે રાખતો હશે અથવા તે કામ ચલાવવામાં કોઇ રીતે જે મદદ કરતો હશે તેને,

(**ड**) સદરહુ પ્રકારના હરકોઇ ઘરમાં અથવા ઓરડામાં અથવા જગામાં આવજાવ કરનાર માણસો સાથે જુગાર રમવા સારૂ પૈસા જે માણસ ધીરશે અથવા પુરા પાડશે તેને,

પાંચસેં રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે; અથવા ત્રણ મહિના સુધીની કેદની શિક્ષા થશે." (કલમ ૪).

**સ.—જુગારના અખાડામાં જુગાર રમવા બાબત શિક્ષા સારૂ શું નિયમ છે?**

**જ.**—કોઇપણ સામાન્ય જુગારના અખાડામાં કોઈ માણસ જુગાર રમતાં પકડાશે અથવા જુગાર રમવા સારૂ ત્યાં હાજર હોઇને પકડાશે તો તેને બસે રૂપીયા સુધીના દંડની અથવા એક મહીના સુધીના કેદની શીક્ષા થશે.

વળી,—જુગારના અખાડામાં જુગાર ચાલતો હશે, તે વખતે ત્યાં કોઇ પણ પકડાશે, તો વિરૂદ્ધ સાબીત ન થાએ ત્યાં સુધી તે જુગાર રમવા સારૂ, ત્યાં ગયો હતો, એવું કાયદો માની લેશે એમ સમજવું. (કલમ ૫).

**સ.—જુગારના અખાડામાં પેસવાની સત્તા પોલીસને કોણ આપી શકે, ને તેઓ શું કરી શકે?**

**જ**—આ બાબતમાં છઠી કલમ લાગુ છે. મુંબઈ શેહેરમાં પોલીસ કમીશનર, અને બહાર કોઇ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ, યા, ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ, યા કોઇ આસીસટન્ટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ જેને આ બાબત સરકારે ખાસ અખ્ત્યાર આપ્યો હશે, તેની આગળ કસમ ઉપર એવી ફરીયાદ યા ખબર થાએ કે ફલાણું ઘર, યા ઓરડી, યા જગા જુગારના અખાડા સારૂ વાપરવામાં આવે છે એવું માનવાનો સબબ છે, તો જરૂર લાગે તે પ્રમાણે આવા સંશય વિશે તપાસ કરી પોતાને ખાત્રી થએથી, એક ખાસ યાને **'સ્પેશીયલ' વારંટ** તે કાહાડી શકે, અને તે કોઈ પોલીસ ઇન્સપેકટર યા સબ ઇન્સિપેકટરથી ઓછા દરજ્જાનો નહીં એવા પોલીસ અમલદારને એવી સત્તા આપી શકે કે,—(अ)—સદરહુ કોઇ ઘર, ઓરડી યા જગામાં, રાતે યા દહાડે જરૂર લાગે તેમ માણસોની મદદ લઈ જબરદસ્તીથી તેણે પેસવું;(ब)—ત્યાં ખરેખર જુગાર તે વખતે ચાલતો હોય કે નહીં, તો પણ ત્યાં હાજર મળે તે માણસોને કેદ પકડી કોઈ માજીસ્ટ્રેટ આગળ લઈ જવાં; (क)—જુગાર રમવાના જે સાધનો, પૈસા, તથા કીંમતી જણસો ત્યાં જડે અને તેનો જુગાર રમવા સારૂ ઉપયોગ કર્યો છે, યા કરવાનો ઇરાદો હતો એવો સંશય લાગવાનું વ્યાજબી કારણુ લાગે, તે સર્વે જપ્ત કરવાં; (ड)—તેમાં ઉપર પ્રમાણે પેઠા બાદ,

જુગારના સાધનો સંતાડયાં છે એમ વ્યાજબી શક ઉપરથી તે ઘર યા ઓરડીના સઘળા ભાગની જડતી લેવી, તેમજ ત્યાં કેદ કરેલાં માણસોનો ઝાડો લેવો અને તેમાં જુગાર રમવાનાં સાધનો જડે, તે જપ્ત કરવાં;— આ પ્રમાણેનો વારંટ કહાડી હુકમ આપી શકે. (કલમ ૬).

**નોટ.—પણ ત્યાં માણસ કેદ કરવામાં આવે, તેના અંગની જડતી લેતાં જે પૈસા વગેરે મળે, તે જપ્ત કરશે, તો તે જુગારના સાધન તરીકે નહીં ગણાય, ને પૈસા જેના કબજામાંથી મળ્યા હશે તેને પાછા મળશે, ને સરકાર ખાલસા નહીં થશે, એમ મુંબઈ હાઇ કોર્ટે ઠરાવ્યું છે, તે યાદ રાખવું.**

**જુગારના અખાડાનો પુરાવો.**—ઉપર પ્રમાણે વારંટથી પોલીસ અમલદાર ઘરમાં પેસે, ત્યાં જડતી લેતાં જુગારના સાધનો મળી આવે, તો કલમ ૭મીથી એમ ઠર્યું છે કે આવી જગા **જુગારનો સામાન્ય અખાડોજ છે**. ત્યાં પોલીસના દેખતાં રમત યા જુગાર ચાલતો હતો, એમ કાંઈ પણ સાબીતીની જરૂર નથી. તેમજ, ત્યાં પકડાએલા સર્વે શખસો જુગાર રમવા સારૂજ હાજર હતા, એમ કાયદો માની લેશે; તેથી વિરૂધ્ધ ઠરાવવું હોએ, તેણે પુરાવો તેવો આપવો જોઈએ.

**કલમ ૭ ઉપર વીશેષ સમજુતી.**—આવો વારંટ કલમ ૬ પ્રમાણેનો આપી શકે, તેવો કોઈ અમલદાર પોતે જાતેજ વગર વારટે પણ તેવા જુગારના અખાડામાં દાખલ થઇ શકે છે. જે અમલદાર વારંટ આ કામમા આપી શકે, તે પોતે જાતે કાંઇ ખબર મળેથી આવા જુગારના અખાડામાં જઈ શકે, ને વારંટથી જેમ થઈ શકે તેમ જડતી લઈ શકે; ત્યાં સાધનો જુગારના મળે તે જપ્ત કરે, અને ત્યાં હાજર મળે તેને કેદ પણ કરી શકે. આ પ્રમાણે કરવામાં ગેરકાયદે કાંઇ નથી પણ આવા પેસનાર અમલદારે જુબાની જાતે કોર્ટમાં એ જુગારના કેસમાં આપવી પડશે, એમ ઠર્યું છે; અને આમ તે પોતે કરે, ત્યારે કલમ ૭ પ્રમાણેનું અનુમાન કાયદા પ્રમાણે લઇ નહીં શકાય એ યાદ રાખવું જરૂરનું છે.

પ્રથમ પોતાની રૂબરૂ પ્રતિજ્ઞા ઉપર ફરીયાદ થઈ હોએ, ને તેથી પોતે વારંટ કાહાડી કોઇને પેસવા અખ્ત્યાર આપ્યો હોએ, ને તે પેસનાર અમલદારને જડતી દરમ્યાનમાં જુગારના સાધનો મળી આવે, ત્યારે પ્રથમ પ્રતિજ્ઞા ઉપર આપેલી ખબર ખરી ઠરી છે, એમ ગણી શકાય;

અને કાયદો પરવાનગી આપે છે કે કલમ ૭ મુજબ અનુમાન કહાડી શકાશે. ઉપર પ્રમાણે હાઇકોર્ટે ઠરાવ્યું છે, તે યાદ રાખી, કામ લેવું.

**જુગારના સાધનોનો નાશ કરાવી નાંખવો.**—માજીસ્ટ્રેટ આગળ જુગારનો કેસ સાબીત થએથી, ત્યાં મળેલાં જુગારના સાધનોનો નાશ તે કરાવી શકે છે. (કલમ ૮).

**નોટ.**—કલમ ૪ અને ૫,ના ગુન્હામાં, જે શખ્સ ત્યાં પકડાએ તે શખ્સ પૈસા સારૂ રમતો હતો, એમ પુરાવો કરવાની જરૂર નથી. (કલમ ૯).

**કોઈએક જુગારીને માફી આપી સાક્ષી લેવા બાબતમાં,**—જુગાર રમનારાઓ પૈકી કોઇએક જુગારીને માફી આપી પ્રતિજ્ઞા ઉપર તેની સાક્ષી તે કામમાં લઇ શકાએ. માજીસ્ટ્રેટ તેવો લખીત દાખલો તેને આપશે; અને તે વખત પેહેલાં તેના જુગાર રમવાના કૃત્યની તેને માફી થશે. (કલમ ૧૦).

**ઇનામ બાબત.**—બાતમીદારને ઇનામ આપવા બાબતમાં તોહોમતદારને કરેલા દંડનો ½થી વધારે નહીં તેવી કોઈ રકમ, અથવા કલમ ૮ પ્રમાણે જપ્ત કરેલાં જુગારના સાધનો વેચવા હુકમ કર્યો તો તેમાંથી, યા પૈસા સરકાર ખાલસા કરવા તે કલમ પ્રમાણે હુકમ કર્યો તેમાંથી, આપવા, તે કેસનો ચુકાદો કરનાર માજીસ્ટ્રેટ હુકમ કરી શકે છે. (કલમ ૧૧).

**જાહેર રસ્તા ઉપર જુગાર.**—હર કોઇ રાજ્યમાર્ગમાં, અથવા લોકો જઇ શકે, અથવા જવાની છુટ હોએ એવી જગામાં, અથવા સહદારીના ઠેકાણામાં કોઇ જુગાર રમતો પકડાશે,—અથવા એવી જાહેર જગામાં અથવા ઠેકાણામાં કોઈ પક્ષી યા જનાવર લડાવતાં કોઈ માણસ પકડાશે,—અથવા, તેને કોઈ પક્ષી યા જનાવર લડાવવામાં હાજર રહીને મદદ અથવા સાહાય કરતાં પકડાશે,—તેવાઓને પોલીસ અમલદાર વગર વારંટે પકડી શકશે; અને ગુન્હો સાબીત થએ કોઇ માજીસ્ટ્રેટ તેને રૂપીઆ પચાસ સુધી દંડની, અથવા એક મહિના સુધી કેદની શિક્ષા કરી શકશે; અને સાધનો જે જડે તેનો નાશ કરવાનો, તથા પક્ષી તથા જનાવર વેચી નંખાવવાનો, હુકમ કરી ઉપજ સરકાર જમા કરશે (કલમ ૧૨).

**નોટ.**—આ આક્ટની કુશળતાની કોઈ રમત,-જેવી કે ઘોડાની શરત, ને લાગુ નથી. (કલમ ૧૩).

**નોટ.**—ફક્ત આ બારમી કલમને સારૂજ, એટલે જુગાર જાહેર રસ્તામાં યા જગામાં રમાતો હોય તોજ, પોલીસ વગર વારંટે ગુન્હેગારોને આ કાયદા મુજબ પકડી શકે છે. એ પ્રમાણે, કલમ ૧૨ ના કામમાં "ચારજ-શીટ" ભરાએ પણ, બીજા જુગારના કામોમાં તેમ ન ભરાએ. માજીસ્ટ્રેટ આગળ ફરીઆદ નોંધાવવી પડે.

**જામીન.**—જુગારનો હરેક ગુન્હો જામીન લાયક છે. તેથી પકડેલા શખસ જામીન આપે, તો લેવો. જામીન હંમેશ માંગવો.

જડતીઓ આ કાયદા પ્રમાણે લેતાં, પંચો હંમેશ હાજર રાખવા.

**કલમ ૬ ઠી પ્રમાણેનો વારંટ**—હંમેશ કામમાં કાગળ તરીકે દાખલ થવા કોર્ટમાં રજુ કરવો. પ્રતિજ્ઞા ઉપર તેવા વારંટ સારૂ થએલી જુબાની બાતમીદારની હોએ છે, તેથી તે રજુ કરવાની જરૂર નથી.

---

## હથીઆરનો આક્ટ. (સને ૧૮૭૮ નો ૧૧ મો).

---

**વાખ્યા.**—હથીઆર—એટલે તેમાં અગ્નિશસ્ત્રો, સંગીન, તરવાર, ખંજર યા કટારી, ભાલા તથા તેનાં ફળાં, તથા કામઠાં તથા તીર, અને તોપ, હથીઆરના ભાગ, અને હથીઆર તૈયાર કરવાના યંત્રનો પણ સમાસ થાએ છે. (કલમ ૪).

**યુદ્ધ સામગ્રી.**—ની વાખ્યા સારૂ કલમ ૪થી જુઓ. ગંધક સુરોખાર, સીસું—એનો તેમાં સમાસ નથી.

**શકને પ્રસંગે હથીઆર લઇ જનારને કોણ પકડી શકે.**—કોઇ ગેરકાયદાસર કારણ સારૂ વાપરવાના ઇરાદાથી, યા ઉપયોગી પડે તેવા ઇરાદાથી કાંઈ હથીઆર લઈ જવામાં આવે છે, પછી તે સારૂ લાઇસિન્સ હોએ કે ન હોએ, તોપણ, એમ માનવાનો વાજબી સબબ યા કારણ હોય ત્યારે, કોઈ પોલીસ અમલદારને, તેમજ હર કોઇ શખસને, તેવાં હથીઆર યા યુધ્ધ સામગ્રી લઇ જતાં જડે ત્યારે તેવા લઇ જનાર માણસને વગર વારંટે તેઓ પકડી શકે. તેમજ હથીઆર તથા યુધ્ધ સામગ્રી જપ્ત કરી શકાએ. ખાનગી માણસે આ પ્રમાણે કર્યું હોએ, તો પકડેલા માણસને તથા હથીઆર વગેરે ને કોઇ પોલીસ અમલદારને તુરત સ્વાધીન કરવાં. આ પ્રમાણે સોંપવામાં આવે, યા પોતેજ પકડયાં હોએ, તેવાં માણસ તથા હથીઆરને માજીસ્ટ્રેટ પાસે લઈ જવાં. (કલમ ૧૨).

**હથીઆર બાંધીને ફરવું તથા હથીઆર કબજામાં રાખવા બાબત.**

**કલમ ૧૩ મી માં,**—લાઇસન્સ શિવાએ, યા તેની શરતથી વિરૂદ્ધ હથીઆર બાંધીને ફરવાની મનાઈ છે. શિક્ષાની કલમ ૧૯ મી ની રકમ (ઇ) માં બતાવેલી છે.

**કલમ ૧૪ મી માં,**—લાઇસન્સ વગર. યા તેની શરતથી વિરૂદ્ધ કોઇ માણુસ તોપ, અથવા અગ્નિશસ્ત્રો, અથવા યુદ્ધ સામગ્રી, અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં અથવા પોતાના નિબંધમાં રાખવો નહીં. એમ ઠરાવ્યું છે. શિક્ષા સારૂ કલમ ૧૯ ની રકમ (ફ) જોવી.

**કલમ ૧૬ મી માં,**—જે હથીઆરો કબજામાં રાખવા ગેર કાયદાસર થયાં હશે, (પછી કોઇ લાઇસિન્સ રદ થયાને લીધે, યા તેની મુદ્દત પુરી થયાને લીધે હોએ, તોપણ), તે જેના કબજામાં હોએ તેણે નજીકના પોલીસ થાણામાં ત્યાંના અમલદારને સોંપી દેવાં જોઇએ.

**નોટ**—લાઇસિન્સ કયા અમલદારે શું શરતોથી આપવું, તે મર્યાદા ઇંડીઆ સરકાર કાનુન વખ્તો વખત કરી નક્કી કરે. એવું લાઇસિન્સ રદ કરવાનો અધીકાર તે આપનાર, અથવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ, યા ઇલાકાના મુખ્ય શેહેરમાં પોલીસ કમીશનરને છે; અને આ આકટ વિરૂદ્ધ કોઇ ગુન્હો કર્યાની સાબીતી જે જડજ અથવા માજીસ્ટ્રેટ સમક્ષ કોઇ ફોજદારી કામમાં થઈ હોએ, તેને છે. (કલમ. ૧૭, ૧૮).

**કલમ ૧૯ મી માં,**—શિક્ષા, જુદા જુદા ગુન્હાની બતાવી છે. ઘણુામાં ઘણી શિક્ષા ત્રણ વરસ સુધી કેદની, અથવા દંડની, અથવા બેઉની છે.

**કાગનીઝેબલ કે નહીં.**—કલમ, ૧૩ મી—હથીઆર બાંધીને ફરવા બાબતની,તથા કલમ. ૧૪ મી—અગ્ની—શસ્ત્ર, યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં યા નિબંધમાં કોઇ રાખે તે બાબતની.—આ બેઉ કલમો પ્રમાણેના ગુન્હાઓ "કાગનીઝેબલ" છે. તેથી પોલીસ વગર વારંટે પકડી શકે. પણ કલમ ૧૯ ની રકમ (ફ) પ્રમાણેના ગુન્હાની બાબતમાં કોઈ માણુસની ઉપર કામ ચલાવવા ત્યાંના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની અને ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશનરની પ્રથમ મંજુરી મેળવવી જોઈએ. (ક. ૧૩, ૧૪ માં જામીન લેવા),

**ગુન્હાની ખબર આપવાની ફરજ.**—આ આકટ વિરૂદ્ધ કોઇ ગુન્હો કર્યાની ખબર જે જે માણસને હશે તેણે તે ખબર કોઇ છેક નજીકના પોલીસ અમલદારને અથવા માજીસ્ટ્રેટને હંમેશ આપવાની પોતાની ફરજ છે, એમ સમજવું. તેમ ન કરવાનું અગર તેનું કાંઈ વ્યાજબી કારણ હશે, તો તેણે સાબીત કરવું પડશે. (કલમ. ૨૮),

**ઝાહાડો લેવાનો અધિકાર.**—કલમ ૧૯ ની રકમ (ફ) પ્રમાણે શિક્ષા કરવા જોગ ગુન્હા બાબતમાં ઝાડો લેવાનો અધિકાર કોઈ પણ પોલીસ સબ ઇન્સિપેકટરને છે. (કલમ. ૩૦).

**વિશેષ સમજુતી.**—આકટમાંથી કોણુ બાતલ કરવામાં આવ્યા છે, તેનું લીસ્ટ દર વરસે સરકાર ગેજીટમાં છાપી પ્રસિદ્ધ કરે છે. હથીઆર રાખવાનો પરવાનો દરેક ડીસ્ટ્રીકટમાં, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ આપે, અને તે ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીનટેન્ડેન્ટને અભીપ્રાએ પુછીને આપે. એક ડીસ્ટ્રીકટ કરતાં વધારેનું આપવું હોએ, ત્યારે ડીવીઝનના કમીશનરની પણ સહી (કાંઉટર સીગનેચર) લાઇસન્સ ઉપર જોઇએ. દરેક તાલુકાના સબ ઇન્સ્પેકટરની ઓફીસમાં લાઇસન્સદાર હથીઆર ધારણ કરનારના લીસ્ટ રહે છે, તેમાં કઈ જાતનું હથીઆર, તેનું તપસીલવાર વર્ણન પણ લખાએ છે. યુદ્ધ સામગ્રી વેચવાની દુકાનનું ઇન્સ્પેકશન પોલીસ ઇન્સ્પેકટરે તથા ડીસટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે તથા આસીસટન્ટે, તથા તાલુકાના ઇનિચાર્જ–ડીવીઝન–માજીસ્ટ્રેટે કરવાનું હોએ છે. તે ઉપરાંત ડીસટ્રીકટ માજીસ્ટ્રેટે પણ કરવું પડે છે.



## સ્વ. રા. સા. પ્રાણશંકર કૃત.

### પોલીસને ઉપયોગી પુસ્તકો.

૧. પોલીસ રીફ્રેશર (અંગ્રેજીમાં) ૨—૪—૦

૨. લા ઓફ એવીડન્સ સીમ્પલીફાઈડ (અંગ્રેજીમાં) ૧—૮—૦

૩. પોલીસ નિયમ પ્રકાશક (મરાઠી) ૧—૦—૦

૪. પોલીસ નિયમ પ્રકાશક (ગુજરાતી) બીજી આવૃતિ ૧—૪—૦

પોસ્ટેજ જુદું.

ઉપર જણાવ્યા શિવાય મરહુમના બીજાં કોઇ પુસ્તકો સીલીકમાં નથી. ઉપર જણાવેલાં પુસ્તકો નીચેના ઠેકાણેથી મળશે.

મુંબાઈ:—મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કુંપની.
બુકસેલર્સ. પ્રીન્સેસ સ્ટ્રીટ કાલબાદેવી રોડ.

સુરતઃ—અમારી પાસેથી.

છોટુભાઇ પ્રાણશંકર
નાગરફળીઆ—સુરત.